# वैद्यजीवन

# वैद्यावतंस



कृ. गो. देवाश्रयी.

મહાકવિશ્રી લોલિંબરાજ પ્રણીત

# વૈદ્યજીવન

(શ્લોક સહિત ગુજરાતી પદ્ય ને ગદ્ય)

અને

## વૈદ્યાવતંસ

(શ્લોક સાથે ગદ્ય ભાષાંતર.)

પ્રકટ કરનાર

**કૃષ્ણલાલ ગોવિન્દરામ દેવાશ્રયી.**

"જે છે શિખ્યો ગુરુથકી સહુ વૈદ્યશાસ્ત્ર
ક્રીયાવિષે કુશલ, હસ્તપિયૂષપાત્ર;
ને જે કૃપાળુ વળિ નિસ્પૃહિ, ધૈર્યધારી,
શુદ્ધાધિકારિ, પદ વૈદ્યનું તે જ ધારી."

બીજી આવૃતી.

# अर्पणपत्रिका।

व्याधिपीडितभूतानामवतीर्य सुखाय कौ।
अग्रन्थीत्कविलोलिम्बो भिषग्वर्य इमां कृतिम् ॥१॥

क्व भिषक्कुलश्रेष्ठोऽसौ क्व चाल्पविषया मतिः।
उच्छ्रितफलप्राप्त्यर्थमधः स्थितस्तरोरहम् ॥२॥

साहित्यार्पितसेवाय कृष्णाय सद्धितात्मने।
समर्पिता मया तस्मै कृतिरियमिन्द्रेण सा ॥३॥

लयं सद्यः सर्गाद्यान्ति जगन्त्येतानि पंडित।
नैति तथा यशः शुभ्रं दिगन्तगीतकीर्ते ते ॥४॥

# પ્રસ્તાવના.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધવા માટે માણસનું શરીર એ એક સાધન છે. જો શરીર નિરોગી હોય તો જ સઘળું થઈ શકે. બીજી બધી વિદ્યા કરતાં શરીર નિરોગી રાખવાની વિદ્યા દરેક માણસે જાણવી જોઈએ. સહજ સહજ વ્યાધિ માટે દેશી કે વિદેશી વૈદું કરનારને ત્યાં જવા અથવા તેમને પોતાને ઘેર બોલાવવા કરતાં જો કોઈ વૈદ્યકની ભરોસો રાખવા લાયક ચોપડી પાસે રાખી તેમાં લખેલા ઉપાયો સમજીને કરવામાં આવે તો તેથી ઘણો ફાયદો થાય અને એ હેતુ આ નાની ચોપડીથી પુરો પડશે જાણીને તે પ્રકટ કરવામાં આવી છે.

આ ચોપડી મહુંમ વૈદ્યરાજ ઝંડુભટ્ટજીએ સુધારી આપેલી છે તેથી તેમાં લખેલી દવાઓ કરવામાં કોઈ જાતનો સંદેહ રહે તેમ નથી. તથા બને તેટલી તેમાં સ્પષ્ટ સમજુતી પણ આપેલી છે.

ભાદશંકર-ભવન, અસારવા માર્ગ,
અમદાવાદ,
તા. ૧-૧૦-૧૯૦૭.

કૃ. ગો. દેવાશ્રયી.

# વૈદ્યજીવન માટે

**वैद्यराज झण्डुभट्टजी** કહે છે કેઃ—"પુસ્તક ઘણું સારૂં ને લોકોપયોગી થયું છે એમાં સંદેહ નથી."

**वैद्यराज प्रभुराम जीवनराम** કહે છે કેઃ—"એની અંદરના કેટલાક ઉપચારોનો ખાસ અનુભવ મેં લીધેલો હોવાથી હું તે ઉપચારો અતિ ઉત્તમ સમજું છું."

# પ્રસ્તાવના

વ્યાકરણ, સંગીત, શબ્દકોષ વગેરે વિષયોને લગતા ગ્રન્થો સંસ્કૃત કાવ્યમાં લખાયા છે; તેમજ વૈદ્યક વિષયને કાવ્યમાં ઉતાર્યો છે. વિષયને કાવ્યમાં ઉતારવાનું કારણ એકજ છે કે તે સહેલાઈથી કંઠસ્થ રહી શકે છે. વૈદ્યક વિષયને કાવ્યમાં ઉતાર્યો તો છે પણ તેમાં કેટલીક ઉણપ રહી ગઈ. મહાકવિ અને ભિષગ્ભૂષણ લોલિમ્બરાજે તે ઉણપની પૂર્તિ પોતે લખેલા 'વૈદ્યજીવન'માં કરી છે. શ્લેષ, ગોમૂત્રિકા જેવા ચિત્રબંધથી 'વૈદ્યજીવનને' અલંકૃત કર્યું છે. આ ગ્રન્થ માત્ર વૈદ્યલોકોને પ્રિય નથી પરન્તુ સાહિત્ય રસિકોને પણ મુગ્ધ કરી મૂકે છે.

લેખન શૈલી સાધારણ વૈદની નહિ પણ કવિની હોવાથી બીજા સામાન્ય વૈદક ગ્રન્થો વાંચતા શુષ્કતા લાગે છે તેવો અનુભવ આ પુસ્તકના વાંચનથી વાચક વર્ગને થતો નથી. આ ઉપરથી ગ્રન્થ ખરીદી વાંચનારને બેવડો લાભ થાય છે. તેનું રસજ્ઞાન કેળવાય છે એટલુંજ નહિ પણ વૈદકશાસ્ત્રના મૂળતત્ત્વોની સમ્પૂર્ણ માહીતી મળે છે. કવિવર્ય લોલિમ્બરાજનું સંક્ષિપ્ત જીવનવૃત્તાન્ત આપ્યું છે અને તે પછી દિનચર્યા, ઋતુચર્યા, રાત્રિચર્યા સંસ્કૃત વૈદક ગ્રન્થોને આધારે વિસ્તાર પૂર્વક અને બોધપ્રદ શૈલીમાં તથા અસરકારક ભાષામાં આપી છે. ત્યારબાદ દેશી અને વિદેશી વૈદ્યની હાલની સ્થિતિ વિષે વિવેચન કર્યું છે. પ્રસ્તુત પુસ્તકનો આ ભાગ સૌથી પ્રથમ વાંચવાની અમે ગુર્જર વાચક વર્ગને ભલામણ કરીશું. કેમકે તે ભાગમાં કિમતી બોધ અને સૂચના આપેલાં છે.

સમયના અભાવને લઈને પુસ્તક પ્રકાશિત કરવામાં વિલમ્બ થયો છે.

**અમદાવાદ.**
તા. ૩૦–૬–૩૯

**ઈન્દ્રપ્રસાદ રામનાથ દેવાશ્રમી**

# શુદ્ધિ પત્રક

| પાનુ | ફકરો | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | ૨ | ૮ | પાણીં | પાણી |
| ૯ | ૨ | ૪ | સૂકો | સુકો |
| ૧૦ | ૪ | ૧ | કાપથી | કોપથી |
| ૧૩ | ૪ | ૧ | ટુક્ડા | ટુકડા |
| ૧૫ | ૩ | ૫ | જૂદિ | જુદી |
| ૧૫ | ૪ | ૧ | મનુંષ્ય | મનુષ્ય |
| ૧૬ | ૧ | ૬ | ન્થુનાધિક | ન્યૂનાધિક |
| ૨૧ | ૧ | ૨ | પડ | પડે |
| ૩૪ નોટ | ૩ | ૮ | પાઇણીયો | પોઇણીયો |
| ૪૦ | ૪ | ૩ | તોલાથી | તોલા |
| ૫૩ | | ૬ | આષધી | ઔષધી |
| ૫૪ | ૧ | ૬ | સવ | સર્વ |
| ૭૩ | | ૭ | વૈદ્યાનું | વૈદ્દાનું |
| ૭૬ | ૧ | ૫ | વેદાને | વૈદ્દાને |
| | | | પોનાના | પોતાના |
| ૮૦ | શ્લોક ૨ | ૪ | કૃપાથી | કૃપાથિ |
| | ૨ | ૩ | શક્તિ પાત્ર | શક્તિ મને પ્રાપ્ત |
| ૮૨ | શ્લોક ૭ | ૩ | નિરલોભી | નિરલોભિ |
| ૮૪ | ૨ | ૧૬ | કષ્ટસાથ્ય | કષ્ટસાધ્ય |
| ૮૫ | શ્લોક ૧૦ | ૧ | રોગીરે | રોગીને |
| ૮૬ | ચિત્ર | ૧ | પથ્ય | પથ્યે |
| ૮૮ | શ્લોક ૧૪ | ૨ | મૃગાક્ષી | મૃગાક્ષિ |
| ૯૫ | શ્લોક૧૯ | ૧ | पिबत्प | पिबेत्प |

## શુદ્ધ પત્રક.

| પાનુ | ફકરો | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૯૬ | ૨ | ૧,૫ | पीयुष | पीयूष |
| ૧૧૪ | ૨ | ૨ | રુચી | રુચિ |
| ૧૨૧ | શ્લોક ૬૨ | ૨ | तो | ञ्तो |
| ૧૨૪ | શ્લોક ૬૭ | ૧ | युतस्त | युतस्य |
| ૧૨૫ | શ્લોક ૬૮ | ૨ | नस्य | नस्यं |
| ૧૨૮ | શ્લોક ૭૩ | ૧ | कल्कात | कल्कात् |
| ૧૮૮ | નોંધ | ૨ | सुन्दरीणाम | सुंन्दरीणाम् |
| ૨૦૨ | ૨ | ૭ | वैघा | वैद्यो |

# અનુક્રમણિકા.



**ઋતુચર્યા:—**

**દિનચર્યાઃ—**



**રાત્રિચર્યાઃ—**

———

# વૈદ્યજીવનની અનુક્રમણિકા.

प्रथमोल्लासः।

द्वितीयोल्लासः।

तृतीयोल्लासः ।

## चतुर्थोल्लासः।

पंचमोल्लासः।

---

# વૈદ્યાવતંસ.

## પ્રથમોલ્લાસઃ ।



## દ્વિતીયોલ્લાસઃ ।

## तृतीयोल्लासः ।



## चतुर्थोल्लासः ।



## पञ्चमोल्लासः ।

---

## वैद्यजीवन-औषधानुक्रम



---

# લોલિમ્બરાજ

વૈદ્યજીવનના કર્તા લોલિમ્બરાજનો ઇતિહાસ મરાઠી ટીકાકારે આ પ્રમાણે આપેલો છેઃ "પૂર્વે જુન્નરમાં દિવાકર ભટ્ટ નામે એક સુશીલ અને વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેને પેટ સંતાન નહોતું તેથી બહુ દિવસ સૂર્યની આરાધના કરતાં વૃદ્ધાવસ્થામાં સૂર્યની કૃપાથી તેને એક પુત્ર થયો. તેનું નામ લોલિમ્બરાજ પાડયું. તે બાળવયમાં હતો ત્યારે તેનો પિતા ગુજર્યો અને પછીથી તેને સારી શીક્ષા મળી નહિ તેથી તે છોકરો સ્વચ્છંદી, મૂર્ખ અને વિષયાંધ નિવડયો અને લોકો તેનો ઘણો તિરસ્કાર કરવા લાગ્યા.

આ પ્રમાણે કેટલાક દિવસ વીત્યાપછી શાકે ૧૫૫૫ માં લોલિમ્બરાજ પશ્ચાત્તાપથી સપ્તશૃંગમાં જઈ ત્યાં આસ્થા પૂર્વક દેવીની આરાધના કરવા લાગ્યો. પછી તે જ સાલમાં આસો સુદ આઠમને દહાડે તે પોતાના શરીરના ટુકડા કાપી દેવી આગળ હોમકુંડમાં નાંખવા લાગ્યો, તેમાંનો કાંઈ ભાગ બાળ્યા પછી તેના મનની દ્રઢત જોઇ દેવી પ્રસન્ન થઇ અને વરદાન માગ્ય એમ કહ્યું ત્યારે લોલિમ્બરાજને સારૂં વરદાન માગવાનું ભાન નહિ રહેવાથી ત્રાસને લીધે કાંઇ બિભત્સ વરદાન માગ્યું. પણ દેવીએ તે મનમાં નહિ આણતાં અત્યંત દયાળુ થઈ કહ્યું કે 'તને ભગ, ભાગ્ય ને ભાગીરથી એ ત્રણ વસ્તુઓ પ્રાપ્ત થશે,' પછી પોતાના મુખનું ચાવેલું બીડું તેના મુખમાં મુકયું, અને 'તારે જીહ્વાગ્રે સરસ્વતી વસશે' એવું બોલી તેના અંગ ઉપર હાથ ફેરવ્યો તેથી તેનું શરીર તેજસ્વી થયું પછી દેવી અંતર્દ્ધાન થઇ.

વરદાન પામી લોલિમ્બરાજ જુન્નર પાછો આવ્યો; પછી તેને હાથે અલૌકિક કામ થવા લાગ્યાં. તે વાતની પાદશાહને જાણ થતાં જ તેણે પાલખી મોકલી મોટા સમારંભથી તેને પોતાને ઘેર

તેડયો અને પ્રશ્ન કર્યો કે 'મારી સ્ત્રી ગર્ભવતી છે તેને પુત્ર થશે કે કન્યા? ત્યારે પાદશાહની વર વરવા યોગ્ય થએલી રૂપ સૌંદર્યયુકત અને કોમળ શરીરવાળી કન્યા જોઈ લોલિમ્બરાજ નિઃશંકપણાથી બોલ્યો કે 'જો તમારો પ્રશ્ન ખરો પડે તો તમારે તમારી આ કન્યા મને આપવી.' પાદશાહે તે કબુલ કર્યાથી લોલિમ્બરાજ બોલ્યો કે 'તેને પુત્ર થશે' પછી પાદશાહને તેની ખાત્રી થયેથી તેણે પોતાની કન્યા તેને આપી. તેનું નામ લોલિંબરાજે રત્નકલા પાડયું અને તેના હાસ્યવિનોદાદિ વિલાસમાં નિમગ્ન થઇ ઘણા દિવસ વિતાવ્યા.

પછી શાકે ૧૫૫૫ (સન ૧૬૩૩) માં લોલિમ્બરાજના મનમાં આવ્યું કે પરોપકારને અર્થે કોઇ વૈદ્યક પ્રકરણનો એકાદ નાનો ગ્રન્થ રચી પોતાનું નામ અમર કરવું. તેથી તેણે સંસ્કૃત ભાષામાં એક સુંદર પદ્ય રચનાનો અને અનેક છંદયુકત તથા શૃઙ્ગાર રસથી ભરેલો આ વૈદ્યજીવન ગ્રન્થ કર્યો. આ વિના લોલિમ્બરાજે હરિવિલાસ અને વૈદ્યાવતંસ નામના ગ્રંથો રચેલા છે.

---

# સૂચના.

(આ ગ્રન્થમાં દરેક ઠેકાણે જોઇતી માહિતી લંબાણથી આપવામાં આવી છે છતાં વાચકોની સરળતા માટે ફરીથી લખીયે છીએ.)

## યોગ્ય અને અયોગ્ય વિચાર.

સર્વ ઔષધ નવાં લેવાં જોઇએ; પરન્તુ પિંપર, ગોળ, *ધાણા, વાવડિંગ અને મધ એ જણસો એક વર્ષની જુની લેવી. ગળો, કડાની છાલ, અરડસો, ભુરૂ કહોળું, શતાવરી, આસન, કાંટાશળીઓ, વરીયાળી, લીંમડો, અને પ્રસારિણી એ પદાર્થો હમેશાં લીલાં લેવા. લીલાં જાણીને બમણા લેવા નહિ. શિવાયનાં બીજાં ઔષધો લીલાં હોય તો બમણાં લેવાં. જે વનસ્પતિનાં અંગ કહ્યાં નથી ત્યાં તેનાં મૂળ લેવાં. હિંગળોક, ગાંગડાવાળો; ગંધક, આમળસારો, પારો હિંગળોકમાંનો; હિંગ શેકેલી અને ધંતુરો કાળો લેવો. ગોળીઓ, ચાટણ અને હલકા પાકના ગુણ એક વર્ષ પછી; ચૂર્ણના બે મહિના પછી; અને તેલ તથા ઘીના ચાર મહિના પછી કમી થાય છે. સર્વ ધાતુની ભસ્મો અને રસાયનો જેમ જુનાં તેમ વધારે ગુણકારી થાય છે. આસવો જેમ જુના તેમ ગુણકારી છે. ચૂર્ણ, ઘી અને તેલ અને ચાટણમાં ચંદન એટલે સુખડ અને કાઢા અને લેપમાં ઘણું કરીને ચંદન એટલે રતાંજળી લેવી, ઘી અને મધ સમ ભાગે લેવાં નહિ, કેમકે તેમ કર્યાથી તે વિષ સમાન થાય છે.

---

* કેટલાક વૈદ્યોનો મત એવો છે કે ધાણા નહિ, પણ ધાન્ય (અનાજ) જુનું લેવું.

## ઔષધ લેવાનો વખત.

ઘણુંકરીને ઔષધ સવારમાંજ આપવાં; તેમાં અંગરસ, કાઢા, કલ્ક, ફાંટ અને હિમ એ તો વિશેષે કરીને સવારમાં આપવાં જોઇએ. રેચ અને ઉલટી થવાનાં ઓસડ સવારમાં આપી તે ઉપર જમવા નહિ દેતાં તેને સારી પેઠે થયા બાદ કાંજી પાવી. અપાન એટલે ગુદાસ્થાને રહેલો વાયુ બંધ થયો હોય તો જમ્યાની જરાક પહેલાં, તથા મુખની અરૂચી મટાડવાને જમતી વખતે જ ઓસડ આપવું. નાભિ સંબંધી એટલે સમાન વાયુ કુપિત થયો હોય અને જઠરાગ્નિ મંદ પડી ગયો હોય તો અગ્નિ પ્રદિપ્ત કરનારાં ઓસડો જમતાં વચમાં ખવરાવવાં. વ્યાન એટલે સર્વ શરીર વ્યાપીવાયુનો કોપ શમાવવાને માટે જમી રહ્યા પછી, તથા હેડકી, આક્ષેપકવાયુ અને કંપવાયુ એમના ઉપર જમ્યા પહેલાં અને પછી ઓસડ આપવાં. કંઠે રહેલો ઉદાનવાયુ કોપ પામી ઘાંટો બેસે ઇત્યાદિક રોગ થયા હોય તો સાંજે જમતાં કોળીએ કોળીએ કે એકાંતરે કોળીએ ઓસડ સેવન કરાવવું. હૃદયમાં રહેલા પ્રાણવાયુના કોપ ઉપર સાંજના વ્યાળુ પછી ઓસડ આપવું. તરશ, ઓકારી, હેડકી, દમ અને વિષદોષ ઉપર વારંવાર અથવા અન્નની સાથે, કે જમ્યાની આગળ પાછળ ઓસડ ખવડાવવું. આંખ, કાન નાક અને મસ્તકાદિકના રોગોને માટે અથવા વાતાદિક દોષો, મોઢું અથવા શરીરની ક્ષિણતાના રોગને મટાડવા પાચનાદિક ઓસડો જમ્યાની અગાડી પછાડી રાત્રે સેવન કરાવવાં.

## ઔષધાદિકનું માપ.

કવાથાદિકને વિષે જ્યાં ઓસડોનાં વજન કહ્યાં નથી ત્યાં સર્વે ઓસડો સરખે વજને લેવાં. સરખે વજને એટલે કેટલાં, એવી શંકા સહજ ઉત્પન્ન થાય છે તેનું નિવારણ એ છે કે કવાથ, ચુર્ણ અને અવલેહ એમાં જ્યાં વજન કહ્યાં ન હોય ત્યાં સરખે વજને

લેવાં એટલે તોલો, અડધો તોલો કે બે તોલા ઇત્યાદિ. અંગરસ લેવાનો કહેલો છે ત્યાં તે નિત્ય બે તોલા; અને તેમાં ખાંડ, મધ, ગોળ ઇત્યાદિ નાખવાનાં હોય તો છ છ માસા નાખવાં. પુટપાકની માત્રા નિત્ય ચાર તોલા અને તેમાં મધ વગેરે એક તોલો હોવું જોઇએ; અને કલ્ક ચૂર્ણાદિકમાં તે નાંખવાનું હોય તો અંગરસ પ્રમાણે છ માસા જોઇએ જ્યાં વાસણ કહ્યું ન હોય ત્યાં માટીનું સમજવું. વૈદ્યકશાસ્ત્રમાં દવાનું વજન જે હિસાબે ગણવામાં આવે છે તે નીચે છે.

## દવાના વજનનું કોષ્ટક

જાળીમાં સૂર્યનાં કિરણમાં જે સૂક્ષ્મ પદાર્થ ઉડતો દેખાય છે તેના ત્રીસમાં ભાગને પરમાણુ કહે છે.

એવાં ૩૦ પરમાણુનું.........૧ ત્રસરેણુ અથવા વંશી.
,, ૬ વંશીની..............૧ મરીચિ.
,, ૬ મરિચિની............૧ રાઇ.
,, ૩ રાઇનો...............૧ સરશવ.
,, ૮ સરશવનો ...........૧ જવ.
,, ૪ જવની...............૧ રતી.
,, ૬ રતીનો...............૧ માસો.
,, ૪ માસા................૧ ટાંક, શાણ, કે ધારણ.
,, ૮ ટાંકનો..............૧ પૈસો એટલે વ્યાવહારિક તોલા ૨.
,, ૨ પૈસાનો................૧ પળ અથવા ટકો એટલે વ્યાવહારિક ૪ તોલા ભાર.
,, ૪ પળનો.............૧ પાશેર અથવા વ્યાવહારિક તોલા ૧૬
,, ૪ પાશેરનો..........૧ શેર ,, ૬૪

„ ૪ શેરની..........૧ આઢક તોલા ૨૫૬
„ ૪ આઢકનો.........૧ દ્રોણ „ ૧૦૨૪

## ક્વાથાદિક કરવાની વિધિ

**ઉકાળો**—ઉકાળાનાં સર્વ ઓસડો મળીને નિત્ય ૪ તોલા લેવાં. તેમને કઠુમી માટીની હાંલ્લીમાં નાંખી સોળગણું એટલે ૬૪ તોલા પાણીમાં ( જો મૃદુ દ્રવ્ય હોય તો આઠગણું ને જો કઠિન દ્રવ્ય હોય તો સોળગણું પાણી નાંખી ) ઉકાળતાં આઠમા ભાગનું એટલે ૮ તોલા પાણી રહે ત્યારે ઉતારી ગાળી સહેકું પી જવું, કદી તેટલું પ્રકૃતિને માફક ના આવે તો ૪ તોલા રાખી પીવું. નાનાં છોકરાંને ત્રણ માસાથી એક તોલા સુધી આપવું. તે કાઢો અન્નરસનું પાચન સારી રીતે થયા પછી આપવો. કાઢામાં સાકર નાંખવાની હોય તો વાત, પિત્ત અને કફ એ રોગોપર અનુક્રમે ચોથો, આઠમો અને સોળમો હિસ્સો નાંખવી; અને મધ નાંખ-વાનું હોય તો તેથી ઉલટું એટલે કફ ઉપર ચોથો, પિત્ત ઉપર આઠમો અને વાયુ ઉપર ૧૬ મો એ પ્રમાણે નાખવું. જીરૂં, ગૂગળ ખાર, શિલાજીત, હિંગ વગેરે ઓસડ ૩ માસા, તથા દૂધ, ઘી, ગોળ, તેલ, કલ્ક, અને ચૂર્ણ વગેરે કાઢામાં તોલો તોલો નાંખવાં.

**ફાંટ અને હીમ**—ઓસડોને ખાંડી તેમાં પાણીમાં નાંખી તુરત નિચોવી લેતાં જે મિશ્રિત રસ નિકળે તેને **ફાંટ**, તથા ખાં-ડેલાં ઓસડોને હાંલ્લીમાં નાંખી તેમાં અનુમાન પ્રમાણે પાણી રેડી રાત રહેવા દેઇ સવારમાં તે પાણીને નિતારી લે તેને **હીમ** કહે છે. એ બંનેમાં નાંખવાનાં ઓસડ અને પાણી વગેરેનું વજન ઉકાળા પ્રમાણેજ જાણવું.

**કલ્ક**—લીલી કે સૂકી ઔષધી લઇ વાટીએ તેનું નામ કલ્ક કે ચટણી છે. તે એક તોલો લેવી. તેમાં ઘી, તેલ ઇત્યાદિ દુપ્પટ

એટલે બે તોલા, અને સાકર, ગોળ, તે બરાબર તથા દ્રવ પદાર્થ ચોગણો નાખવો:

ચૂર્ણ—સારી પેઠે સુકાયલી ઔષધીને લાવી સારી પેઠે વાટી કે ખાંડી કપડછાણ કરતાં જે ભૂકો નીચે પડે છે તેને ચૂર્ણ કહે છે. તે મોટા માણસને એક તોલા સુધી તથા નાનાં છોકરાંને એકથી ત્રણ માસા સુધી બળાબળ જોઈને આપવું. ચૂર્ણમાં ગોળ સમ ભાગે; સાકર, ઘી, તેલ ઇત્યાદિક બમણું, અને પાણીમાં કાલવી ખાવાનું હશે તો પાણી ચોગણું ઘાલવું. ચૂર્ણ, ચાટણ, ગોળી અને અને ચટણી ખાઈ પાણી કે દૂધ પીવાનું હોય તો, વાયુ, પિત્ત અને કફ એ રોગો ઉપર ક્રમથી બાર, આઠ, અને ચાર તોલા પાવું; એટલે જેમ પાણીના ઉપર તેલનું ટીપું પડતાં ચારે તરફ પ્રસરે છે, તેમ અનુપાનના જોરથી ઓસડ સર્વ શરીરમાં પ્રસરે છે, એકાદ ચૂર્ણને લિંબુના રસ વગેરેની ભાવના [પુટ] દેવો હોય તો જેટલા રસાદિકથી સર્વ ચૂર્ણ પલળે તેટલું જ ભાવનાનું પ્રમાણ સમજવું. સર્વ ઓસડો આપતી વખતે પ્રથમ દેશ, કાલ, પ્રકૃતિ, વય, અગ્નિ અને બળાબળ ઇત્યાદિકનો વિચાર કરવો આવશ્યક છે.

## સ્નેહપાક

ચટણીથી ચોગણું ઘી કે તેલ લેઇ તેનાથી ચોગણું પાણી કે બીજો પ્રવાહી પદાર્થ તેમાં મેળવીને પકવવું. પછી સિદ્ધ થયેલા ઘી કે તેલની માત્રા ૪ તોલા ખવડાવવી. જે ઓસડનું ઘી કે તેલની માત્રા ૪ તોલા ખવડાવવી. જે ઓસડનું ઘી કે તેલ કાઢવાનું હોય તેનાથી ચોગણું પાણી તેમાં નાંખી ચૂલે ચઢાવો ઉકાળતાં ચોથા ભાગનું રહે ત્યારે તેમાં ઘી કે તેલ નાંખી પકવવું. કોમળ ઓસડમાં ચોગણું અને સખતમાં આઠગણું તથા અતિશય કઠણમાં ૧૬ ગણું પાણી નાંખવું. જ્યાં કેવલ પાણી,

કાઢા તથા અંગરસથી સ્નેહ [ઘી કે તેલ] તૈયાર કરવાનું છે ત્યાં ચટણી અનુક્રમે ચોથા, છઠ્ઠા, અને આઠમા હિસ્સાની લેવી. દૂધ, દહીં, અંગરસ અને છાશ એમાં સ્નેહ સિદ્ધ કરવાનું હશે તો આઠમા ભાગની ચટણી નાંખવી, અને ચટણી સારી પેઠે પકવ થાય માટે તેમાં ચોગણું પાણી નાંખવું, જ્યાં કેવળ કાઢાથી જ પકવવાનું હોય ત્યાં કાઢાની જણસોની ચટણી નાંખી સ્નેહ સિદ્ધ કરવું. જ્યાં દૂધથી પકવવાનું હોય ત્યાં ઓસડથી આઠગણું દૂધ અને દૂધથી ચોગણું પાણી નાખી પકવવું, સ્નેહનું ટપકું દેવતા ઉપર નાંખી જોવું. જો તે તડ તડ વાગવા ન લાગે એટલે તેલ તૈયાર થયું સમજવું અને ફીણ આવવા લાગે તો તેલ તૈયાર થયું જાણવું ને ફીણ મટી જાય એટલે ઘી તૈયાર થયું સમજવું.

---

## રોગની આઠ પ્રકારની પરીક્ષા.

**નાડી પરીક્ષા**—જમણા હાથના અંગૂઠાના મૂળને ઠેકાણે જે નાડી છે તેની ચાલવાની રીતિથી શરીર સંબંધી સુખ દુઃખનું જ્ઞાન થાય છે. અંગૂઠાના મૂળ તરફથી ક્રમે કરીને પ્રથમ વાયુ, મધ્યે પિત્ત અને છેવટે કફ જાણવો. સર્પ કે જળોની ચાલ પ્રમાણે વાંકી ચાલતી હોય તો વાયુની નાડી જાણવી; દેડકા, કાગડા, અને ચકલા જેવી જલદી ચાલે તે પિત્તનાડી; ખબૂતર, મોર અને કૂકડાના જેવી મંદ મંદ ચાલે તે કફનાડી; તેતર પક્ષીની ચાલ પ્રમાણે ચાલે તે સન્નિપાતનાડી; હળવે હળવે અને પાછી તરત જ જલદી ચાલવા લાગે તે ત્રિદોષ નાડી; અને જે સ્થાનકથી તુટેલી, રહી રહીને ચાલતી, ઘણીજ સૂક્ષ્મ ઘણીજ થંડી એવી ચાર પ્રકારની નાડી તે પ્રાણને હરનારી જાણવી. પુરૂષનો જમણો અને સ્ત્રીનો ડાબો હાથ લાંબો ને સીધો કરી અંગૂઠાના મૂળ અને તર્જની, મધ્યમા અને અનામિકા આંગળીઓનાં ટેરવાં મૂકી વાયુ,

પિત્ત અને કફ એ દોષો અનુક્રમે જાણવા. સવારમાં દસ ઘડી સુધી કફની, બપોરે દસ ઘડી સુધી પિત્તની, અને સાંજે દસ ઘડી સુધી વાયુની નાડી જાણવી. એ પ્રમાણે રાત્રીની નાડી સમજવી. નાડી વારંવાર પકડી અને છોડીને પરીક્ષા કરવાથી સ્વસ્થ માણસની નાડી સારી રીતે સમજાય છે માટે સવારમાં ઉઠી એક ઘડી સ્વસ્થ બેઠેલા માણસની નાડી જોવી. એ શિવાયની બીજી હકીકત મારા તરફથી પ્રકટ થયેલા "નાડીજ્ઞાન" નામના પુસ્તકમાંથી જોઈ લેવી.

**મૂત્ર પરિક્ષા**—કાચ કે કાંસાના વાસણમાં પરોઢિયા પહેલાં રોગીનું મૂત્ર પહેલી અને આખરની ધાર ટાળી વચલી ધારનું લેવું. તેમાં તેલનું ટપકું ઘાસની શળીવતે નાંખવું, ટપકું નાંખતાં જ પ્રસરી જાય તો વાયુનું જોર જાણવું; તે મૂત્ર રાતા રંગનું અને થંડું હોય, પિત્તનુ જોર હોય તો તેના બિંદુમાં પરપોટીયો વળે, અને મૂત્ર પીળું હોય; કફના પ્રબળમાં મૂત્ર ઉપર તેલના જેવી છારી વળે; અને તે બરફ જેવું ધોળું દેખાય. સન્નિપાતમાં મૂત્ર કાળું, રાતું, પીળું એવું અનેક રંગ યુકત દેખાય છે. તેલનું બિંદુ નાંખતાં જ તે તળીએ જઈને બેસે તો રોગી અસાધ્ય જાણવો; તેમજ બિંદુ તરે અને પ્રસરે તો સાધ્ય અને તરે પણ પ્રસરે નહિ તો કષ્ટસાધ્ય જાણવો.

**મલ પરીક્ષા**—વાયુના કોપથી મળ ફીણયુક્ત, સૂકો, કાળાશ પડતો અને કૂચા પાણી જેવો હોય છે; પિત્તકોપથી મળ લીલાશ પડતો, પીળો, દુર્ગંધવાળો, લોચા પડતો અને ઉનો હોય છે; અને કફકોપથી ધોળો, કાંક સૂકો અને કાંક લીલો હોય છે. બે કે ત્રણ લક્ષણ યુક્ત હોય તો દ્વિદોષ કે ત્રિદોષ જાણવો.

**જીભની પરીક્ષા**—વાયુ કોપથી જીભ કાકરવાળી; પિત્તકોપથી રાતી અને જરા કાળાશ પડતી; અને કફકોપથી ધોળી, ભીની, લીસી હોય છે.

**આંખની પરીક્ષા**—વાયુના પ્રકોપમાં આંખો લુખી અને ધુમાડાના રંગની, બળતરાવાળી તથા ચંચળ હોયછે; પિત્તમાં પીળી હળદર જેવી તથા બળતરાવાળી અને દીવો કે બીજું અજવાળું જોવાને અસમર્થ હોય છે, કફના યોગથી આંખો ધોળી, તેજહીન, ગળતી અને ચીકણી હોય છે.

**રૂપ પરીક્ષા**—રૂપપરીક્ષા ઘણું કરીને પરોઢિયામાં કરવી. વાયુના કોપથી શરીરની કાંતિ તેજ વિનાની અને જરા કાળાશ પડતી થાય છે; પિત્તકોપથી મુખ પીળું અને જરા કાળાશ પડતું થાય છે; અને કફ કોપ પામ્યો હોય તો મુખ કાંતિ વગરનું અને તેલ જેવું જરા ચીકણું દેખાય છે.

**શબ્દ પરીક્ષા**—જે શબ્દ કંઠમાંથી નીકળે અને હલકો હોય તે વાયુનો; સ્પષ્ટ નીકળે તે પિત્તનો; અને જાડો તથા ખરખરી-વાળો નીકળે તે કફનો જાણવો.

**સ્પર્શ પરીક્ષા**—વાયુના કોપથી શરીર સાગ કે ખાખરાના પાંદડા જેવું કર્કશ લાગે; પિત્તના કોપથી ઉનું લાગે; તથા કફના કોપથી થંડું છતાં જરા ભીનું હોય એવું લાગે.



# * ઔષધ પ્રતિનિધી.

કાઢા અને ચુર્ણાદિકને વિશે જે ઓસડો લેવાનાં છે તેમાંથી એકાદું મળી શકે તેવું ન હોય તો તેને બદલે તેના જેવા જ ગુણવાળું બીજું ઓસડ નાંખવું તે નીચે બતાવ્યું છે.

| ઔષધ. | પ્રતિનિધી. | ઔષધ. | પ્રતિનિધી. |
|---|---|---|---|
| અતિવિખ | નાગરમોથ | ભારંગમુળ | રિંગણીમુળ |
| અમલવેદ | ચુકોચણાની | પાતાળકોળુ | આસન |
| કસ્તૂરી | જાવંત્રી (ખાટી | મોતી | મોતીની છીપ |
| કપુર | સુખડ, રતાંજળી | મોરવેલ | તજ |
| કંકોળ | એલચી, જાવંત્રી | રતાંજળી | વાળો |
| ખેરની છાલ | બકામ લીમડાની છાલ | રસાંજન | દારૂહળદર |
| ગજપિંપર | પિંપરીમૂળ | રિંગણી | બકામલીમડો |
| ચવક | ગજપિપર | લોહકાંત | પોલાદ, ગજવેલ |
| ચિત્રક | જમાલગોટા | વાળો | નાગરમોથ (ડ |
| ચંદન | વાળો, કપુર | વજ | મોરવેલપાનનીજ |
| જાયનાકુલ | લવંગ | શાલીપર્ણી | |
| જાવંત્રી | લવંગ | શિલાજીત | સુરોખાર (દૂધ |
| તગર | ઉપલોટ | બકરીનું દૂધ | ઘેટી કે ગાયનું |
| કેશર | કસુંબી | સાકર | ખડી સાકર, જુનું |
| દારૂહળદર | હળદર | સોનામુખી | સોનાગેરૂ (મધ |
| ધાવડીના ફુલ | મહુડાના ફુલ | સોનું | સોનામુખી, |
| કાળીપહાડ | ધોળી મુસળી | હરડે | આંમળાં, લોહ |
| પિંપર | મરી | હીરો | વૈક્રાંતમણી(ભસ્મ |
| પુષ્કર મુળ | ઉપલોટ | નખલો | લવંગ |
| પૃષ્ટિપર્ણિ | | ભીલામો | ચિત્રક |
| બાવચી | પુંવાડીઆનું મુળ | | |

* કાઢા કે ચૂર્ણનાં ઔષધોના નામમાં જે ઔષધ સર્વથી પહેલું

## ધાતુ, ઉપધાતુઓનું શોધન મારણ.

**પારાની શુદ્ધિ**—ગાંગડાના હીંગલોકમાંથી ડમરૂયંત્રથી પારો કાઢવો, અથવા હળદર, ઘરનો ધુમાસ, એકઠાં કરી તેમાં ત્રણ ઘડી સુધી પારો ખલવો ને લુગડાથી ગાળી લેવો. અથવા પારામાં ઝીંકાળો નાંખી ખલવાથી તે શુદ્ધ થાય છે. એ પારાને નાગરવેલના પાનના રસમાં ખલ કરી કંકોડીના કંદની બે કાચલી કરી એક કાચલી કોરી તેમાં પારો ભરી તે ઉપર કોરી કાઢેલો ચૂરો દાબી તે ઉપર બીજી કાચલી મુકી સાંધો મેળવી તે ઉપર કપડમાટી કરી સંપુટમાં મેલી તેને કપડમાટી કરી અડાયાંનો હલકો તાપ આપવાથી ભસ્મ થાય છે. પારાને લસણના રસમાં સાત દિવસ ખલવાથી પણ તે શુદ્ધ થાય છે.

**ગંધક**—ગંધક બારીક વાટી સરખે વજને ઘી મેળવી કઢાઈમાં ગરમ કરવો. પાતળું થાય એટલે ગાયના દુધમાં ઠંડો કરવો એટલે શુદ્ધ થશે.

**હિંગળોક**—થેટીના દુધમાં ને લિંબુના રસમાં ખલી તેના સાત પુટ દિધાથી શુદ્ધ થાય છે.

**હરતાળનું શોધન**—બારીક ટુકડા કરી બેવડા કપડાની પોટલી બાંધી દોલાયંત્રમાં કાંજીમાં, કહોળાના રસમાં, તલના તેલમાં, ત્રિફળાના કાઢામાં, એમ ચાર પ્રહર પકવવી; અથવા ચુનાના પાણીમાં એક પ્રહર પકવવી એટલે શુદ્ધ થશે. એ હરતાળને ૨૧ દિવસ પિંપળાનાં પાંદડાંના રસમાં ખલી ગોળો કરી તેના જ છોડિયાંની રાખથી અડધા ભરેલા હાંલ્લામાં તે મુકી મુખ સુધી તેની જ રાખ ભરી કપડમટી કરી ગજપુટ દેવો.

---

લખેલું હોય અથવા તો જેના નામથી તે કાઢા કે ચૂર્ણને નામ આપવામાં આવેલું હોય, જેવું કે રાસ્નાદિક, મંજીષ્ઠાદિ, એવા ઔષધને બદલે પ્રતિનિધી નહિ લેતાં તેનેજ લેવું. બીજાને બદલે પ્રતિનિધીથી ચલશે.

**મનશીળનું શોધન**—ઝીણા ટુકડા કરી એવડા લુગડામાં પોટલી બાંધી બકરીના મુત્રમાં ૩ દિવસ પકવવાથી શુદ્ધ થાય છે.

**ખાપરીયાનું શોધન**—નાના ટુકડા કરી પોટલી બાંધી ઘોડા કે ગાયના મુત્રમાં બે પ્રહર પકવવા; અથવા ૭ દિવસ પલાળી મુકવાથી શુદ્ધ થશે.

**સોમલની શુદ્ધિ**—નાના ટુકડા કરી પોટલી બાંધી દોલાયંત્રમાં તાંદળજાના રસમાં બે ઘડી પકવવાથી શુદ્ધ થાય છે.

**વછનાગની શુદ્ધિ**—ઝીણા ટુકડા કરી પોટલી બાંધી ગોમુત્રમાં ૭ દિવસ પલાળવા; અથવા ગાયના દુધમાં દોલાયંત્રથી ૧ પ્રહર શિજાવવા.

**નેપાળાની શુદ્ધિ**—બિયાં કાઢી પોટલી બાંધી ભેંસના છાંણમાં પકવવાં; પછી પાણીથી ધોઇ માંહેથી જીભો કાઢી નાંખી કામમાં લેવાં.

**ઝેરકચોળાનું શોધન**—બીને જરા ઘી લગાડી અંગારા ઉપર શેકવાં; અથવા તેલમાં તળવાં એટલે શુદ્ધ થાય છે. પરંતુ બળી જવા દેવાં નહિં.

**ધંતુરાનાં બીયાંની શુદ્ધી**—એ બીને ચાર પહોર ગોમુત્રમાં પલાળી રાખી તેમાં જ થોડો વખત શીજાવી છોડાં કાઢી નાખવાં.

**અફીણની શુદ્ધી**—આદાના રસના ૨૧ પુટ દેવા એટલે શુદ્ધ થશે.

**ભાંગની શુદ્ધી**—કઢાઇમાં શેકી પોટલી બાંધી પાણીથી સારી પેઠે ધોવી.

**મોરથુથાની શુદ્ધી**—એનાથી ચોથે હિસ્સે ખબુતરની હગાર

અને દશમો ભાગ ટંકણખાર લેઇ ત્રણે એકઠાં કરી ખલી સંપુટમાં મુકી કપડમટી કરી અડાયાંની ધીમી આંચ દેવી. પછી દહિંમાં ખલી તે જ પ્રમાણે આંચ દેવી તથા મધમાં ખલી તે જ પ્રમાણે કરવું એટલે શુદ્ધ થશે.

**ટંકણખાર**—કાગદી લિંબુના રસમાં ખલી એક દિવસ તડકે મેલવો.

**લોહ શુદ્ધી અને ભસ્મ**—ગજવેલને તપાવી તેલ, છાશ, કાંજી, ગોમુત્ર ને કળથીના કાઢામાં અનુક્રમે ત્રણ ત્રણ વખત થંડી કરવાથી શુદ્ધ થશે. એ શોધેલી ગજવેલનું ચુરણ કરી ખડતુળશીનો રસ, સ્ત્રીનું દુધ અને આકડાનું દુધ એ જણસોમાંથી જે મળે તેમાં તે (ચુરણ) ને ખલી સંપુટમાં ઘાલી સાત ગજપુટ દેવા એટલે ઉત્તમ ભસ્મ થશે.

**ત્રાંબાની શુદ્ધિ અને ભસ્મ**—ત્રાંબાનાં ઝીણાં પત્રાં કરી ગજવેલની પેઠે સોધી તેને સરખે વજને રૂપામુખી વાટી તે પત્રાંની તળેઉપર મુકી સરવા સંપુટમાં ભરી ગજપુટ દે તો ચોકખી ભસ્મ થાય છે.

**અભ્રક શોધન મારણ**—કાળા અભ્રકને અંગારામાં લાલ કરી દુધમાં થંડો કરી તેના પત્રાં છુટાં કરવાં. તેને તાંદળજાના અને લિંબુના રસમાં આઠ પહોર સુધી પલાળી મુકવાથી શુદ્ધ થાય છે. પછી તેને સરખે વજને સૂરોખાર લઇ ગોમુત્રમાં વાટી પત્રાંને લેપ કરી સુકવી સર્વ પત્રાં, સંપુટમાં ઘાલી ગજપુટ દેવાથી સ્વેત ભસ્મ થાય છે. શતપુટી કે હજારપુટી અભ્રક ભસ્મ કરવી હોય તો કુંવરના રસમાં ખલી, સંપુટમાં ઘાલી કપટમઠી કરી ગજપુટ આપવાથી ભસ્મ થશે.

---

## ઋતુચર્યા.

સઘળા પ્રાણી માત્રના જીવનને અર્થે આ અવનિમાં સઘળી વસ્તુ સૃજાયેલી છે. સર્વ પ્રાણી વર્ગમાં મનુષ્ય વર્ગ ઉત્તમ મનાયલો છે, કારણ કે, તેનામાં બીજા પ્રાણીઓ કરતાં, સ્વાભાવિક વિશેષ શકિત ને વિવેક વિચારની બુદ્ધિ એ આદિ ગુણોનું બીજ છે, અને તે સર્વ પ્રકારે બુદ્ધિવડે સારા નઠારાનો વિચાર કરવા શક્તિમાન્ છે.

આ જગતમાં મનુષ્યદેહ મળવો એ જ અતિ દુર્લભ છે, છતાં કદી મનુષ્યદેહ મળ્યો તો પણ તે મળવાથી મનુષ્યદેહનું સાર્થક નથી; પણ માનુષી ધર્મમાં સર્વ સમયમાં તત્પર રહેવાથી તેમ જ સર્વ પ્રાણીમાત્રના કલ્યાણમાં સહાય થવાથી અને કોઇ પણ પ્રાણીને દુઃખ ન થાય એવી રીતે વર્તવાથી આ મનુષ્યદેહ ધર્યાનું સાર્થક થાય છે.

જૂદી જૂદી ઋતુ પ્રમાણે આ સૃષ્ટિમાં જૂદા જૂદા ચમત્કારો માલમ પડે છે. જ્યારે આવા ચમત્કારોનો પરંપરા, વગર વિરોધે ચાલ્યા કરે છે ત્યારે તેના પાશમાં આ પૃથ્વિમાં સર્વ વસ્તુઓ–પ્રાણીઓ સ્વાભાવિક રીતે આવી જાય છે ને દરેક ઋતુમાન પ્રમાણે જૂદિ જૂદી અસર કરે છે, અને તેના પ્રભાવથી સુખ દુઃખ પામે છે, એટલું જ નહિ પણ વિચારપૂર્વક આહાર–વિહારમાં કંઇ પણ પ્રમાણ ન રાખવાથી મરણને પણ પામે છે.

ઘણા કાલ સુધી મનુંષ્ય પ્રાણિયો પણ પૃથ્વી ઉપર નિર્માણ થયેલી પૃથક્ પૃથક્ વસ્તુથી અને તેના ગુણથી અજાણ્યાં હતાં. જેમ જેમ બુદ્ધિનું પરિબળ અને વિચાર શક્તિ કેળવાઇને મોટાં થતાં ગયાં તેમ તેમ તે તે વખતના મહર્ષિયોએ મહાન્ અને ગંભીર વિચારના ગ્રંથો તે તે બાબતમાં રચ્યા. પછીથી ધીમે ધીમે આ અવનિમાં તેનો પ્રચાર થયો.

સર્વ કોઇ વગર વિવાદે કબૂલ કરશે કે, મનુષ્યદેહ નિરોગી . તો જ **ધર્મ, અર્થ, કામ,** અને **મોક્ષ** પ્રાપ્ત કરી શકાય આ કહેવું કંઇ કાલ્પનિક નથી પણ માનુષી વર્ગના ધર્મશાસ્ત્રનું ાણ વચન છે. એવું કોઈ પણ કહેવા સમર્થ નથી કે, મનુષ્યવ-ાં સર્વ નિરોગી અવતરે છે. કદી ધારો કે નિરોગી અવતરે છે પણ ઋતુમાન પ્રમાણે આહાર–વિહારમાં ન્યૂનાધિક થવાથી ાવયમાં રોગના ભોગને પામે છે. કદિ બાલવયમાં રોગથી રહિત છે તો યુવાવસ્થા તો છે જ, તે કંઇ જતી રહેતી નથી. તે જતી રહે તો વૃદ્ધાવસ્થા કે જે રોગનું ઘર છે તેમાં સપડાયા ાય જરા પણ છટકાય તેમ છે જ નહિ. આ પ્રમાણે **આયુ**-ના મહાન્ સૂત્રકારો કહે છે.

## આયુર્વેદ એટલે શું?

આયુર્વેદ એટલે આવરદાને શી રીતે લંબાવવો, કયા કયા મોથી ચાલવાને લીધે આવરદા વધે છે, ઋતુમાન પ્રમાણે આ-–વિહાર કરવાનું પ્રમાણ, કવચિત્ કંઇ રોગ પ્રાપ્ત થાય તો કાલિક યોજવાના ઉપાય આદિનો જેમાં સમાવેશ હોય અને જે બીજા શબ્દોમાં કહિયે તો આ શરીરને સુદૃઢ અને નિરોગી ાવાને માટે બ્રહ્માજીએ રચેલું શાસ્ત્ર.

## આયુર્વેદને રચનાર કોણ-તેના કેટલાં અંગ છે?

આયુર્વેદ, એ અથર્વવેદનું ઉપાંગ છે. **પ્રથમ** તેને બ્રહ્માજીએ લક્ષ શ્લોકમાં રચેલો કહેવાય છે. ત્યાર પછી બીજા મુનીયોએ . અભ્યાસ કરીને મૃત્યુલોકના માનવીઓની સુગમતાને માટે ાં પ્રમાણે તેના **આઠ ભાગ** કરેલા છે.

**૧—શલ્ય ચિકિત્સા (અસ્ત્ર ચિકિત્સા).**

૨—શાલ્લક્ય (મસ્તક સંબંધી રોગનાં લક્ષણ અને તેની શાન્તિ)
૩—કાયચિકિત્સા (જ્વરાદિ રોગોનું શમન કરવાની ક્રિયા.).
૪—ભૂતવિદ્યા ( યંત્ર, મંત્ર, બલ, ધનાદિ ઉપાય ).
૫—કૌમારભૃત્ય (બાળરક્ષણ અને ધાત્રિશિક્ષા ).
૬—અગદતંત્ર ( વિષથી પીડિત મનુષ્યની ચિકિત્સા).
૭—રસાયનતંત્ર ( શીઘ્ર વૃદ્ધ ન બની જવાય તેની વિધિ).
૮—વાજીકરણતંત્ર ( વિર્યવૃદ્ધિ થઈ શરીર સુદૃઢ થવાનો ઉપાય ).

ઉપર પ્રમાણે આયુર્વેદના આઠ ભાગ કરેલા છે. બ્રહ્મા પાસેથી ઘણા મુનિયો આયુર્વેદ શિખી પોતાના બુદ્ધિબળથી તેમણે સંહિતાઓ રચી આર્યોની કીર્ત્તિ અમર કરી ગયા છે.

અત્રે કંઈ નવિન તો કહેવાનું જ નથી પણ ×**વૃદ્ધત્રયી** અને તેમ જ બીજા ગ્રંથોને આધારે આ વિષયની રચના કરેલી છે; તથા દેશકાળને અનુસરીને બુદ્ધિબળનો પણ આમાં ઉપયોગ કરેલો છે તેથી આ ઠેકાણે

**દિનચર્યા, રાત્રિચર્યા, અહોરાત્ર ચર્યા અને રૂતુચર્યા** વર્ણવીને દરેક ઋતુમાન પ્રમાણે આહાર–વિહારનો નિયમ બતાવવા ધાર્યો છે જેથી કાંઈ પણ રોગ થવાનો સંભવ નથી એમ આયુ-ર્વેદના તત્ત્વવેતાઓ માને છે.

## સવારે ક્યારે ઉઠવું ?

* બ્રહ્મમુહૂર્તમાં ઉઠીને પ્રથમ મલ ત્યાગ કરી શરીરની

---

× ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટ એઓએ રચેલાં શાસ્ત્રો વૃદ્ધત્રયી કહેવાય છે.

* સવારના ચાર વાગ્યાના વખતને બ્રહ્મમુહુર્ત કહે છે.

ત્વચાને માફક આવે તેવા પાણીથી સ્નાન કરવું અને પછી જો વિદ્યાર્થી હોય તો તેણે પોતાના અભ્યાસ ઉપર લક્ષ્ય આપવું. કદિ અન્ય મનુષ્ય હોય તો તેણે નિત્ય–નૈમિત્તિક કર્મ વિધિપૂર્વક કરવું. બને તો આ સમયે કોઈ વિદ્વાનની સલાહ લેઈ નાકે પાણી પીતાં શિખવું. પાણી ઘણું કરીને પાશેર સુધી પીવું; તેથી વધારે પીવું નહિં.

## બ્રહ્મમુહૂર્તમાં નાકે પાણી પીવાના ફાયદા.

એવું કહેવાય છે કે બ્રહ્મમુહૂર્તમાં મસ્તિકમાંથી ×અમ્રત શ્રવે છે. બરોબર બ્રહ્મમુહૂર્તમાં જો નાકે પાણી પીવાનો અભ્યાસ રાખવામાં આવે તો શરીરનો બાંધો સુદ્દઢ થઇ નિરોગી રહેવાય છે. નાકે પાણી પીવાનું મુખ્ય કારણ એ છે કે, મસ્તિકમાંથી શ્રવેલું અમ્રત પાધરૂં પેટમાં જતું નથી ને એક શિરાના મુખમાં જેવું તે શ્રવવા માંડે કે ત્વરાથી પડી જાય છે. સઘળું અમ્રત પેટમાં કદી પણ જતું નથી, પણ જેણે **ખેચરીમુદ્રા** સાધી હોય તેના જ ચાખવામાં તે આવે છે. ***ખેચરીમુદ્રા**ની સાધના ઘણી કઠિન છે. ગુરૂ શિવાય કોઈ પણ માણસે આ મુદ્રા શિખવાનો આગ્રહ ન રાખવો પણ બીજા માણસો કે જેમણે **ખેચરીમુદ્રા** સાધી નથી તેમણે નાકે પાણી પીવાનો અભ્યાસ રાખવાથી ઘણો ફાયદો થાય છે.

---

× જુઓ હઠયોગ પ્રદીપિકા.

* આ મુદ્રા જીભની નિચલી નસ કાપવાથી સધાય છે. (જુઓ હઠયોગ પ્રદીપિકા અને પરમપદબોધિની.) જીભની નિચલી નસ કાપી જીભને પ્રતિદિન ખેંચતાં કપાળમાં અડે એવડી લાંબી કરી પછીથી જીભવડે બ્રહ્મમુહૂર્તમાં ત્રિપથને ઢાંકી પરબ્રહ્મનું ચિંતવન કરતાં પદ્માસને બેસવું. આ વખતે પણ શિરાનું મુખ ઉઘડેલું હોય છે પણ જે દ્વારથી અમ્રત શ્રવવાનું છે તે જ દ્વાર જીભવડે બંધ થાય છે એટલે મનુષ્યના ચાખવામાં તેનો પ્રવાહ આવે છે અને તે વડે અમર થઇ શકાય છે.

અમ્રત શ્રવ્યા પછી *ત્રિપથ લેપાયેલું રહે છે, અને પાણી પીવાને લીધે અમ્રતના શ્રાવથી લેપાયેલું સ્થાન ધોવાઈને પેટમાં જાય છે; તેમ જ તે પાણી શરીરના સર્વ ભાગમાં ભળીને પુષ્ટી આપે છે.

કોઇ વખતે પાણી પીવાનો સમય અને અમ્રત શ્રવવાનો સમય આમ કરતાં જો એક થઈ ગયો તો કદી ન ધારેલો ફાયદો એકદમ થઈ જાય છે, **ખેચરીમુદ્રા** જેણે સાધી નથી તેને આમ કરવું ઘણું ઉપયોગી છે.

## ન્હાવાનું પાણી અને તેને લગતાં સાહિત્ય.

ન્હાવાનું પાણી પ્રકૃતિને અનુસરી ઘણું ઉનું નહિ ને ઘણું ત્હાડું નહિ એવું લેવું. યાદ રાખવું કે ન્હાવાનું પાણી ઘણું સ્વચ્છ જોઇએ. " પીવાનું પાણી, એકલું સ્વચ્છ જોઈએ અને ન્હાવાનું પાણી ગમે તેવું હોય તો ચાલે " એવો વિચાર મુકી દેવો. વિદ્વાનોનો મત છે કે, સારૂં અને સ્વચ્છ પાણી ન્હાવામાં વાપરવું.

આગળના વખતમાં હાલની સુધરેલી પાશ્ચાત્ય રીતિ પ્રમાણે ન્હાવામાં ઉચ્ચ સુગંધી યુકત સાબુ વપરાતા નહોતા, પણ તેવા જ કંઈક સુગંધીયુકત પદાર્થ ન્હાવાના કામમાં વપરાતા હતા. હાલ એવી વસ્તુ મળે છે પણ તેને તયાર કરતાં, બજારમાં ન્હાવા માટે મળતા સાબુની કીમતને મુકાબલે અધિક કીંમત પડવાથી તેનો પ્રચાર બંધ પડી ગયો છે. માટે સુધરેલી રીતિ પ્રમાણે પોશાક અને મેલને નાશ કરનાર ઉત્તમ સાબુ વાપરવામાં કંઈ હરકત જણાતી નથી.

---

* ત્રિપથ-ત્રણ રસ્તાઃ બે નાકના નસકોરાંના અને એક બ્રહ્મરંધ્રનો એમ જે ત્રણ રસ્તા તેને ત્રિપથ કહે છે.

ન્હાતા પ્હેલાં કોઈ પણ સુગંધીયુક્ત તેલ ચોળી થોડા વખત પછી ન્હાવું. તેમ જ મસ્તિકને પુષ્ટિ આપવા માટે તાળવે તેલ ઘસવું; અને ચિકાશ દુર થાય તેવા પદાર્થથી માથામાંની ચિકાશ કાઢી નાંખવા ઉના પાણીથી માથાને ન ધોતાં ત્હાઢા પાણીથી માથું ધોવું. ઘણા માણસો, શરીર ઉપરની ચિકાશ કાઢી નાંખવા કંકોડીનો ઉપયોગ કરે છે તે સારો છે. કંકોડીના ઉપયોગથી કંઇ પણ ગેરફાયદો નથી; અને કીંમત હલકી એટલે સર્વ માણસો તેનો એક સરખી રીતે ઉપયોગ કરી શકે છે.

ન્હાવાની જગા એકાંત, ચોખ્ખી હવાવાળી, ચારે તરફથી બંધ હોય તેવી અને સારૂં અજવાળું પડતું હોય તેવી જોઇએ.

શરીરને સરખી રીતે, ન્હાવામાં ગરમી કે શીતળતા મળે, શરીરનાં સર્વ બાહ્યસ્થાનો કે જ્યાં ઘણું કરી મેલ ઉત્પન્ન થવાનો સંભવ છે તે સર્વ સ્વચ્છ રાખવાં જોઈએ. પછી ગમે તેમ ન્હાવામાં કંઇ હરકત નથી. જેને જેમ ફાવે તેમ ન્હાય.

ન્હાઈ રહ્યા પછી જેમ બને તેમ ઉતાવળથી શરીરના સઘળા ભાગ ભીના ન રહે તેમ લ્હોઇ નાંખવા. શરીરને લ્હોવા માટે સુંવાળું અને શરીરને અડાડતાં જ શરીર ઉપરની ભીનાશ ચુસી લે તેવું લુગડું પસંદ કરવું.

શરીર લ્હોવું તે ભાર દઇને લ્હોવું નહિં કારણ કે ભાર દઇને લ્હોવાથી જો શરીરની ચામડી ઘસાય તો તેથી ઘણા ગેરફાયદા થાય છે.

## વસ્ત્રો પ્હેરવા વિષે.

વસ્ત્રો પહેરવાથી કાંતિ સારી દેખાય છે. શરીરનું ભૂષણ

ઘરેણાં નથી પણ લુગડાં છે. તે કોડીના માણસને કોટી (રૂપીઆ) નો દેખાડે છે. જો તે સાથે સુંદર અને મનહર વર્ણ હોય તો દુધમાં સાકર ભળ્યા પ્રમાણે જણાય. પ્હેરણ વિગેરેમાં હાર ન હોવો જોઈએ, તેમ જ બાળકના લુગડાંઓમાં પણ હાર ન જોઈએ. મતલબ કે, સર્વથી અંદર પ્હેરવાના કપડામાં હાર જરા પણ ન જોઈએ. અંદર પેહેરેલું કપડું દરરોજ બદલવાનો અભ્યાસ રાખવો.

કપડાને જરા પણ મેલું તો ન જ રહેવા દેવું. ગરીબ માણસોથી ધોબીનુ ખર્ચ પૂરું પડે તેમ ન હોય તો હાથે ધોઇને સઘળાં કપડાં અવશ્ય સ્વચ્છ રાખવામાં જરા પણ દુર્લક્ષ્ય ન વાપરવું.

## વ્યાયામ—કસરત વિષે.

શારીરિક અને માનસિક એવા કસરતના બે પ્રકાર છે. આ બન્ને કસરત માણસના જીવનને માટે ઘણી ઉપયોગી અને અગત્યની છે. કસરત એ શબ્દ હાલમાં સાધારણ થઈ પડયો છે એટલે તેની લાંબી સમજણ આપવા વધારે જગા રોકવી તે ઠીક લાગતું નથી. શારીરિક કસરત ચાલવાથી, દંડ કરવાથી, મુગદળ ફેરવાથી, બેસ—ઊઠ કરવાથી, કુસ્તી કરવાથી થાય છે; અને માનસિક કસરત ઉત્તમ અને સંગીન લાભવાળા ગ્રંથો વાંચવાથી અને તેવા વિચારો કરીને ગ્રંથો લખવાથી થાય છે, તેમ જ અભ્યાસ કરવાથી પણ માનસિક કસરતને ઉત્તેજન મળે છે. આ બન્ને કસરત કરી રહ્યા પછી દુધ કે પુષ્ટિકારક પ્રવાહી પદાર્થ પીવો.

કસરત કરવાથી અગ્નિમાંદ્ય મટીને જઠરાગ્નિ પ્રજ્જવલિત રહે છે. ખાધેલું પચી જાય છે, અને ઘણી સારી ભૂખ લાગે છે. શરીર સુદ્દઢ થઈ આળસ દૂર થાય છે.

## રહેવાના ઘરની રચના વિષે.

રહેવા માટેના ઘરની રચના ઘણી સારી હોવી જોઇએ. રસોડું જૂદું, બેસવા ઉઠવાની મેડી જૂદી, કોઇ બહારથી આવે તેમને મળવાનું ઠેકાણું જૂદું, સુઈ રહેવાનું સ્થાન જૂદું, વાંચવા લખવા માટેનું સ્થાન જૂદું, મિજલસ વિગેરે ભરવા માટે જૂદી જગા, ન્હાવાની જૂદી જગા, હવા ખાવા માટે અગાશી, મનોહર અને મંદમંદ સુગંધીયુક્ત પવન આવવા માટે સુંદર બાગ અને ફુંવારા, વસ્ત્ર-પરિધાન-સ્થાન, ભોજન-ગૃહ, શયન-ગૃહ, પુસ્તકાલય. ચિત્રસંગ્રહસ્થાન અને તેમ જ ચાકર વિગેરેને રહેવા બેસવા માટે જૂદું સ્થળ. એ પ્રમાણે જૂદી જૂદી સગવડવાળા ઓરડા ઘરમાં જોઇએ. તે સાથે સાદા રંગથી કે ચુનાથી ધોળેલું અને સ્વચ્છતા-વાળું ઘર ઘણું પસંદ કરવા લાયક છે.

ઘરની આસપાસ ચોમાસાનું પાણી ન ભરાઇ રહે, પાસે ખીચોખીચ ઘર ન હોય અને જમીનથી ઊંચે ટેકરાવાળો ભાગ હોય તેવે ઠેકાણે ઘર બંધાવવું. અથવા તેવા ઘરમાં ભાડે રહેવું. ઘરમાં ચારે તરફથી હવાનો છુટથી આવજાવ અને અજવાળું પુષ્કળ પડવું જોઇએ. યાદ રાખવું કે રહેવાના ઘરથી મલવિસર્ગ કરવાનું સ્થાન જરા વેગળું બંધાવવું તથા તે સારી પેઠે સાફ રહે તેવી ગોઠવણ રખાવવી.

## ચારે તરફ ખુલ્લું જોઇએ.

રહેવાનું ઘર ચારે બાજુથી ખુલ્લું જોઇએ; ગીચ વસ્તીમાં હોવું ન જોઈએ.

---

## દિનચર્યા.

દિન—ચર્યા એટલે દિવસમાં મનુષ્યે કેવી રીતે વર્તવું તેનું વર્ણન. સ્વસ્થ માણસે બ્રહ્મમુહૂર્તમાં ઉઠીને શું કરવું, એ અંગે આગલા ભાગમાં બનાવ્યું છે, પણ તેથી કાંઇક વિશેષ જાણવાની અને જણાવવાની જરૂર જાણી નીચે લખિયે છિયે.

### મળત્યાગ સમય અને સ્થાન.

મળ ત્યાગ કરવાનો વખત પથારીમાંથી ઉઠયા કે તુરત જ જાણવો. મળવેગ રોકીને બેશી રહેવું નહિ. મળ વેગ રોકીને બેશી રહેવાથી ઘણા ગેરફાયદા થાય છે. મળ ત્યાગ કરવાનું સ્થાન સાફ અને સ્વચ્છ જોઇએ. બ્હારની તાજી હવા અંદર વારે ઘડીએ આવી શકે તેવી તેની રચના હોવી જોઇએ. બંધીઆર જગા કે જ્યાં અજવાળું, અને હવાની આવજા ન હોય તે ઠેકાણે મળની વાસ ભેગી થઇ બારણું ઉઘાડતાંવાંત જ મગજ ફાટી જાય એવી દુર્ગંધ આવે છે. માટે મળ ત્યાગ કરવાનું સ્થાન ઉપર કહ્યું તેવા પ્રકારનું વધારે પસંદ કરવા જેવું છે, તેમ છતાં કદી બંધી-આર જગામાં મળ ત્યાગ કરવાનો પ્રસંગ પડે તો બારણું ઉઘાડી એકદમ અંદર દાખલ થવું નહિ પણ થોડો વખત થોભીને જવું, અને મળ ત્યાગ કરતાં સુધી બારણું ઉઘાડું રાખવું. મળ ત્યાગ કરવાનું સ્થાન એવું જોઇએ કે ત્યાં પડેલું મેલું તેમ જ મળમૂત્ર જમીનમાં પ્રવેશ થાય નહી અર્થાત્ એ જગાએ છો કરેલી અને નકકર હોવી જોઇએ. આવા સ્થાનમાં વિચારમાં ને વિચારમાં ઘણી વાર સુધી બેશી રહેવું નહિ. મળ ત્યાગ કરીને આવ્યા પછી હાથ પગ સ્વચ્છ કરવા.

### દાતણ કેવું પસંદ કરવું ?

દાતણનું પ્રમાણ બાર આંગળનું હોવું જોઇએ. કડવાસ, તિખાશ, અને તુરાશવાળું દાતણ પસંદ કરવા લાયક છે. દાતણ કુ-

મળું હોવું જોઇએ; કારણ કે, દાંતવડે તેનો કૂચો કરવો પડે છે. તેથી તે જો કઠિન હોય તો કૂચો કરતાં દાંતને જોર દેવું પડે છે. એટલે જો હમેશ એવું દાતણ કરવું પડે તો દાંતને ઈજા થઇ હાલી જવાનો સંભવ રહે છે. આવળીનું, બાવળનું, કરેણનું, અંઘેડાનું, ગુંદીનું, બકુલનું અને ઝીલડાનું દાતણ કરવાથી ફાયદા છે. કેટલાક વડની જટાનું પણ કરે છે. ઊંટ વૈદ્યનાં મંજન વાપરવાં નહિ.

## દાતણ કોણે અને કયારે ન કરવું ?

જેને કાનનો રોગ, શ્વાસ, મોઢામાં ચાંદી, મુખપાક, સખત તાવ, એટલા રોગ હોય તેણે દાતણ ન કરવું. પણ વાગ્ભટ્ટ આદિ ગ્રંથોમાં તો અજીર્ણ, ઓકારી, તૃષા અને નેત્રરોગ આદિમાં દાતણ ન કરવા માટે કહ્યું છે. મુખપાક અને મોઢામાં ચાંદી થઇ હોય તે શિવાયના રોગી બદામની રાખ કે માટીથી દાંત ઘસીને દાતણ કરી શકે.

## આંખમાં ધોળો સુરમો આંજવા વિષે.

જો આંખ દુખવા આવી ન હોય તો ઉત્તમ વિધિથી તૈયાર કરેલો સુરમો આંજવો હિતકર છે. તેમ જ બીજી જાતના કાળા સુરમા પણ હિતકર છે. ભાવમિશ્રપંડિત ધોળો સુરમો વાપરવા માટે ભલામણ કરે છે. બજારમાં ફેરીઆઓ જે સુરમા વેચે છે તેનો ઉપયોગ કદી પણ કરવો નહિ પણ વિદ્વાન્ વૈદ્ય પાસે તૈયાર કરાવીને કંઇપણ હરકત ન કરે તેવા સુરમાનો ઉપયોગ કરવો.

સુરમો આંજવાથી આંખ દુખવા આવતી નથી. દષ્ટિ તિવ્ર થાય છે, આંખનું તેજ વધે છે, અને આંખમાંથી પાણી ગળતું નથી. આંખને ઈજા ન થાય તેમ તે આંજવો.

દિનચર્યામાં જેટલું લખિયે તેટલું ઓછું છે તો પણ પૃથક્ પૃથક્ વિષયાનુક્રમ ન પાડતાં સાધારણ રીતે આખા દિવસમાં કયાં કયાં કાર્યો કરવાં તે જ જણાવિયે છિયે; સારાં અને સ્વચ્છ લુગડાં પ્હેરવાં; કોઇપણ જાતનો શારીરિક કે માનસિક વેગ રોકવો નહિ; વખતસર જમવું. સારૂં અને સ્વચ્છ પાણી પીવું; સ્વચ્છ પાણીથી દિવસમાં બે વાર શરીર ચોળીને ન્હાવું; દર ચાર દિવસે નખ અને વાળ કપાવવા; હજામત કરાવવી નહિ; અતિશે ચાલવું નહિ; અતિશે બોલવું નહિ, અતિશે જમવું નહિ, રૂચિ હોય તે જ જમવું; વિરુદ્ધ (પરસ્પર) ભોજન જમવું ×નહિ; કંઈ પણ કામ અતિશે કરવું નહિ; હાથમાં લાકડી રાખીને બહાર નિકળવું; તેજ તાપ ન લાગે માટે હાથમાં છત્રી રાખવી; જોડા શિવાય ઉઘાડે પગે ફરવું નહિ; સર્વથી નમ્રતા બતાવીને ચાલવું; ગુરૂજન આદિની વિધિ પૂર્વક પૂજન કરીને નમન કરવું; દેવની પૂજા કરવી; *ત્રિકાળ–સંધ્યા વંદન કરવું; ભાણાઅંતર કરવો નહિ; દિવસે સુઈ રહેવું નહિ; તેમજ દિવસે સૃષ્ટિ–કર્મ કરવું નહિ; વગર પ્રયોજને અપવાસ કરવા નહિ તો પણ જે માણસો હંમેશ અગિયારસ વિગેરેના અપવાસ કરતા હોય તેમણે છોડવા નહિ; મન ઉદાર રાખવું; દાન–ધર્મ કરવાં; તૃષાર્થિને પાણી પાવું; ભૂખ્યાને જમાડવો, દેવ- દર્શન કરવાં, કુમિત્રથી મૈત્રી ન રાખવી; "ભૂંડાથી ભૂત પણ નાસે" એ કહેવત પ્રમાણે ભૂંડાથી વેગળા રહેવું; સંબંધીઓમાં કલહ કે વિગ્રહ રાખવા નહિ ને કદી હોય તો તે ઘટાડવા પણ વધારવા નહિ; મોટા માણસોથી પિછાન રાખવી અને તેમનાથી મળીને ચાલવું; બળિયાથી બાથ ભીડવી નહિ; સત્યને સ્મરણમાં રાખો દિવસનાં સઘળાં કાર્ય અતિ પ્રીતિથી કરવાં; ઔષધ પણ દિવસના પ્હેલા જ પ્હોરમાં ખવાય છે માટે તેનો ઉપયોગ સવારમાં જ કરવો; સારાં

× જેમકે ખિચડી સાથે દુધ એ વિરુદ્ધ ભોજન છે ઈત્યાદિ.

* અન્ય ધર્મિઓએ પોતાના ધર્મ પ્રમાણે પૂજા કરવી.

સારાં પુસ્તકો જ્ઞાન મેળવવા દિવસેજ વાંચવાં; ધર્મ સંબંધી કથા કિર્તન સાંભળવું; કામ શિવાય કોઇને ઘેર જઇને બેશી રહેવું નહિ. મતલબ કે, નીતિ અને ધર્મથી વિરુદ્ધ વર્તન કરવું નહિ.

---

## રાત્રિચર્યા.

રાત્રિએ કેવી રીતે વર્તવું તેનું નામ **રાત્રિચર્યા** જેમાં આહારવિહારના ઉપયોગી વર્ણનનો સમાવેશ કરવામાં આવ્યો છે.

### રાત્રે ભોજન કરવાનો સમય.

સાંજના પહેલા પહોરમાં દરેક ઋતુની આહાર વિધિમાં બતાવ્યા પ્રમાણે ભોજન કરીને કસ્તુરી આદિથી સંસ્કાર કરેલા પાનનાં બીડાં ખાવાં. રાત્રે ઘણું કરીને ભારે પદાર્થ જમવા નહિ, કારણ કે જમ્યા પછી હરવા ફરવાનું ઓછું હોવાને લીધે ભારે ખોરાક પચતા નથી. તેમ છતાં જે માણસનો જઠરાગ્નિ જાગૃત હોય તે માણસ કદી ભારે પદાર્થ વાપરે તો કંઇ હરકત નથી, તોપણ રાત્રે કરેલા ભોજન માટે ઘણી કાળજી રાખવાની છે.

### અજવાળી અને અંધારી રાત્રિના ગુણ અવગુણ.

અજવાળી રાત્રિ મનને આનંદ આપનાર છે, દુઃખને હરનાર છે, દાહને શમાવનાર છે, સૃષ્ટિની અગમ્ય લીલાનો બોધ દેનાર છે, પાપને દૂર કરનાર છે, કામને જગાડનારી છે, તરશ, પિત્ત અને મોહને મોચન કરનાર છે, ઝાકળ પડનારી રાત્રિ વાયૂ અને પિત્તને વધારનારી છે. **અંધારી રાત્રિ** ભય દેનારી છે, દિશાને ભુલાવનારી છે. ગ્લાનિ કરનારી છે, કામને પ્રદિપ્ર કરનારી છે, આખા દિવસના શ્રમને વિશ્રાંતિ આપનારી છે, તેમ જ થાકને પણ ઉતારનાર છે.

## શયનગૃહ અને શૈયાની રચના

આખા દિવસના વ્યાવહારિક અને સંસારિક પરિશ્રમથી માણસમાત્ર થાકી જાય છે તેથી રાત્રિ એ વિશ્રાંતિ લેવા માટે છે. રાત્રિએ વિદ્વાન્ વૈદ્યોએ ફરમાવ્યું છે કે કંઈ પણ વધારે શ્રમનું કાર્ય કરવું નહિ. વિધિવત્ ઋતુમાન પ્રમાણે ભોજન કરીને, પ્રેયસીસહવર્તમાન વિવિધ વિષય ઉપર આલોચના કરતાં શુદ્ધ પ્રેમના હાવભાવથી પરસ્પર આનંદને અનુભવતાં રાત્રિ ગાળવી. શયનગૃહની રચના ઘણી બારીકીથી કરવી જોઇએ. શયન–ગૃહની આસપાસ રાત્રિને સમયે મનને દુઃખીત કરે તેવો કલબલાટ ન થાય તેની ઘણી સાહુચેતી રાખવી જોઈએ. કૂતરાં વિગેરેના ભસવાથી, અને લઢવાઢીઆં પાડોશમાં રહેવાથી તથા મદ્યાદિકનો ઉપયોગ કરી અનિયમિત રીતે ગાનતાનમાં તલ્લીન રહેનારની પાસે રહેવાથી રાત્રિએ બરોબર ઊંઘ આવતી નથી; પણ ઉલટો ઉજાગરો કરવો પડે છે. તેથી રાત્રિયે શયનગૃહની આસપાસ શાંતપણું રહે તેવી ગોઠવણ કરવી જોઇએ. જો તેવી ગોઠવણ ન કરવામાં આવે તો, શરીર વ્યાધિને પામે છે. જે માણસોને એવા સ્થળમાં રહેવાનો પરિચય હોય તેને માટે આ પ્રતિબંધ નથી. ઋતુમાન પ્રમાણે જે જે દિશાના પવન સેવવા જોઇએ તે તે દિશા તરફથી છૂટથી પવન સેવાય તેવી ગૃહની રચના અવશ્ય હોવી જોઇએ. રાત્રીના દશ વાગ્યા પછી કદી પણ વધારે જાગવું નહિ.

રાત્રિને વખતે તૃષા લાગે તો પાણી પીવું જોઈએ. કેટલાક માણસો આળસથી પાણી ન પીતાં પડી રહે છે, પણ તેમને ખબર નથી કે તેથી શી અડચણ થવાની છે. તૃષાની તૃપ્તિ ન કરવામાં આવે તો તેને ઠેકાણે શરીરમાંનું લોહી તૃષાની ખોટ પૂરી પાડવામાં ખપી જાય છે અને અનેક તરેહના વ્યાધિ ઉત્પન્ન થાય છે, માટે

તૃષા લાગી કે આળસ મુકીને પાણી પી લેવું. તેમ જ શારિરિક કે માનસિક કોઈ પણ વેગ થાય તો તેને રોકવો નહિ.

કેટલાક માણસોને રાત્રે ઊંઘ આવતી નથી તેથી તેઓ કલોરોફોર્મ વિગેરે પદાર્થોને સુંઘે છે અને તેથી ઊંઘ લાવે છે તેમ જ કેટલાક મધુર ગાયન વિગેરેથી મનને તૃપ્ત કરીને ઊંઘે છે. આ છેલ્લો પ્રકાર પસંદ કરવા લાયક છે. શયન–ગૃહમાં નાના પ્રકારના ચિત્રને પણ ભીંતે ટાંગી રાખવાં જોઇએ.

## શૈયાની રચના વિષે.

શૈયા માટે પ્રાચીન વિદ્વાનોમાં મતભેદ છે. કેટલાક કહે છે કે, જમીન ઉપર તળાઈ વિગેરે પાથરીને સુઇ રહેવું ને કેટલાક કહે છે કે, પલંગ ઉપર સુઇ રહેવું. આ બન્નેમાંથી પસંદ કરવા લાયક પલંગ જણાય છે. તે ઉપર ઘણું સુંવાળું અને શરીરને ખુંચે નહિ એવું પાથરવાનું જોઇએ. રીતસર ઓશીકું પણ જોઇએ. ઉત્તમ જાતના પક્ષિયોનાં પીંછાનું ઓશીકું પસંદ કરવા લાયક છે. તેથી કેટલીક, માથા સંબંધી વ્યાધિ ઉત્પન્ન થતી નથી. પલંગ મચ્છરદાનીવાળો જોઇએ; કારણ કે મચ્છર વિગેરે જીવ–જંતુ હેરાન કરે નહિ. તળાઇમાં ઘણા જ ઉત્તમ પ્રકારનું રૂ વાપરવું જોઇએ. ઉત્તમ જાતના પક્ષિયોનાં પીછાંની પથારી પણ કરવામાં આવે છે. આ પીછાંની પથારી ઘણી જ સુંવાળી હોય છે તેમ જ સર્વ કરતાં નિરોગી અને ગુણકારી પથારી પીછાંની ગણાય છે. તે સ્થિતિસ્થાપક છે અને ઘણી જ મોંઘી છે. તેનું ખોળિયું મખમલ કે એવા કોઈ બીજા ઉત્તમ, સુંદર, મનહર અને સુંવાળા લુગડાનું કરવું જોઇએ. વળી તે ઉપર સારી રીતે ધોઇને સાફ કરેલી હાર વિનાની ચાદર પાથરવી જોઇએ. જૂદી જૂદી જાતના ઉચ્ચ સુગંધીવાળા પદાર્થથી શૈય્યાને સુગંધિત કરવી જોઇએ. તેમ

જ ઋતુમાન પ્રમાણે ઘટિત ફેરફાર કરવામાં આલસ્ય પણ રાખવું નહિ. ઊંઘતા પ્હેલાં કુતર્ક કે કુવિચાર કરવા નહિ પણ સ્વસ્થ ચિત્તે આંખ મીંચી ઊંઘી જવું. પોતાની પથારીમાં પરાયાને કદી પણ સુવા દેવો નહિ તેમ જ પરાયાની પથારીમાં પોતે પણ કદી સૂવું નહિ ને વળી તળાઈ ગોદડાં વિગેરે કદી પરાયાને વાપરવાં આપવાં નહિ. કેમકે પરાયાની વર્તણુંક મલીન હોય અગર તો રોગી કે વ્યાવહારિક નિયમોથી ઉલટી હોય તો તેના વપરાશથી વ્યાધિજન્ય જંતુઓ ગોદડાં સાથે નફામાં આવે છે માટે કદી પણ પરાયાને ગોદડાં વગેરે આપવાં નહિ ને તેમ જ પરાયાએ માંગવા પણ નહિ.

## સ્ત્રી પ્રસંગ વિષે.

સર્વ પ્રાણી માત્રને સૃષ્ટિ કર્મ-(મૈથુન) ની ઇચ્છા થાય છે. સર્વ પ્રાણી માત્રને આહાર કરવાની ઇચ્છા થાય છે. સર્વ પ્રાણી માત્રને વિશ્રાંતિ લેવા માટે ઊંઘવાની ઇચ્છા થાય છે. ત્યારે મનુષ્યમાં શું વધારે ? યોગ્યાયોગ્યના નિર્ણય માટે બુદ્ધિ-બલનું પ્રબળ સાધન. આ સાધન મનુષ્ય શિવાય બીજામાં સંપૂર્ણ હોતું નથી. તેથી વિચાર કરી નીતિપરત્વે દૃષ્ટિ રાખી સ્ત્રી સમાગમમાં પ્રયોજન શિવાય કોઈ પણ મનુષ્ય માત્રે પોતાની વૃત્તિ દોરવી નહિ એવું મહાન્ શાસ્ત્રકારો કહે છે. જે વખતે આ ઇચ્છા ઉત્પન્ન થાય છે તે વખતે નેત્ર અને મન વિકારવાળાં થાય છે: જો તે ન થયાં હોય તો સૃષ્ટિકર્મની ઇચ્છા ત્વરાથી થતી નથી. જ્યારે કોઈ પણ વિકારવડે વૃત્તિ ઉશ્કેરાઇને સૃષ્ટિ-કર્મની ઇચ્છા થાય ત્યારે તે ઇચ્છાને તૃપ્ત કરવાની જરૂર છે. મતલબ કે વેગ રોકવો નહિ. એવી ઇચ્છા થયા છતાં જો તેનો વેગ રોકવામાં આવે તો અનેક રોગો થાય છે-જેવાં કે પ્રમેહ, શિશ્નેન્દ્રિયની શિથિલતા આદિ. સ્ત્રી પ્રસંગ પછી વાજીકર ઔષધોપચાર કરવા.

આયુર્વેદના કર્તાએ ત્રણ પ્રકારની સ્ત્રીઓ ગણી છે. તે જ માણે સ્ત્રીયોને પણ ત્રણ પ્રકારની ગણિયે* છિયે. ૧—ઋતુ ર્ન ( ૧૬–૧૭ વર્ષની વય ) થી ૨૨–૨૩ વર્ષ સુધીની [1]**બાલા** ી કહેવાય છે. ૨–પછીની ઉમરથી ત્રીશ વર્ષ સુધીની **યુવાન** ી કહેવાય છે. ૩–અને ત્રીશથી ૪૦–૪૫ વર્ષ સુધીની સ્ત્રી **ઢા** કહેવાય છે. આગળના ગ્રંથકારોએ પ્રૌઢા માટે ૫૦ વર્ષની મર ગણી છે. દેશ–કાલ જોઇને ઉપલો નિયમ બતાવ્યો છે. ચાસ વર્ષ પછીનાં વૃદ્ધાવસ્થામાં ગણાય છે અને તેમનામાં કામ-ડાની ઇચ્છા નરમ હોય છે.

## ઋતુમાન પ્રમાણે કયા કયા પ્રકારની સ્ત્રી યોગ્ય છે ?

**વર્ષા અને વસંતઋતુમાં પ્રૌઢા, હેમંત અને શિશિર ઋતુમાં યુવાન, શરદ્ અને ગ્રીષ્મઋતુમાં બાલા સ્ત્રી.**

## અનુક્રમે ગુણ અને અવગુણ.

નિત્ય **બાલા સ્ત્રી** હિતકર છે. બાલા સ્ત્રીના સંગથી બળ ધે છે, યુવાન સ્ત્રીના સંગથી **શક્તિ ઓછી થાય** છે અને **ઢાનું** સેવન કરવાથી **વૃદ્ધપણું** આવે છે.

---

* પરસ્પર સમાગમને માટે સ્ત્રીને ઋતુદર્શનથી યોગ્ય ગણેલી અને પુરૂષને તો વીશ ( આગળ ૨૫ વર્ષની મર્યાદા હતી. ) વર્ષ ા પછી યોગ્ય ગણેલ છે. યુવાવસ્થાને આદિ લઇ સર્વ અવસ્થામાં ન કરવા યોગ્ય સ્ત્રીયોને ગણાવી છે.

૧ આ વયમાં તો બે ત્રણ બાલકના પ્રસવને સ્ત્રી આપે છે તેથી ને બાલા કહેતાં જરા શંકા રહે છે માટે જ્યાં સુધી સ્ત્રીને પ્રજા ન ઈ હોય ત્યાં સુધી બાલા કહેવી યોગ્ય જણાય છે. વંધ્યાને આ સંજ્ઞા ી પણ ૨૩ વર્ષની વયની સ્ત્રીને માટે છે.

## જાગવા અને ઉંઘવા વિષે.

રાત્રે બહુ જાગવાથી રુક્ષતા આવે છે, અને તેમ જ કફ તથા ઝેરની પીડા મટે છે. બરોબર વખતે નિદ્રા લેવાથી મન આનંદમાં રહીને ધાતુઓનું સમપણું રહે છે. સુઈ રહેતી વખતે આડા અવળા વિચારો મુકીને સ્વસ્થ ચિત્તે ઊંઘી જવું. વખતસર ઉંઘી જનાર અને સવારે વ્હેલા ઊઠનારને નીચેની કવિતા મનન કરવા લાયક છે.

### દોહરો.

" રાતે જલ્દી જે સુઈ, વ્હેલો ઊઠે વીર;
" બલ, બુદ્ધિ, બહુ ધન વધે, સુખમાં રહે શરીર. "

વખતસર સુઇ રહીને વખતસર વ્હેલા ઉઠનારને કદી પણ રોગ થતો નથી. શરીર સ્વસ્થ રહે છે. જઠરાગ્નિ પ્રદિપ્ત રહે છે. સવારમાં વ્હેલા ઉઠીને બ્રહ્મમુહૂર્ત્તમાં નાકે પાણી પીવા માટે આગળ કહ્યા મુજબ પીવું. રાત્રે સુઈ રહેતી વખતે ડાબો હાથ નીચે અને ડાબે પાસે સુઇ રહેવું એમ કેટલાક ગ્રંથોમાં કહેલું છે. તેમ જ દિવસે કદિ સુઇ રહેવું હોય તો જમણો હાથ નીચે અને જમણી પાસે સુઈ રહેવું. મોઢે માથે ઓઢીને સુઇ રહેવું નહિ, પણ મોઢું ઉઘાડું રાખીને સુઈ રહેવું, કારણ કે, મોઢે ઓઢીને સુઇ રહેવાથી શ્વાસોશ્વાસથી નિકળીને ભેગી થયેલી હવા પુનઃ શ્વાસોશ્વાસમાં જઇને શરીરને હાની કરે છે. માટે બહારની તાજી હવા શ્વાસોશ્વાસમાં જવા માટે મોઢે માથે ઓઢવું નહિ ને થોડી જગામાં ઘણા માણસોએ પાસે પાસે સુઇ રહેવું નહિ.

### એક અહોરાત્રમાં છ ૠતુના દેખાવ.

દિવસના પ્હેલા પ્હોર–ભાગમાં **વસંતૠતુ**નાં ચિન્હ હોય છે. મધ્યાન્હે એટલે દિવસના બીજા પ્હોર–ભાગમાં **ગ્રીષ્મૠતુ**નાં

ચિન્હ હોય છે. દિવસના ત્રિજા પ્હોર—ભાગમાં અર્થાત્ પાછલે પ્હોરે **પ્રાવૃટ્ઋતુ**નાં ચિન્હો હોય છે. સાયંકાલે એટલે દિવસના ચોથા પ્હોર—ભાગમાં **વર્ષાઋતુ**નાં ચિન્હ હોય છે. મધ્ય રાત્રિએ **શરદ્ઋતુ**નાં ચિન્હ હોય છે. પરોઢિયે **હેમંતઋતુ**નાં ચિન્હ હોય છે. આ પ્રમાણે એક અહોરાત્રમાં આખા વર્ષની પેઠે બબ્બે માસે બેસતી ઋતુ પ્રમાણે દેખાય છે. કફનો કોપ જેમ **વસંત**માં હોય છે તેમ **પ્રાતઃકાલે** પણ હોય છે. **ગ્રીષ્મ**કાળમાં કફનો જેમ ક્ષય છે તેમ **મધ્યાન્હે** કફનો ક્ષય દેખાય છે; માટે જ મીઠા પદાર્થો ખાવાનું મન થાય છે. મીઠા પદાર્થ ખાધાથી કફ સમપણે રહે છે. **પ્રાવૃટ્ઋતુ**માં વાયુ સંબંધી વ્યાધિયો થાય છે તેમ જ **પાછલે પ્હોરે** તેવું દેખાય છે. **વર્ષાઋતુ**માં વાત, પિત્ત અને કફથી દૂષિત થવાય છે, તેમ દિવસના **ત્રીજા પ્હોર**માંથી બળનું ક્ષીણપણું દેખાય છે ને વર્ષાઋતુમાં જેવા આહાર કહ્યા છે તેવી ઇચ્છા થાય છે. **શરદ્ઋતુ**માં જેમ પિત્તનો પ્રકોપ દેખાય છે તેમ **મધ્યરાત્રે** પણ પિત્ત પ્રધાન થયેલું જણાય છે. **હેમંતઋતુ**માં જઠરાગ્નિ પ્રદિપ્ત રહે છે, તેમ **પરોઢિયે** સ્વસ્થ માણસનો જઠરાગ્નિ પ્રદિપ્ત રહિ બહુ ભૂખ લાગે છે. બાળકો સવારમાં ઉઠયાં કે ખાવાનું માગે છે તેનું કારણ એ જ છે. *એક અહોરાત્રમાં વર્ષની છ ઋતુ માફક જે કંઇ ફેરફાર દેખાય છે તે કંઇ વર્ષની છ ઋતુના જેવા બળવાન્ નથી, પણ સાધારણ રીતે ચંદ્ર, સૂર્ય અને વાયુના ઉષ્ણ, શીતળઆદિ ગુણોથી થાય છે માટે તે સામાન્ય મનાયેલા છે.

---

* જૂદા જૂદા ગ્રંથો જોતાં આ બાબતમાં કેટલાક મહાન્ ઋષિયોના મતભેદ છે. કેટલાક ગ્રંથમાં તો મહા ને ફાગણ શિશિરઋતુ, ચૈત્ર ને વૈશાખ વસંતઋતુ, જેઠ ને આશાડ ગ્રીષ્મઋતુ, શ્રાવણ ને ભાદરવો વર્ષાઋતુ, આસો ને કારતક શરદ્ઋતુ, માગશર ને પોસ હેમંતઋતુ. આ પ્રમાણે ઋતુઓને મહિનાઓમાં ભાગ પડેલા છે પણ આ ગ્રંથમાં તો કારતક અને માગશરથી હેમંતઋતુ એમ અનુક્રમે ઋતુઓ ગણતાં આષાઢ અને શ્રાવણથી ઋતુનો અનુક્રમ ગણ્યો છે.

# [1]ઋતુચર્યા.

## વર્ષાઋતુ.

### અષાઢ અને શ્રાવણ.

ઋતુઓ છ છે. આપણા લોકોનો અભણ વર્ગ સામાન્ય રીતે **ચોમાસું, શિયાળો** અને **ઉનાળો** એ નામથી જ આખા વર્ષને માને છે, પણ તેમ નથી. વિદ્વાનોએ આખા વર્ષના છ ભાગ પાડેલા છે ને દર બબ્બે મહિનાના કાળને ઋતુ કહેલી છે. સૂક્ષ્મ દષ્ટિથી વિચાર કરનારા વિદ્વાનોને ઋતુમાન પ્રમાણે થનારા ફેરફાર તુરત જાણવામાં આવે છે કે આ તો બીજી ઋતુ બેઠી

| | | | |
|---|---|---|---|
| | | ૧વિસર્ગકાલ. | |
| ચોમાસું | અષાઢ ને શ્રાવણ:—વર્ષા. | | દક્ષિણાયન. |
| | ભાદરવો ને આસો:—શરદ્. | | |
| શિયાળો | કારતક ને માગશર:—હેમંત | | |
| | | ૨આદાનકાલ | |
| | પોસ ને મહા:—શિશિર. | | ઉત્તરાયન. |
| ઉનાળો | ફાગણ ને ચૈત્ર—વસંત. | | |
| | વૈશાખ ને જ્યેષ્ઠ:—ગ્રીષ્મ. | | |

---

૧ સંક્રાતિ ઉપર દરેક ઋતુનું ધોરણ રાખેલું દેખાય છે. જેમકે કર્ક અને સિંહ સંક્રાતિમાં વર્ષાઋતુ, કન્યા અને તુલા સંક્રાતિમાં શરદૃઋતુ, વૃશ્ચિક અને ધન સંક્રાંતિમાં હેમંતઋતુ, મકર અને કુંભ સંક્રાંતિમાં શિશિરઋતુ, મીન અને મેષ સંક્રાંતિમાં વસંતઋતુ તથા વૃષભ અને મિથુન સંક્રાતિમાં ગ્રીષ્મઋતુ. પણ બીજા ગ્રંથોમાં આવી રીતે છે. જેમ કે મેષ અને વૃષભ સંક્રાંતિમાં ગ્રીષ્મઋતુ, મિથુન અને કર્ક સંક્રાંતિમાં પ્રાવૃટ્, સિંહ અને કન્યા સંક્રાંતિમાં વર્ષાઋતુ, તુલા અને વૃશ્ચિક સંક્રાંતિમાં શરદૃઋતુ, ધન અને મકર સંક્રાંતિમાં હેમંતઋતુ તથા કુંભ અને મીન સંક્રાંતિમાં વર્ષાઋતુ. આ ઠેકાણે તો કર્ક અને સિંહ સંક્રાંતિથી જ વર્ષાકાળ ગણીને તેનું વિવેચન અનુક્રમે કરીયે છીયે.

૧ ક્રમે કરીને બલવૃદ્ધિ થવાનો કાળ. ૨ ક્રમે કરીને બલહીન થવાનો કાળ.

ઉવષાંચર્યા.

દક્ષિણાયનમાં ક્રમે કરીને બળની વૃદ્ધિ થાય છે, અને ઉત્તરાયનમાં ક્રમે કરીને બળનો ક્ષય થાય છે. દર ત્રણ ઋતુએ **દક્ષિણાયન અને ઉત્તરાયન** થાય છે. મુસાફરોને મુસાફરી વિગેરે જે કંઈ મહેનતનું કામ કરવાનું હોય તે દક્ષિણાયનમાં કરવું ઉચિત છે. ઉત્તરાયનમાં મહેનત કરી શકાય, પણ આયુર્વેદના નિયમ પ્રમાણે શરીરમાંથી બળનો ક્રમશઃ ક્ષય થતો હોવાથી મજબૂત માણસને પણ રોગ થવાનો ભય રહે છે. તેથી કોઇ પણ પુષ્કળ મહેનતવાળું કામ કરવું હોય તો ઘણો વિચાર કરીને કરવું. જે માણસો ઉદર નિર્વાહને માટે પ્રતિદિન મહેનત મજૂરી કરે છે તેમને કંઈ પણ અડચણ થવાનો ભય નથી. કારણ કે, તેમને હંમેશનો પરિચય હોય છે.

જ્યારે વરસાદ આવવાની તૈયારી થાય છે, ત્યારે શરીરમાંના વાત, પિત્ત અને કફ દોષિત થઈ જઠરાગ્નિને મંદ કરી નાંખે છે. વરસાદનું પ્રથમ પડવું, ભીંનાશવાળા પવનનું વાવું, ઉનાળાનો બાફ છેક જતો રહેલો ન હોવાથી એકદમ વરસાદ પડવાને લીધે બળવાળા

---

૩. વર્ષાઋતુમાં વાયુનો પ્રકોપ થાય છે અને પિત્તનો વધારો થાય છે. આ ઋતુ ટાઢી, બળતરા કરનાર; અગ્નિમાંદ્ય અને વાયુ ને વધારનાર છે. કયા માસથી વર્ષાઋતુ ગણવી તેને માટે વિદ્વાનોના જુદા જુદા મત છે તો પણ અહિં અષાઢ માસથી વર્ષાઋતુને ગણી છે પણ વગર બગડેલી વર્ષાઋતુ જે માસમાં આવી હોય તેનેજ વર્ષાઋતુ ગણવી જેમ કે: ઘણો વરસાદ પડવાને લીધે કાદવ થઇને સપાટ કે ખાડાવાળી જગા માલમ પડતી ન હોય, સ્થળે સ્થળે પાણીનો ભરાવ દેખાતો હોય, નદીના કિનારા પૂર આવવાને લીધે ઘસાઈ ગયા હોય, સરોવર અને વાવમાં પાઇણીયો સારી રીતે ખીલી રહિ હોય, તેમજ નીલકમળ પણ ખીલી રહ્યાં હોય, સર્વ ઠેકાણે લીલોતરી નજરે આવતી હોય, સૂર્ય અને ચંદ્ર વાદળાં હોવાથી દેખાતા ન હોય, ત્યારે બગડી ગયા વિનાની વર્ષાઋતુ જાણવી. આ સિવાયના બીજા ચિન્હો હોય તો ઋતુમાં કંઇ બિગાડ થયો છે એમ જાણવું.

પવનનું પૃથ્વી ઉપર પ્રસરવું, નવા અને જુના પાણીનું ભેળશેળ થવું. તેમ જ ઉનાળામાં શરબત વિગેરે પીધેલાં હોવાથી વાત, પિત્ત અને કફનું દોષિત થવું, એ જઠરાગ્નિને મંદ કરનારાં મુખ્ય કારણો છે અને તેથી પરસ્પર વિરૂદ્ધપણાને પામે છે.

## આ ઋતુમાં કેવા પદાર્થો સેવવા જોઇએ ?

આ ઋતુમાં જઠરાગ્નિ મંદ રહે છે માટે જઠરાગ્નિ પ્રદીપ્ત રહે તેવાં ઔષધો ખાવાં, મધ્યમ પ્રકારનો જુલાબ કે ઉલટી લેવાં, જૂનું ધાન્ય ભોજનમાં વાપરવું, સ્નિગ્ધ-(ચિકાશ-કોમલ-હલકા) પદાર્થથી અને પીપર, સૂંઠ વિગેરે ગરમ પદાર્થોથી પકાવેલાંમાં સરસ [1]પીવાં, જંગલી પશુઓનું માંસ ખાવું, જુનું મદ્ય પીવું, તેમાં વિશેષે કરીને ઘણા વર્ષનો દ્રાક્ષનો મદ્ય પીવામાં વાપરવો. ખાટૂં, ખારૂં વિશેષ ખાવું, હલકું ભોજન જમવું. એટલે આ ઠેકાણે બગડેલું કે ખરાબ હોય તેને હલકું ન ગણવું. ઘણો વરસાદ વરસતો હોય તે વખતે ખારા પદાર્થો વિશેષ સેવવા. છાશ પણ આ ઋતુમાં પથ્ય છે. છાશ પીવાથી આ ઋતુમાં શર્દિ થતી નથી. મધ પણ આ ઋતુમાં ખાવા ચુકવું નહિં. આ ઋતુમાં મધુર, અને [2]ખાટારસ પથ્ય છે.

## બહાર કેવી રીતે ફરવું હરવું ?

ગાડી કે ઘોડા ઉપર બેઠા સિવાય બહાર ફરવું નહિ. વરસાદથી પલળાય નહિ માટે હાથમાં છત્રી રાખવી. જે માણસોથી ગાડી ઘોડા ન રાખી શકાય તેમણે ભાડે રાખવાં. તેમ કરવાની શકિત ન હોય તેણે શરીર ઉપર વરસાદ ન પડે ને કદાચ પડે તો પલળી જવાય નહિ એવું લુગડું પાસે રાખવું. છત્રી તો અવશ્ય રાખવી. જોડા પહેર્યા સિવાય નીકળવું નહિ.

---

૧. જેમને માંસ ખપતું હોય તેને માટે આ ઉપાય છે.

૨. આ ઋતુમાં ખાટા રસનું બળ વધારે હોય છે. જે ઋતુમાં જે રસનું વધારે બળ હોય તે રસ બીજા રસો કરતાં પ્રમાણમાં વધારે સેવવા.

આ સઘળું ક્યારે કરવું કે, જ્યારે વરસાદની ઉપરાઉપરી ઝડિયો પડતી હોય, ગામમાં સ્થળે સ્થળે ઘણો કાદવ થઇ ગયો હોય વરસાદ વરસતાં છતાં રસ્તાની બન્ને બાજુએ પાણી વહિ જવાની નીક બાંધેલી હોય અને રસ્તા ઉપર પડેલું પાણી રસ્તામાં ન ભરાઇ રહેતાં નીક વાટે વહિ જતું હોય તો ગરીબાઇને લીધે કદી પગમાં પાવડિયો કે જોડા ન પહેર્યા હોય તો ચાલે. તેમ જ તેવા રસ્તા ઉપર વાહન ઉપર બેશીને જવાની પણ જરૂર જણાતી નથી, અને એકલા જોડા પહેરેલા હોય તો પણ ચાલે.

## વર્ષાઋતુમાં કેવા ઘરમાં રહેવું ?

આવા સમયમાં મેડા ઉપર કે જમીનથી છ ફીટની ઉંચાઇએ બાંધેલા ઘરમાં રહેવું વધારે સારૂં છે, કારણ કે, તેવે ઠેકાણે વરસાદથી ભેજ રહેવાનો સંભવ હોતો નથી. જ્યાં હંમેશ ભેજ રહે તેવે ઠેકાણે રહેવું તે રોગ થવાને કારણ રૂપ છે. પૂર્વ દિશાનો વાયુ પણ ન આવે તેવું સ્થળ જોઇએ. ગરીબ માણસોને આવી સગવડ હોતી નથી તેથી તેઓ ભેજવાળી જગા ઉપર સુઇ રહે તે કરતાં [1]ખાટલા ઉપર સુઇ રહે તો કશી હરકત નથી. જ્યાં ભેજ જરા પણ ન રહેતો હોય ત્યાં રહેવું વધારે પસંદ કરવા લાયક છે. એટલે પછી મેડા કે બંગલાની જરૂર છે, એમ સમજવું નહિ પણ એટલું તો સ્પષ્ટ યાદ રાખવું કે બહારની તાજી હવા આખા ઘરમાં ફરી વળે એવું ઘર જોઇએ.

---

૧. મુખ્યત્વે કરીને ગુજરાતના ગામડામાં તો ગરીબ કે તવંગર સર્વને ત્યાં સુઈ રહેવા માટે ખાટલાનો જ ઉપયોગ થાય છે.

## વર્ષાઋતુમાં શું શું તજવું ?

ખાવામાં નવું ધાન્ય, દિવસે સુઈ રહેવાનું, પીવામાં [૧]નદીનું પાણી, તડકો, કસરત, સ્ત્રીનો અતિપ્રસંગ, રાત્રે જાગવું, થંડો અને પૂર્વ દિશાનો પવન એટલાં વાનાં તજી દેવાં. તેમજ ઘરની આસપાસ પાણી ભરાઈ રહેતું હોય ને ઘણો જ ભેજ રહેતો હોય તો તે ઘર પણ તજવું.

## લુગડાં કેવાં પહેરવાં ?

ઉનનાં ગરમ લુગડાં પહેરવાં, પણ તે ઘણાં પહેરવાં નહિ. એકાદ ફ્લેનલનું કપડું પહેરવું. સૂતરનાં કપડાં ગરમ પણ નથી ને થંડાં પણ નથી માટે આવા સમયમાં બહારના વાયુથી ટાઢ ન વાય તેટલાં પહેરવાં. પછેડી ઓઢવી.

## આ ઋતુમાં સ્ત્રીસંગનો નિયમ.

વાજીકર ઔષધોપચારથી યુકત થઇ પુરુષે સ્ત્રીસંગ પંદર દિવસે કરવો.

## સર્વ ઋતુમાં સ્ત્રીસંગ પછી કરવાનો વિધિ.

પુરૂષે સ્નાન કરવું અને પૌષ્ટિક પ્રવાહી પદાર્થ ખાવા.

---

૧. નદીનું પાણી પૂર આવવાથી મેલું થયેલું હોય છે માટે કુવાનું ટાંકાનું કે અદ્ધર ઝીલેલું પાણી પીવું. ઘણી વખત નળમાં પણ ભુખરૂં કે રગડા જેવું પાણી આવે છે માટે સંભાળીને ઠરવા દેઇ પીવું.

# [1]શરદ્ઋતુ.

## ભાદરવો અને આસો.

વર્ષાઋતુમાં કહેલા નિયમ પ્રમાણે વર્તતાં તે ઋતુ પ્રકૃતિને અતિશય અનુકૂળ થઇ પડે છે તેવામાં શરદ્ઋતુ બેસે છે એટલે ક્રમે કરીને હવા પાણીમાં પાછો ફેરફાર થાય છે.

વર્ષાઋતુમાં સૂર્યનો તાપ ઘણો ઓછો હોય છે. કારણ કે નિત્ય વાદળાં હોવાને લીધે થંડક અને ભેજ રહે છે. ઘણું કરીને વર્ષાઋતુમાં કેઠ ઉપરનો ભાગ ટાડો હોય છે; અને શરદ્ઋતુમાં વાદળાં દૂર થઇ સૂર્યના તાપને લીધે પિત્ત, પ્રકોપ પામે છે. આથી કરીને પિત્ત શાંત કરવા ઋતુને અનુસરીને ચાલવું પડે છે. પિત્તના પ્રકોપથી તાવ વિગેરે વ્યાધિઓ શરૂ થાય છે.

## પિત્તકોપ શમવાના ઉપાય.

પિત્તનો પ્રકોપ ઘી પીવાથી શમે છે. એટલે અમસ્તું ઘી પીવું હિતકર નથી, પણ તિકત પદાર્થ સાથે ઘી ભેગું કરીને પીવું હિતકર છે. રેચ [2] લેવો. શરીરમાં ઘણું લોહી હોય તો ફસ [3] ખોલાવવી. જૂદી જૂદી પ્રકૃતિવાળા મનુષ્યો હોવાથી હિતાહિતનો ઘણો વિચાર કરી ઘટિત કરવું.

---

૧. સૂર્ય પીળા વર્ણયુક્ત દેખાતો હોય, આકાશ સ્વચ્છ અને પાણી વિનાનાં ધોળાં વાદળાંથી યુક્ત દેખાતું હોય, અને પૃથ્વી ઉપરનો કાદવ સુકાઇ ઝાડપાનથી શોભતી હોય તેને બગડયા વિનાની શરદ્ઋતુ જાણવી. શરદ્ઋતુ ઉષ્ણ અને પિત્તકર છે. તેમજ મધ્યમ બળ આપનારી છે. તેમાં પિત્તનો પ્રકોપ થાય છે. આ ઋતુમાં ખારા રસનું બળ વધારે હોય છે.

૨. ભારે નહિ પણ હલકો રેચ લેવો. ૩. આ દેશમાં ફસ ખોલાવવાનો રિવાજ નથી. જેના શરીરમાં પુષ્કળ લોહી વધી ગયું હોય તેને માટે એ ઉપાય સમજવો. પુષ્કળ લોહી વધ્યા છતાં પણ અમારો મત ફસ ખોલા-

૧. વાત પ્રકૃતિવાળાએ પિત્તને શમાવવા માટે આ ઋતુમાં ઘૃતપાન કરવું જોઈએ.

૨. પિત્ત પ્રકૃતિવાળાએ કડવા પદાર્થને સેવવા જોઇએ.

૩. કફ પ્રકૃતિવાળાએ સાધારણ રેચ-જુલાબ લેવો જોઇએ.

૪. ત્રિદોષ દૂષિત પ્રકૃતિવાળાએ પિત્ત શાંતિ સારૂ રક્તસ્રાવ કરાવવો જોઈએ.

## ત્રણ અવસ્થા, ક્રમે કરીને તેના ઉપાય.

૧.—બાલ્યાવસ્થા. ૨.—યુવાવસ્થા, ૩—વૃદ્ધાવસ્થા.

૧. **બાલ્યાવસ્થા**માં પિત્ત બેસાડી દેવા માટે એટલે જો બાળકના પિત્ત બેસાડી દેવું હોય તો કડવા પદાર્થમાં ગણવા-લાયક ગળો, લીંમડો, કરિયાતું વિગેરે છે. અફીણ વિગેરે ઝેરી પદાર્થ કડવાં હોય છે, પણ તે ઉપયોગી નથી. ગળો, લીંમડો અને કરિયાતું વિગેરેની ફાકી પણ થાય છે. અને ઉકાળો પણ થાય છે. ફાકીનો ઉપયોગ કરવો હોય તો એક તોલા કરતાં વધારે લેવી નહિ. કવાથનું પ્રમાણ પણ એકજ તોલો છે, આથી એમ નહિ સમજવું કે, બધાને પણ એક તોલો ફાકી કે કવાથ આપવાં પણ બાળકને તો દેશ, કાલ, વય અને બલાબલનો વિચાર કરી ચાર આની ભાર કવાથ કે ફાકી આપવાં. મોટા માણસે પણ દેશ, કાલ, વય અને બલાબલનો વિચાર કરી એક તોલા કરતાં વધારે ફાકી કે કવાથ લેવાં કે આપવાં નહિ.

૨. **યુવાવસ્થા**વાળાના પિત્તની શાંતિને માટે જુલાબ લેવો જરૂર જણાય છે. કાચી ઉમ્મરનાએ એટલે ૧૨ થી તે ૧૮ વર્ષ

---

વવાની વિરૂદ્ધમાં છે. લોહી કંઇ એકદમ વધતું નથી, તે મહા પ્રયત્ને વાજીકર ઔષધોના પ્રયોગથી લોહી વધે છે તે આ પ્રમાણે આકારત કાઢી નાખવાથી ફાયદો નથી પણ હાનિ છે.

સુધીનાએ બનતા સુધી જુલાબ લેવો નહિ; કારણ કે, આટલી ઉમ્મરવાળામાં પિત્ત પ્રકોપ હોય તો પણ વગર જુલાબે તેનું શમન થાય છે. તેમજ ઘણા વૃદ્ધ માણસે પણ જુલાબ લેવો નહિ, કારણ કે, તે મૂળે શક્તિ વિનાની અવસ્થાવાળો છતાં જુલાબ લે તો અતિ શક્તિહીન થાય છે. તો પણ હીમજ અને હરડેનું ચૂર્ણ આ ઋતુમાં ઉના પાણી સાથે રાત્રે જમ્યા પછી પાથી અડધા તોલા સુધી લે તો ઝાડો સાફ ઉતરીને પિત્તની શાંતિ થાય છે. આમ કરતાં તૂરાપણું લાગે તો સરખે ભાગે સાકર ભેળવવી.

૩. **વદ્ધાવસ્થા**વાળાએ પિત્ત શમાવવા માટે [૧]તિક્ત-ઘૃત પાન કરવું.

હવે અવસ્થાદિ ભેદે કરીને ઘૃત-પાન કેટલું કરવું અને કયા કયા જનાવરોનું ઘૃત કેટલું કેટલું લેવું તે નીચે પ્રમાણેઃ—

૧. **બાળક**ને દેશ, કાળ, વય અને બલાબલ જોઇ એક તોલા સુધીજ ક્રમે કરીને બકરીનું ઘી પાવું. એક તોલાથી વધારે પાવું નહિ, ૢ તોલાથી શરૂ કરવું.

૨. **યુવાવસ્થા**વાળાએ ભેંશનું ઘી સાત તોલા સુધી ક્રમે કરીને દેશ, કાળ, વય અને બલાબલ જોઇને પીવું. સાત તોલાથી વધારે ન લેવું ને શરૂઆત એક તોલાથી કરવી. અને સાત તોલાથી સુધી વધીને અટકવું.

**વૃદ્ધપુરૂષે** ગાયનું ઘી દેશ, કાળ, વય અને બલાબલ જોઇને ત્રણ તોલા સુધી પીવું. ત્રણ તોલા ઉપરાંત પીવું નહિ અને શરૂઆત એક તોલાથી કરવી.

---

૧ ગળો, કારેલીનો રસ અને કરિયાતું એમાંનું ગમે તે એક ઘીમાં નાંખીને સિદ્ધ કરેલું તે તિક્તઘૃત.

દેશ, કાળ, વય અને બલાબલનો વિચાર કરી આ ઋતુના ત્રણ ભાગ અને ધૃતના પણ ત્રણ ભાગ કરીને ક્રમે ક્રમે તેનો ઉપયોગ કરવો. એકદમ ઉપયોગ કરવો નહિ.

## આ ઋતુને અનુકૂળ આહાર—વિહાર કરવા વિષે

આ ઋતુને અનુકૂળ રસ ખારો, કડવો, અને મીઠો છે. આ ત્રણે રસ યુક્ત હલકો ખોરાક ખાવા માટે પસંદ કરવા લાયક છે. મગ અને ચોખા પથ્ય છે. દૂધ પીવું, ધોળી શેરડી ચુસવી, વગડાઉ જનાવરોનું માંસ ખાવું, નદીનું[1] પાણી પીવું, મિત્રમંડળથી મળીને સારી સારી મનહર વાતો કરવી. કપૂર, ચંદન, ફુલ એઓનું સેવન કરવું, નિર્મળ શુકલપક્ષની રાત્રિનો લાભ લેવો, અને આ ઋતુમાં ધણાં સ્વચ્છ વસ્ત્રો પહેરવાં.

## આ ઋતુમાં સ્રીસંગનો નિયમ.

પૌષ્ટિક પદાર્થના સેવનને કરીને દર ચોથે દિવસે અતિ હર્ષથી સ્રી સમાગમ કરવો.

## આ ઋતુમાં તજવા લાયક શું છે ?

ધણું ખાવું નહિ; મદ્ય પીવું નહિ; દિવસે ઉંઘવું નહિ. પૂર્વ દિશામાંથી આવતો પવન ખાવો નહિ. જવખાર વિગેરે આ ઋતુના અંતમાં વધારે ખાવા નહિ તેમ જ ભોજનમાં મીઠાનો ભાગ વધારે રાખવો નહિ. મધુર, તિક્ત અને કષાયરસ છૂટથી વાપરવા. સ્રીસંગ ધણો થોડો રાખવો. ખાટું, તીખું અને ગરમ

---

૧ કેટલાક અંશૂદક પીવાની ભલામણ કરે છે જે પાણી ઉપર દિવસે સૂર્યનાં અને રાત્રે ચંદ્રનાં કિરણો પડતાં હોય તેને અંશૂદક—હંસોદક કહે છે. એ સ્નિગ્ધ અને ત્રણે દોષને મગાડનાર પાણી ગણાય છે.

ખાવું નહિં. બરફ અને તડકો સેવવાં નહિ. રાત્રે ઘણીવાર સુધી અગાશીમાં બેસવું નહિ; કારણ કે ઘણી વખત બેસવાથી ઓસ પડે છે અને તેથી શરીર જકડાઇ જાય છે.

## [1]હેમન્તઋતુ

### કારતક અને માગશર.

પિત્ત પ્રકોપ શમીને શરદ્‌ઋતુને અનુકૂળ પ્રકૃતિ થાય છે એટલામાં હેમન્તઋતુ ક્રમશઃ શરૂ થાય છે. સૂર્યની ગતિ ક્રમે કરીને દક્ષિણાયન ભણીની હોવાને લીધે કિરણો સીધા ન પડતાં પૃથ્વી ઉપર ત્રાંસા પડે છે. સૂર્ય જ્યારથી ઉત્તરાયનથી દક્ષિણાયનમાં પોતાની ગતિ રાખે છે ત્યારથીજ તેનાં કિરણો ત્રાંસા પડવા માંડે છે. હેમંતઋતુમાં તો વધારે ત્રાંસા હોવાને લીધે સૂર્યની ગરમી ઘણી થોડી પડે છે, અને તે સાથે દિવસ ટૂંકો અને રાત્રિ લાંબી હોવાથી ચંદ્રના કિરણની શીતલતા ઘણી વધી પડે છે. તાપ ઓછો અને શીતલતા વધારે હોવાને લીધે જઠરાગ્નિ પ્રદીપ્ત રહે છે. એ પ્રદીપ્ત જઠરાગ્નિ સમ પક્ષે જો ન રાખવામાં આવે તો, તે અનુક્રમે ધાતુ, મેદ, મજ્જા આદિને બાળી નાંખે છે. એટલુંજ નહિ પણ મનુષ્યને નિર્બળ કરી નાંખે છે. તેથી જઠરાગ્નિ સમ પક્ષે રાખવા માટે પુષ્ટિકારક પદાર્થ ખાવા જોઇએ કે જેથી બળની સ્વાભાવિક રીતે વૃદ્ધિ થાય.

ગુજરાતમાં વિશેષે કરીને શિયાળામાં જે વસાણું ખાવામાં આવે છે તેનું કારણ પણ એજ છે કે, બળને વધારનાર દક્ષિણાયન હોવાથી શરીરને પુષ્ટિ મળે, બાંધો સુદ્રઢ થાય અને કાંતિ વધે.

---

૧ મંદમંદ શીતલ પવન વાતો હોય, સર્વ દિશાઓ ઓસથી ધુંવાડા જેવી વ્યાપેલી દેખાતી હોય, સૂર્યનાં કિરણો ત્રાસાં પડતાં હોય, તાપ વધારે લાગતો ન હોય, જલાશયો થંડાં રહેતાં હોય તો હેમન્તઋતુ બગડયા વિનાની જાણવી. આ ઋતુમાં મધુર રસનું બળ વિશેષ હોય છે.

શિયાળામાં કારતક, માગશર, પોસ અને મહા એ ચાર માસ આવે છે. વસાણાં વિગેરે પુષ્ઠિકારક ખોરાક પણ એ જ મહીનાઓમાં ખવાય છે. આ વસાણાં ખાવાનો નિયમ હજુ સુધી અચુક ચાલ્યાં કરે છે; પણ દરેક ઋતુમાન પ્રમાણે કયા કયા રસો બળવાન છે તેના વિચાર વિના છૂટથી જેને જે રસ ફાવે તે વાપરે છે. આમ કરવાથી તે અનુકૂળ ન થતાં આવા ઉપયોગથી ઋતુમાન પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ ભાવ ઉત્પન્ન થતાં પ્રતિકૂલ થાય છે, અને પૈસા ખરચીને ખાવા માંડેલું વસાણું જોઇએ તેટલું ગુણ આપતું નથી; પણ હંમેશના પરિચયનો ખોરાક થઈ પડે છે.

## આ ઋતુને યોગ્ય આહાર—વિહાર વિષે.

આ ઋતુમાં મધુર રસ હિતકર છે. તે સાથે સ્નિગ્ધ, ખારો અને ખાટો રસ ખાવામાં વાપરવો. આ ઋતુમાં કસરત કરવી ઘણી અનુકૂળ છે માટે થાક લાગે ત્યાં સુધી કસરત કરવી. સવારમાં સાકર નાંખીને ઉકાળેલું દૂધ પીવું. તેમજ કેસર, કસ્તુરી વિગેરેનો પણ ઘટિત પ્રસંગે આ ઋતુમાં ઉપયોગ કરવો. પુષ્ટિકારક અને ભારે જમણ જમવું, સવારમાં જલેબી, બાસુદી, મલાઈ વિગેરેનો ઉપયોગ ભાવે તેટલો કરવો. પાપડ અને મીઠાં અથાણાં ખાવાં. જાતજાતનાં મીઠાં અને સંસ્કારવાળા મુરબ્બા અને શાલમપાક, બદામપાક વિગેરે પાક ખાવા. [૧]મધ, ઘી અને ચીનાઈ સાકર ખાવાં. મીઠો ભાત, અડદની દાળ અને ઘીમાં બોળેલી બાટી ખાવાં. પૂર્ણ સંસ્કારથી કેળવીને કરેલા અડદના લાડુ ખાવા. ભૂખ લાગી કે ગમે તેવાં કામ હોય તો તેને મુકીને ભોજન માટે ઉઠવું. ટાઢું ભોજન જમવું

---

૧ મધ અને ઘી સમભાગે લેવાં નહિ, કારણ કે, તે સમભાગે લેતાં વિષરૂપ થઈ જાય છે માટે મધ કરતાં ઘી વધારે લેવું.

અપથ્ય છે. શાક વિગેરે તળવાં તે તેલમાં ન તળતાં ઘીમાં તળવાં. બનતા સુધી ઘીને વધારે ખાવામાં વાપરવું. અંજીર, અખરોટ, કાજુ. દ્રાક્ષ, પિસ્તાં, બદામ, [1]આલુ પુષ્ટિકર્તા છે.

સારા વિદ્વાન વૈદ્યની સલાહ લઇને ચંદ્રોદય આદિ રસ સેવવા. માંસાહારી મનુષ્યોએ માંસનું ભક્ષણ કરવું. મદ્ય પીનારે ઉત્તમ પ્રકારનો મદ્ય પીવો.

## આ ઋતુમાં સ્ત્રીસંગનો નિયમ.

યથેચ્છ રીતે સ્ત્રીથી વિહાર કરવો. કસ્તુરી આદિથી તૈયાર કરેલાં પાનનાં બીડાં જમ્યાં પછી ખાવાં.

## આ ઋતુમાં રહેવા લાયક સ્થળ.

આ ઋતુમાં રહેવા માટે ભોંયરૂં વધારે પસંદ કરવા લાયક છે. ભોંયરૂં સારી અને સૂકી હવા વાળુ જોઇએ; અને માંહે અજવાળું અવશ્ય આવવું જોઇએ. ભોંયરામાં રહેવાનું ન બની શકે તેમ હોય તો ધગધગતા અંગારાના તાપની તૈયાર કરેલી સગડીઓ પાસે રાખી બેસવું. તાજી હવા આવવા માટે બારી બારણાં બધાંએ બંધ ન રાંખતાં ઉઘાડાં રાખવાં.

## આ ઋતુમાં પહેરવાનાં વસ્ત્રો વિષે.

આ ઋતુમાં ઘણી ટાઢ હોવાને લીધે ઊનનાં લુગડાં પસંદ કરવા લાયક છે. ઉનના કપડાની બંડીઓ, રેશમનાં ઉત્તમ વસ્ત્રો; ઓઢવા માટે ઉત્તમ કાશ્મીરી શાલ, પહેરવા માટે બનાતના ડગલા,

---

૧ આ એક જાતના સોપારી જેટલાં મોટાં ફળ થાય છે. તેમાં બદામ હોય છે અને ઉપરની છાલ ઘણી મીઠી હોય છે.

ઉનના ગલપટા, હાથે અને પગે ઉનનાં મોજાં વિગેરે ગરમ લુગડાં પહેરવાં. સુઈ રહેતી વખતે ગરમ કપડું પહેરેલું રાખવું, હાથ પગ દેવતાથી શેકવા. સુગંધીયુક્ત પદાર્થો પાસે રાખવા.

## આ ઋતુમાં તજવા યોગ્ય શું છે?

જુલાબ કે ઉલટીનાં ઔષધો લેવાં નહિ. મીઠાં, ખાટા અને ખારા રસવાળા પદાર્થો સિવાય બીજા પદાર્થો સેવવા નહિ; ટાઢ તજવા માટે રુએલ વસ્ત્ર તજવાં. ભૂખ્યા અને તરસ્યા રહેવું નહિ, શરીરે ઉઘાડા રહેવું નહિ, ટાઢા પાણીએ ન્હાવું નહિ, અને શોક તજી દેવો.

## ન્હાવા વિષે.

ખમી શકાય તેવા ઉના પાણીથી સુગંધીયુક્ત અને વાતઘ્ન તૈલાદિને ચોળીને ઘડી પછી ન્હાવું. શરીર ઉપરની ચિકાશ કાઢવા માટે ઉત્તમ પ્રકારના સાબુ વાપરવા અથવા લોધર વિગેરે તૂરા પદાર્થથી શરીર ઉપરની ચિકાશ દૂર કરવી. ન્હાઈ રહ્યા પછી કસ્તુરી અને કુંકુમથી યુક્ત લેપનું લેપન કરવું. બનતા સુધી શરીરને ઘણું સુગંધી યુક્ત અને ગરમ રાખવું.



## [1]શિશિરઋતુ.

### પોસ અને માઘ.

આ ઋતુમાં હેમન્તઋતુ કરતાં વિશેષ ટાઢ હોય છે. એ સિવાય આહાર-વિહાર, રહેવાનું સ્થાન, વિગેરે માટે હેમન્તઋતુમાં જે કહ્યું છે તેજ પ્રમાણે કરવું. આ ઋતુના છેલ્લા અઠવાડિઆથી **વિસર્ગકાલ** પૂર્ણ થઇ **આદાનકાલ** આવે છે. હેમંતઋતુ પ્રમાણે રસો સેવતાં આ ઋતુમાં કડવા રસનું પણ સેવન કરતા રહેવું.

---

## [2]વસન્તઋતુ.

### ફાગણ અને ચૈત્ર.

### કફને જીતવાના ઉપાય.

આ ઋતુમાં હેમન્ત અને શિશિરમાં મધુરાદિ પદાર્થોનું વધારે સેવન થવાથી કફનો પ્રકોપ થયો હોય છે. એ કફ સૂર્યના તાપથી આ ઋતુમાં ઓગળી જઠરમાં ફેલાઇને જઠરાગ્નિને મંદ કરી નાંખે

---

૧ ટાઢ, અધિક હોય અને બીજાં બધાં લક્ષણો હેમંતઋતુના જેવાં જ હોય તો બગડયા વિનાની જાણવી. આ ઋતુમાં કડવા રસનુ બળ અનુક્રમે વધારે હોય છે.

૨ ક્રમે કરીને ટાઢ ઓછી હોય, દિશાઓ અને આકાશ પણ નિર્મળ હોય આંબાનો મોર આવ્યો હોય, આસોપાલવ સારો ખીલ્યો હોય, કમળ ખીલી રહ્યાં હોય, ખાખરા ઉપર કેસૂડાં ખીલી રહ્યાં હોય, કોયલનો મધુરસ્વર ભ્રમરનુ ગુંજારવવાળું ભ્રમણ, બપોરે તાપ લાગે અને સવારમાં ટાઢ વાય તથા ઝાડ નીચે બેસવાથી શીતલતા લાગે ત્યારે જાણવું કે વસંતઋતુ નિર્મળ છે. આ ઋતુમાં તુરા રસનું બળ વધારે હોય છે.

છે. તેથી કફને બને તેટલી ઉતાવળથી દૂર કરવા માટે ઉપાયો કરવા. વસંતઋતુમાં કફથી મુક્ત ન થવાય તો કફજન્ય વ્યાધિયોથી શરીર પીડા પામે છે. કફને જીતવા માટે સખત ઉલટી કે [1]જુલાબ લેવો જોઈએ, તેમ જ નાસ પણ લેવો જોઇએ, અને લૂખો અને હલકો પદાર્થ ખાવામાં વાપરવો જોઇએ. ઉદ્વર્તન નામના રસથી શરીરને ચોળાવવું, કસરત કરવી કે જેથી કફનો નાશ થાય. જુદી જુદી જાતના આસવ, શેરડીનો રસ, દ્રાક્ષરસ, મધનો દારૂ, પકવકેરીનો રસ, જુના જવ ઘઉં, એટલાંનો ઉપયોગ કરવાથી કફ શમે છે. ઉકાળીને સિદ્ધ કરેલું દૂધ પીવું. ઉપર લખેલા બધા પદાર્થોનો કેવી રીતે ઉપયોગ કરવો તે બધાના જાણવામાં સાધારણ રીતે હશે જાણીને સવિસ્તર લખ્યું નથી. સૂંઠ, પીપળીમૂળ, ચંદન અને મોથાનો ઉકાળો કફને હરનાર છે.

## આ ઋતુમાં ન્હાવા વિશે.

આ ઋતુમાં ઉના પાણીથી ન્હાવું. સૂખડનું ચંદન, કપૂર અને કેસર શરીરે ચોળવાં. સારાં અને સ્વચ્છ વસ્ત્રો પહેરવાં ને ક્રમશ; ગરમ વસ્ત્રોનો ત્યાગ કરવો.

## વસન્તમાં બપોરે કેવા સ્થાનમાં રહેવું.

સુગંધીવાળા ફુલના પરાગથી આખો બાગ વાસિત થયેલો હોય, જેમાં મોટા મોટા મંડપો જુદી જુદી જાતના મનહર સુગંધવાળા ફુલના વેલાથી સૂર્યનો પણ તાપ ન આવે એવી રીતે છવાઈ ગયો હોય, જ્યાં વીરણવાળાની ટટ્ટીયોને પાણી છાંટીને મંદ મંદ સુગંધ આવવા માટે લટકાવી હોય, આસપાસ ફુવારામાંથી પાણી છુટયાં

---

[1] વૃદ્ધ માણસે જુલાબ કે ઉલટીનાં ઔષધો લેવાં નહિં. જેને જરૂર જણાય તેણે વૈદ્યની સલાહ લેઇને લેવાં.

કરતું હોય ઋતુને અનુસરતાં પદાર્થો છુટથી વાપરવા માટે સર્વ ગોઠવણો જ્યાં કરી રાખી હોય, ત્યાં નાના પ્રકારના વિનોદથી વસંતના વિશાળ મધ્યાન્હકાળ ગાળવા.

### આ ઋતુમાં મૂકીદેવા લાયક રસ.

મધુર અને ખાટા રસ ક્રમે કરીને મૂકતા જવું. તેમ જ વજનમાં ભારે અને ટાઢું ભોજન કરવું નહિ.

### ભોજનના પ્રકાર.

આ ઋતુમાં ખટાશ અને મિઠાશનો જેમ બને તેમ ઓછો ઉપયોગ કરવો. જુના ઘઉં કે જુના જવની રોટલી ઘીમાં બોળીને દૂધ સાથે ખાવી. કેરીના રસને વસ્ત્રથી ગાળીને રસના પ્રમાણમાં સાકર, પિસ્તાં, ચારોળી, બદામ વિગેરે નાંખી ખાવો. પ્રકૃતિને માફક આવે તેણે આ રસમાં સારા આસવને પણ ભેળવવો.

### આ ઋતુમાં સ્ત્રી સમાગમનો નિયમ.

આ ઋતુમાં દર ચોથે દિવસે સ્ત્રી સંગ કરવો.

---

## [1]ગ્રીષ્મઋતુ.

### વૈશાખ અને જયેષ્ઠ

આ ઋતુમાં તાપ ઘણો હોય છે; કારણ કે, સૂર્યના કિરણો પૃથિવી ઉપર સીધાં પડે છે. રાત્રિ ટૂંકી અને દિવસ લાંબા થાય છે

[1] સૂર્યનો તાપ ઘણો પડતો હોય, પૃથ્વી તપી જતી હોય, નદી નાળાંમાંથી પાણી ઓછું થઇ ગયું હોય, દિશાઓ રમણીય, સ્વચ્છ અને

તેથી ચંદ્રકિરણથી તાપ શમે છે, પણ તાપ શમવાને માટે જેટલો વખત મળે છે તેટલો બસ નથી; એટલામાં બીજા દિવસનો તાપ ભેગો થાય છે. એમ ક્રમે ક્રમે તાપ વધારે અને ઠંડક ઓછી હોવાને લીધે ઘણો ઉકળાટ થાય છે. તેથી કફનો તેમજ રસનો શરીરમાંથી વધારે ક્ષય થતો જાય છે. વાત, પિત્ત અને કફ શરીરમાં ઋતુમાન પ્રમાણે જોઇએ. જો તેમાંથી કંઇ પણ ઓછુંવત્તું થાય તો શરીરમાં રોગનું ઘર થાય છે. કફનો ક્ષય ન થાય તેથી કફને સમપક્ષે રાખવા માટે ત્વરાથી ઉપાયો કરવા. કફનો ક્ષય થતાં તેની જગાએ વાત પ્રવેશ કરે છે. ચાલતી ઋતુનું છેલ્લું અઠવાડિયું અને બેસતી—આવતી ઋતુનું પહેલું અઠવાડિયું એ પંદર દિવસ ઋતુસંધિના ગણાય છે માટે નીચેના પદાર્થો અર્ધઋતુસંધી થતાંની સાથે ક્રમે ક્રમે ત્યાગ કરવા. એકદમ ત્યાગ કરીને એકદમ ગ્રહણ ન કરવા. ખારા, તીખા અને ખાટા રસ તજી દેવા. તેમજ કસરતને પણ તજી દેવી અને તડકાને પણ તજી દેવો. ત્યારે આ ઠેકાણે કોઇ શંકા કરે કે, ત્યારે શું બહાર હરવું—ફરવું પણ નહિ? તો એટલું જ કહેવાનું કે બનતા સુધી તાપમાં બહાર ફરવું હરવું પણ નહિ. કારણ કે, લૂ નામનો ઝેરી વાયુ પવનમાં ખરા તાપની વખતે ભળેલો હોય છે. તેના સપાટામાં જો કોઈ આવી જાય તો પ્રકૃતિને હાંની કરે છે. આ ઋતુમાં મદ્ય પીવો નહિ. પીવો હોય તો ઘણો થોડો પીવો—અથવા પાણી ભેળવીને પીવો.

વાચકોને ખબર હશે કે આ **આદાનકાલ** છે પણ **વિસર્ગકાલ** નથી. ક્રમે કરીને બળ ઓછું થવાનો આ વખત છે ને પ્રતિદિન બળ ઓછું થતું જાય છે.

---

પ્રજ્વલિત થઈ હોય, લિલોતરી સુકાઇ ગઈ હોય, પક્ષિયો ને હરણો પાણી માટે વલખાં મારતાં હોય, તે વગર બગડેલી ગ્રીષ્મઋતુ જાણવી. આ ઋતુમાં તીખા રસનું બળ વધારે હોય છે.

## આ ઋતુમાં કેવાં પદાર્થોનું સેવન કરવું ?

મીઠું, હલકું, ટાઢું અને રસવાળું અનાજ સેવવું. આ ઋતુમાં કફનો ક્ષય ન થઈ જાય તેની કાળજી રાખી ખારા અને ખાટા પદાર્થોનો ક્રમે કરીને ત્યાગ કરી મીઠા પદાર્થોને અતિ પ્રીતિથી સેવવા. માટીના નવા વાસણને સુગંધીવાળા પદાર્થોથી ધુપીને વિધિ પૂર્વક શિખંડ કરી ભરી રાખવો; તેમાં શીતલ થયેલો શિખંડ પોતાને પચે તેટલો ખાવો. મીઠા ચોખા, ગુલાબનું શરબત અને સાકર નાંખી ઉકાળીને સિદ્ધ કરેલું દૂધ પીવું. સાકર નાંખીને સિદ્ધ કરેલો ડાંગરનો સાથવો ટાઢા પાણીથી ન્હાઇને ખાવો. પીવાના પાણીમાં વીરણવાળા નાખીને કપૂરથી વાસિત કરેલું શીતલ પાણી પીવું. ગુલાબજળનો પણ વિધિપૂર્વક ઉપયોગ કરવો. ગુલાબ અને મોગરાના ફુલના હાર પહેરવા. ઘણા ભારે પદાર્થો ખાવા નહિ. બરફથી ઠારેલું દૂધ ખાવું. ઉપરથી પડતા સૂર્યના તાપને લીધે શરીરમાં બેચેની થાય છે માટે ઘણા થંડા પદાર્થોને સેવવા. “વસંતઋતુમાં બપોરે કેવા સ્થાનમાં રહેવું” એ મથાળા નીચે લખ્યા પ્રમાણેના સ્થાનમાં રહેવું. રાત્રે અગાસીમાં ચંદન, વીરણવાળા આદિ સુગંધી પદાર્થો છાંટીને દક્ષિણ દિશાનો વાયુ સેવતાં કાળ નિર્ગમન કરવો. મન સ્વસ્થ રાખવું. ઉદાસી રહેવું નહિ. સ્ત્રીસંગ કમી રાખવો. રાત્રે ઘણું જાગવું નહિ. ખાટી કેરી ખાવી નહિ.

## પહેરવાનાં વસ્ત્ર અને રહેવાનું સ્થાન.

આ ઋતુમાં વસ્ત્રો ઘણાં ઝીણાં સ્વચ્છ અને ઉજ્જવળ, તેમ જ સુંગધી પદાર્થોથી વાસિત કરેલાં પહેરવાં જોઇએ. ઘણાં વસ્ત્ર પહેરવાં નહિ. દિવસે સુઈ રહેવા માટે ભોંયરૂં પસંદ કરવા લાયક છે. કારણ કે, ત્યાં ઘણી થંડક હોય છે. ગ્રીષ્મઋતુમાં ઉચ્ચ પ્રદેશની હલકી મનહર અને ગુણકાર હવામાં રહેવું વધારે પસંદ કરવા લાયક છે.

બાગ બગીચાઓના મંડપમાં રહેવા માટે આગળ કહેલું છે પણ તે કરતાં વધારે થંડક ભોંયરામાં રહે છે. માટે ત્યાં જોઈતા સુગંધીવાળા પદાર્થો રાખીને સુઈ રહેવું વધારે અનુકૂળ છે આ ઋતુમાં બપોરે વિશ્રાંતિ લેવા માટે સુઈ રહેવાની આયુર્વેદમાં છુટ આપેલી છે. રાત્રે અગાસીમાં સુઇ રહેવું વધારે અનુકૂળ છે. રાત્રે ભોંયરામાં ગરમી લાગે છે. પથારી તો સુગંધીવાળા ફુલની જ કરવી.

## આ ઋતુમાં સ્ત્રી સમાગમનો નિયમ.

આ ઋતુમાં દર ચોથે દિવસે સ્ત્રીસંગ કરવો.

## પ્રત્યેક ઋતુમાં ઉદ્દભવ પામેલા દોષનું મોચન.

સીતઋતુમાં ઉદ્દભવ પામેલા દોષનું શોધન વસંતઋતુમાં કરવું. ગ્રીષ્મના દોષનું વર્ષામાં, વર્ષાનું વર્ષા વિત્યા પછી. આમ દર બબ્બે ઋતુઓમાં કોપેલા દોષનું શોધન વખતસર કરનારને ઋતુઓથી ઉપજેલા દોષ બાધ કરતા નથી.

## વિશેષ વિચાર.

ઉપર પ્રમાણે છ ઋતુઓ માટે યથાઘટિત કહ્યું, પણ હવે વિશેષ વિચાર જણાવવા દુરસ્ત લાગે છે. તે નીચે પ્રમાણે:—

પ્રથમથી—જન્મથી જેને જે ટેવ પડી ગઈ હોય છે તે જો ઋતુમાન પ્રમાણે કદી ન ચાલી શકે તો તેને કંઇ હરકત નથી થતી; કારણ કે હમેશનો તેને પરિચય થઈ પડેલો છે.

બીજા મનુષ્યો કે જેમનાથી ઋતુમાન પ્રમાણે વિધિવત્ ન વર્તિ શકાય તેમણે આ પ્રમાણે વર્તવું; હેમન્ત, શિશિર તથા વર્ષા

ઋતુમાં મીઠા, ખાટા તથા ખારા પદાર્થો બીજા પદાર્થો સાથે વિશેષે કરીને સેવવાં. વસંતઋતુના અંતમાં કડવા, તીખા અને તૂરા પદાર્થનો બીજા પદાર્થો સાથે ઉપયોગ કરવો. ગ્રીષ્મઋતુ અને શરદ્‌ઋતુમાં મધુર, કડવા તથા તૂરા પદાર્થો સેવવા. આપણે નિત્યના ભોજનમાં સર્વ રસોને સેવિયે છીએ પણ ઋતુમાન પ્રમાણે જે રસોને અવશ્ય સેવવાની ભલામણ હોય તેને બીજા રસ સાથે વિશેષ સેવવા. ઋતુમાન પ્રમાણે રસોને બદલતી વખતે ઋતુસંધિનો નિયમ જાળવવો. (તે માટે આગળ કહ્યુ છે ત્યાં જોવું). આ પ્રમાણે જે કોઈ ચાલશે તેને કોઈપણ પ્રકારની વ્યાધિ નહિ થાય એમ આયુર્વેદ કહે છે.

## રોગ થવાનું મુખ્ય કારણ.

મૂત્રવેગ રોકવાથી તમામ રોગ થાય છે.

## નિરોગી રહેવાનો ઉપાય.

નિત્ય હિતરૂપ આહાર–વિહાર કરે, દીર્ઘ વિચાર કરી હિતરૂપ કાર્ય કરે, અતિ વિષયાસક્ત ન રહે, દયા, સત્ય અને ક્ષમા રાખે, તથા દેશકાળ જોઇને વર્તે તો તે માણસ નિરોગી રહે.

---

# દેશી અને વિદેશી વૈદુ

જે જે સ્થળમાં જે જે માણસો રહેતા હોય તેમને તે તે સ્થળમાં કે તેની આજુબાજુના પ્રદેશમાં થતી વનસ્પતિનો જ દવા તરીકે ઉપયોગ થાય તો તે માણસોના દરદો ઉપર તે અસરકારક નિવડે છે એવું દેશી વૈદાની ચોપડીઓ વાંચતાં તેમજ અનુભવથી પણ માલુમ પડયું છે. વનસ્પતિની પસંદગી એટલાજ માટે કરવામાં

આવી છે કે તેનો ઉપયોગ દરદી ઊપર કરવામાં આવે કે તે રામબાણ ઉપાય તરીકે લાગુ થાય અને દરદીનું દરદ દૂર થાય. વનસ્પતિ ઉગાડવા માટે ખાસ બાગ કરવામાં આવે છે ને તેમાં તેમને સારા પેઠે ઉછેરાય છે. જંગલમાં ઉગેલી ઔષધી કરતાં અને તેમને ફળાવીને તથા સારી જગા તથા સારૂં અનુકૂળ પાણી પાઇને ઉછેરેલી આપધી ગુણકારક નિવડે એમાં તો કાંઇ સંદેહ જેવું નથી પણ હમણાં તો

## જંગલની જડીબુટીઓ જ દવામાં વપરાય છે.

આ જંગલની જડીબુટ્ટી તેના નામ પ્રમાણે જંગલી ગુણ કરે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. કારણ કે સારી અને સુવ્યવસ્થિત જગોમાં તે ઉગેલી નહિ તેથી તથા તે ગમે તેવી જમીનમાં ગમે તેવું પાણી પીને ઉછરી એટલે તેનામાં જે જે વનસ્પતિઓમાં દેશી વૈદામાં જેવા જેવા ગુણ બતાવ્યા હોય તે તે થોડા કે ઘણાં પ્રમાણમાં ઓછા વત્તા હોય તો તેમાં તે વનસ્પતિનો દોષ નથી. આવી વનસ્પતિ દરદીના દરદ ઉપર કેવી અને કેટલી અસર કરે તેનો પણ વિચાર ઘણીજ સહેલાઇથી થઇ શકે એમ છે. એટલાથીજ પતતું નથી પણ તેને અનુકુળ હવાની પણ જરૂર છે. આ સઘળું જે જે પ્રદેશમાં જે જે મનુષ્યો રહેતાં હોય તેમણે દેશીવૈદાની ચોપડીમાં જેવી જેવી વનસ્પતિ વાપરવાની વિધિ બતાવી હોય તેવી જરૂર વાપરવી જોઇએ અને જો તેમ ન કરવામાં આવે તો

## દેશી દવાનો જરા પણ ગુણ જણાશે નહિ

અને આજ કારણથી કહો કે પછી પુરતા જ્ઞાન કે અનુભવને અભાવે દેશીવૈદાની અત્યારે લોકોને અરૂચિ થઇ છે જે દેશકાળને અનુસરી સ્વાભાવિક છે એમ કહયા વિના ચાલે તેમ નથી. દેશી દવાઓ વિધિપૂર્વક તૈયાર કરવામાં આવે અને દેશીવૈદામાં કહયા પ્રમાણે

દરદી વર્તે તો કહ્યા વિના ચાલતું નથી કે તે કેવળ રામબાણુ નિવડે જ. જ્યારે હજારો ગાઉથી અને જુદા જુદા કટિબંધોમાં ઉગેલી અને તે ઉપરથી તૈયાર થયેલી ઔષધીઓ પરદેશથી આપણા દેશમાં આવે અને તેના મોં માંગ્યા દામ આપણે આપીએ અને તેનો ઉપયોગ કરીએ તથા તેનાથી થતો ફાયદો—ગેરફાયદો આપણે પ્રત્યક્ષ અનુભવિયે તોએ તેના ઉપરનો આપણો મોહ ઓછો થાય નહિ એ પણુ એક આશ્ચર્યકારક વાર્તા છે.

## વિદેશી વૈદામાં પણ ઘણી જાતના પ્રકાર છે.

અને વળી હમણા હમણા વિદેશીઓ એ દિશામાં એટલી બધી શોધ કરે છે કે આપણું પીવાનું પાણીજ જૂદા જૂદા રંગની કાચની શીશીમાં થોડા વખત સુધી સૂર્યના તડકામાં રાખી મુકી અમુક અમુક દરદો ઉપર દવા તરીકે આપવામાં આવે છે અને તેથી દરદીને આરામ થયાના સંખ્યાબંધ પ્રમાણુ પત્રો પણ રજુ થયાં છે. આ સવ ઉપરથી એટલું જ સિદ્ધ થાય છે કે મુખ્યત્વે કરીને

## દરેક બાબતનું સંપૂર્ણ જ્ઞાન એજ એક ઘણીજ અગત્યની બાબત છે.

ઉપરચોટીઆ જ્ઞાન કે અનુભવથી કાંઈ પણ ફાયદોજ નથી. જે જે વિષય ઉપર વધારે વિચાર કરવામાં આવે ને તેના પૃથક્કરણો થાય તથા માણસના શરીરમાં રહેલા તત્વો સાથે સરખાવી જે જે તત્વોનુ કમીપણું માલમ પડે તે તે તત્વોવાળાં ઓસડો દરદીને આપવામાં આવે તો તેની જોઇએ તેવી અસર થાય.

## માણસનું મૃત્યું નથી.

એવું મહુર્મ ઝંડુભટ્ટજી માનતા હતા ને તેમનું માનવું ખોટું હતું એમ કહેવાને હજુ સુધી કોઇએ સબળ કારણો જણાવ્યાં નથી

અને મૃત્યુ હશે તો પણ તે ઔષધી પ્રયોગથી જીતી શકાય છે અને એની શોધ પણ જોઇએ તેવી રીતે થઈ હોય કે થતી હોય એવું આધુનિક સમયમાં જણાતું નથી. પ્રાચીન વૈદાની ચોપડીઓ જોતાં એ વિષે કાંઇક અજવાળું તે વખતના વિદ્વાનોએ પાડયું છે પણ તેની અજમાયશ હમણાના કોઈ વૈદે કર્યાનું જાણવામાં આવ્યું નથી પણ એટલું તો ખરૂંજ છે કે

## દેશી વૈદું આપણા લોકોને ઘણું જ અનુકુળ છે

પણ દવા જોઇએ તેવી રીતે તૈયાર કરી વાપરવી જોઇએ. દેશી દવાઓ પણ દેશીવૈદાની ચોપડીમાં કહિ હોય તેવી વાપરવી જોઇએ. ગાંધીને ત્યાં ઘણી ઘણી જાતની દવાઓ સંગ્રહી રાખવામાં આવે છે પણ અમુક સમય વીત્યા પછી તેમાંથી થોડો યા બધો ગુણ જતો રહે છે ને પછી તેની દવાનો જો ઉપયોગ કરવામાં આવે અથવા પેટને માટે વેઠરૂપ દવાખાનાં કાઢી દરદીઓને ગુણ વગરની વનસ્પતિઓની દવા દેવામાં આવે તો તેની દેશી દવાથી શો ફાયદો?

## દેશી દવાને નામે વિદેશી દવા વપરાય છે.

કેટલાક દેશી વૈદો જ્યારે પોતાને દેશીવૈદાની ચોપડીમાં કહેલી વનસ્પતિની દવા તૈયાર કરવાની ગમ ન હોવાથી કે પછી તેવી દવા તેમને મળવી કઠિન હોવાથી અથવા તૈયાર કરવાની કડાકૂટ મટાડવા તેઓ દેશી દવાને નામે વિદેશી દવા કે જે જુદા જુદા કટિબંધમાં ઉગેલી અથવા જુદા જુદા કટિબંધના માણસો માટે તૈયાર કરેલી હોય તે દરદીને આપે છે અને તે ભાગ્યવશાત્ દરદીને જો લાગુ પડી તો પછી ચાલ્યું કામ.

## વૈદ ગાંધીનું સૈયારૂં

હોય છે એવી જે કહેવત ચાલે છે તેવી રીતે હમણા વિદેશી વૈદું શિખેલા વૈદો અને દેશી વૈદાના ધંધામાં પણ કાંઈ જણાઇ

આવે છે. દેશી વૈદની દવા ચાલતી હોય ત્યારે દરદી કે તેના સગાં વ્હાંલાને તે વૈદરાજ વિદેશી વૈદું જાણનાર વૈદને પણ જોડે રાખી તેની જોડે વિચાર કરવાની ને પછી દવા આપવાની ભલામણ કરે છે. દરદી ક્યારે સાજો થાય એવી ઇચ્છાવાળા માણસો તેમની સૂચના એકદમ ઉપાડી લે છે ને પછી પેલા વિદેશી વૈદરાજને બોલાવી મંગાવે છે. એવું જોવામાં ઘણે ઠેકાણે આવ્યું છે કે આમાં તો વિચાર કરવા કે વિવાદ કરી નક્કી કરવા જેવું કાંઈ જ હોતું નથી પણ ઉપર કહ્યું તેવું

## દેશી ને વિદેશીવૈદ્યકજ્ઞાનીયોનું સૈયારૂંજ હોય છે.

કોઈ દરદીને જોવા માટે દેશી વૈદ બોલાવે તો, વિદેશી વૈદું જાણનારો વૈદ, દેશી વૈદને પોતે જે દરદીને જોવા જાય તેને ત્યાં બોલાવે. ખરૂં કહિયે તો એક સ્તુત્ય અને ગંભીર ફરજ જે વૈદ્યને માથે છે તે ફરજ બજાવવાને બદલે એક "વ્યાપાર" જેવો ધંધો કરી નાંખ્યો અને દરદીને આરામ થાય કે નહિ તેની દરકાર શું કરવા રાખવી ? દરદીને જોયો પછી ચાલવાની તૈયારી કરી.

## ફેરાના પૈસા માટે વાટ જોઇ તે મેળવવા.

ફેરાના પૈસા મળ્યા એટલેથી જ પતે તો ધન્ય ભાગ્ય. પણ આ વિદેશીવૈદકવિજ્ઞાની જે ગાડીમાં ઘલાઇને આવ્યા તેના ભાડાના પૈસા પણ જોઇએ. બેઉ વૈદકશાસ્ત્રમાં ઘણે ભાગે નિદાન તો સરખુંજ હોય અને વિશેષમાં એટલુંજ કે શારીરશાસ્ત્ર સમજવાનું સારૂં સાધન આ વિદેશીવૈદકશાસ્ત્રવિશારદને મળેલું તેથી નલિકાયંત્રદ્વારા જાણે બહુ કાળજીથી અને ગંભીરાઈથી દરદીની તપાસ કરતા હોય તેમ દરદી ગમે તેટલો કમ તાકાત વાળો થઈ ગયો હોય અથવા ઘડીશાત જેવી

સ્થિતિમાં હોય તોએ તપાસવાની કડાકૂટ છોડવાના નહી પણ ઘણાજ અનુભવિ અને અશ્વિનીકુમાર જેટલી યોગ્યતા જણાવવા ચસ્મા ચઢાવીજ રાખ્યાં હોય તો લોકો સમજે કે આ વિદેશી વૈદ્યના જ્ઞાતા ઘણું ભણેલા છે. દરદીને શું થાય છે અને તેની અસર આમ કરવાથી તેને કેટલી થશે તે તો એવા તપાસનાર પોતે જ ભયંકર રોગના ભોગ થઈ પડયા હોય તે વિના બીજાના જાણવામાં ક્યાંથી આવે?

## દરદી જીવે કે મરે તેની ફિકર નહિ

પણ આપણે તો તપાસ પુરી કરી દેશી વૈદ જોડે જરા તરા વાતચીત કરી લીધી. જો કે દેશી વૈદ્ય ઉપર વિદેશી વૈદક જ્ઞાન ધરાવનાર આસ્થા રાખતા હશે કે કેમ તેની ભારે શંકા છે. તેથી તેમને એમની જોડે સંબંધમાં આવતાં સૂગ આવે ખરી પણ એ સૂગ છુપાવી રાખવાની જરૂર પડે, કેમકે તેઓ તેમને રળાવનાર છે. દેશી વૈદનાં મેલાં ઘેલાં અને આ વિદેશી વૈદકજ્ઞાનવિશારદનાં વિદેશી હાડમાઠવાળાં અક્કડ ફક્કડ લુગડાં સ્વાભાવિક રીતે જૂદાં જ પડે. તેમજ તેમની માણસાઈમાં પણ તેવો જ ફેર હોય પણ દીલગીરી એટલી જ છે કે ખુદ વિદેશીઓના જેવું જ્ઞાન કે તેના જેવી ઉજળી ચામડી આ લોકોની ઘણી ખંત છતાં હોતાં નથી. જો કે તેમ કરવા કૃત્રિમ ઉપચારો તો ઘણા જ કરે છે. આ સઘળું દરદી કે તેના સંબંધી સમજતાં નહિ હોય એમ માની શકાય નહિ પણ શું કરે?

## ગરજવાનને અક્કલ હોય નહિ

તે પ્રમાણે દરદી ક્યારે સાજો થાય તેની દરદી કે તેના દરદ માટે ઈંતેજારીવાળાં માણસો મુંગે મોઢે સઘળું ચલાવી લે. જો દરદીનું

દરદ લંબાયું તો ભોગ મળ્યા. વૈદરાજ અને વિદેશી વૈદકજ્ઞાની સૂચના કરે કે બીજા બે ચાર વિદેશી વૈદકજ્ઞાનીઓને એકત્ર કરી તેમની જોડે સંતલ્લસ કરવાની જરૂર છે ને તેથી તેમનો અભિપ્રાય શો થાય છે તે જોઇ દવા કરવી ઠીક પડશે. આ સૂચના દરદી કે તેના સંબંધીને ફરજ તરીકે ઉપાડી લેવી પડે. આ વિદ્વાનો દરદીને તપાસવા ભેગા થાય છે તે વખતનો દેખાવ તો જોવા જેવો જ થઇ પડે છે. આ વિદ્વાન મંડળને સંબોધવાની ઘણી જાતની ઉત્તમ ઉપમા અમારે મોંએ છે પણ તે ઉપમાનો ઉપયોગ અમે મોકુફ રાખીએ છીએ અને આ વૈદ ગાંધીના સૈયારામાં સપડાએલા બેઉ પ્રકારના વૈદકવિજ્ઞાનીઓની આ પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર વૈદની યોગ્યતા માટે ટાંકેલા શ્લોકમાં દર્શાવેલા સઘળા સદગુણોવાળા દેશી તેમજ વિદેશી વૈદો પાસે જાહેર સભામાં કેવો અને કેટલો શિરપાવ અપાવવો તથા તેમનું સન્માન કેવી રીતે કરવું તે ચાલુ જમાનાના કાયદાને હવાલે કરીએ છીએ.

## વિદેશી વૈદક વિજ્ઞાનીઓએ મર્યાદા મુકી દીધી છે.

તેમનો અભિપ્રાય એતો જાણે પરમેશ્વરના પોતાના જ બોલ. એવો એક સ્વાભાવિક નિયમ છે અને કહેવત પણ છે કે "જેનું ખાય તેનું ગાય." તે પ્રમાણે અમુક વિષયમાં ગુણ કે દોષ હોય છે તે તો સત્યવાદીને તુરતજ જણાઈ આવે છે પણ જમાનો એવો છે કે "જેનું ખાય તેનું ગાય." એવાઓને તેમની સામી બાજુમાં શી, કેવી અને કેટલી ખામી છે તે તો તેમની વિવેક બુદ્ધિને સુઝે ખરી પણ પ્રત્યક્ષ અભિપ્રાય આપતી વખતે જે બાજુ તરફના એ અમુક ઘડી માટે વેચાણ જેવા થયા હોય છે તેમને સત્ય વાત સૂઝતી જ નથી. તેમને ઘડી માટે જેણે રોકયા હોય છે તેનામાં તેમનું લક્ષ્ય જાય છે અને તેમની સામી બાજુને ગમે તેટલું નુકસાન થાય અથવા ગમે તેટલી સત્યતાવાળું હોય તોએ તેમની નજરમાં

આવતું જ નથી. અજબ જેવી વાત તો એ છે કે એકજ ધંધામાં પ્રવીણ અને એકબીજાનાથી વત્તા અધિકારવાળા હોય અને જો તેમને સામા પક્ષવાળાએ પોતાના પક્ષની વાત કહી એટલે તેમને ગળે તે વાત ઉતરી જાય છે અને પહેલાનાએ જે અભિપ્રાય આપ્યો તેથી વિરૂદ્ધનો જ અભિપ્રાય પ્રથમનાથી વત્તા જ્ઞાન કે અધિકારવાળો આપે છે. આ પણ એક આ સમયની બલિહારી છે.

## દેશી કે વિદેશી વૈદોને છટકી જવાની બારી ઘણી હોય છે.

કહેવત છે કે " ઓઠ સાજા તો ઉતર ઝાઝા. " એ પ્રમાણે સાધારણ સમજ હોય એટલે ઉત્તરથી સામી બાજુ ને નિરુત્તર કરવાનું કામ કાંઇ કઠણ નથી. આવી રીતે સમયને અનુસરતી અને ખારેક દેખાડી કહ્લી કાઢી લેવાની ગારૂડી વિદ્યાનો પ્રયોગ આ જમાનામાં અપ્રતિહત ચાલ્યાં જ કરે છે અને તેનો ઉપાય કોઇથી પણ કરી શકાતો નથી એ કાંઈ ઓછી દીલગીરીની વાત નથી.

## આ તો વૈદકીય અભિપ્રાય છે.

વૈદકીય અભિપ્રાય થયો એટલે હદ આવી ગઈ તેથી તસુ પણ આઘા પાછા થવાય નહિ. આવા અભિપ્રાયમાં કેટલી સત્યતા કે અસત્યતા છે તે ખોળી કાઢવાનું બીજાનું ગજુ શું ? પણ તેમના જેવાજ કે તેમનાથી ચઢીયાતા બીજાને જો સામી બાજુવાળાએ રોકી અભિપ્રાય માંગે તો તેમાં પ્રથમનાથી તદન વિરૂદ્ધ વાર્તા આ વખતે વૈદકીય વિચારો કે અભિપ્રાયના સંબંધમાં ભારે અજાયબી ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. દિલગીરી ભરેલું એટલુંજ છે કે તેઓ " કપાળે કપાળે મતિ " ના ઓઠાંની ઓથે પોતાનો બચાવ કરી શકે છે પણ સત્ય વાત શી ? તે કાંઈ છુપાઇ રહેતી નથી.

## આવું તો વિદેશી વૈદકજ્ઞાન વિશારદોમાં છે.

પણ દેશીમાં તો તેમનો જે સમયમાં ભારે ભભરાટ હશે તે વખતે પણ તેવું નહિ હોય એમ કહેવું ઠીક નથી. પણ એવી એક કહેવત છે કે "લોકો ગયા વર્ષને સંભારે" તે પ્રમાણે હમણાનો જમાનો પળે પળે પલટાતો જાય છે. "દુનિયા ઝુકતી હૈ ઝુકાનેવાલા ચાહિયે."

## ગરીબ અને પૈસાદાર દરદીની સ્થિતિ

"ગરીબનું નશીબ તો ગરીબ જ" અને પૈસાદારનું તો પૈસાદાર પ્રમાણે. જો સારે નસીબે પૈસાદાર દરદી હાથ આવ્યો તો બેઉ જાતના વૈદકવિજ્ઞાનીઓને સારી મઝા પડે છે. તેઓ તેમનું દરદ લાંબા વખત સુધી પહોંચે અને પોતાનું ખીસું ભરાય એવી ઇચ્છા ધરાવે છે. અમે આ વિષે કાંઇપણ કહેતા નથી પણ અમને એવું જણાય છે અને કહેવત છે કે—

## "ધનવાનનું ધન વૈદ કે વકીલ ખાય"

એ પ્રમાણે જોતાં તો દરદ એની મેળેજ લંબાય છે. તેમાં કાં દેશી કે વિદેશી વૈદક જ્ઞાની શું કરે? બાપદાદા જે ઘરમાં જન્મ્યા, જે ઘરમાં મોટા થયા અને છેક ઘરડા થઇને જે ઘરમાં જ મરી ગયા તે ઘર આ જમાનામાંના દરદોમાં સપડાયેલાને રહેવા માટે અનુકૂળ હોય જ નહિ. બહાર સારી હવામાં જાઓ. ખુલ્લી સૂકી હવા ખાઓ. આ બધું ખરૂં પણ એક દરદી કે જે કેવળ નિર્બળ થઇ ગયો હોય છે જે બહારની હવા તો શું પણ ઘરમાંની જ હવા તેને અનુકૂળ આવે એવી હોતી નથી તેથી કાંતો હવા ગરમ રાખવી પડતી હોય કે તેને અનુકૂળ થાય એવી બીજી ગોઠવણ ઘરમાંજ કરવી પડતી હોય તોએ બહારની ખુલ્લી હવા કેવી રીતે લઇ શકે? પણ કરે શું? એ તો વૈદકીય અભિપ્રાય!

## આ ચાલ્યા બહાર બંગલામાં રહેવા.

જ્યારે બંગલાની હવા ખાવાને યોગ્ય શરીર હોય ત્યારે બેઉ જાતની વૈદકીય જ્ઞાનવાળાને સૂઝ પડતી નથી. વખતે સૂઝ પડતી હોય તો ઘર કરતાં બંગલા ઘણે દૂર હોય એટલે એક ફેરામાં ઘણો વખત જાય અને આવા બીજા દરદીને તપાસવાના બેઉ જાતના વૈદકીય જ્ઞાનવાળાને, ઘણા હોય તો એક ભડાકે જેમ બે પક્ષીઓને ભક્ષવા યોગ્ય કરવારૂપ યુક્તિની તેમને જરૂર પડે કે નહિ ?

## નંખાઇ ગયેલી સ્થિતિ હોય ત્યારે બંગલામાં રહેવાની ભલામણ.

પણ દરદી કરે શું ? ગમે તે ઉપાયે અને ગમે તે ખર્ચે દરદ મટે એટલે બસ અને વૈદ ઉપર વિશ્વાસ રાખ્યા વિના ચાલે પણ કેમ ? દરદી પોતાના બિછાનામાં એક પાસુ સુદ્ધાં ફેરવી શકે એવી સ્થિતિમાં હોતો નથી અથવા એવાં કેટલાક દરદો છે કે જેમાં તેમ કરાય પણ નહિ તેને ઘણે દૂર બંગલામાં જવાની ભલામણ કરવાની જરૂર પડે એ જાણી જોઇ મૃત્યુના મુખમાં જવા જેવું તો ખરૂં કે નહિ ? બંગલામાં શાની જરૂર ન પડે ? નવે નામે ઘર માંડયું. સહજ સહજ વાતે ગામમાં ગાડી દોડાવી જોઇતી ચીજો મંગાવી પડે અને તેમ કરતાં વખત પણ ઘણો જાય. સઘળા સંજોગો પણ ચારે બાજુથી એવા મળી રહે કે ૧૦-૧૫ દિવસ મહિના બે મહિનામાં દરદીના દરદનો પાર આવે એવી તો સ્થિતિ હોય નહિ પણ દરદીનો જ પાર આવે એવી સ્થિતિ થાય કે થતી જાય એટલે સગાં વ્હાલાં કે જેમને ઘણે દૂર અંતરની લાગણીથી કે પછી લોકલાજ ખાતર દરદીને જોવા જવું પડતું હોય તે એવી સૂચના કરે કે હવે આ " સંઘ કાશી જાય એમ નથી " માટે લઈ લો ઘેર.

## આ પાછા દરદીને ઘેર લાવ્યા.

લઈ જતાં તેમ જ બંગલામાં રહેતાં જે જે અગવડો ભોગવવી પડી હોય તેથી જે નુકસાન શરીરને થયું હોય તેમાં વળી "મેલ કરવત મોચીના મોચી" એ કહેવત પ્રમાણેની સ્થિતિ થાય તેથી દરદીના દરદમાં કેટલો સુધારો થયો ? આ ઘેર આવ્યા અને થોડો વખત કરેલા કૃત્યોનું ફળ ભોગવો

## દરદી નિજધામમાં અખંડ સુખ સારૂં ચાલ્યો જાય છે.

વૈદોને શું નુકસાન ? તેમને શી લાગણી ? એમને સનાન સૂતક શું ? વૈદનું હૈયું જો વજ્ર જેવું ન હોય તો તે દવા કરી શકે જ નહિ અને તેથી જ તેમને લાગણી, નુકસાન અને સનાન કશું હોય જ નહિ અને જો આ સઘળું હોય તો શું તે પોતાનો ધંધો કરી શકે કે નહિ ? અમે ફરીથી વાંચકોનું ધ્યાન આ ગ્રંથના મુખ પૃષ્ટ ઉપર આપેલા શ્લોક માટે દોરીએ છીએ અને પૂછીએ છીએ કે, તેમાં લખેલા ગુણવાળા કેટલા વૈદો તમોએ જોયા છે ?

એવા વૈદની અમારે જરૂર છે અને તેવો જ્યાં સુધી હોય નહિ ત્યાં સુધી દરદી સાજો થવાની આશા રાખવી નહિ પંચમહાભૂતનું આ શરીર છે અને તેમાં જે જે તત્ત્વોની ન્યૂનાધિકતા થાય તે તે તત્ત્વો જોઇતા જથામાં જો શરીરમાં દાખલ કરવામાં ન આવે તો આ શરીરયંત્ર તેના પુર જોસમાં આવે નહિ અને કાળે કરીને તેનો નાશ થાય એમાં કાંઇ નવાઇ જેવું નથી.

દરદને દૂર કરવા માટે દરદનું નિદાન સારી પેઠે જાણવું જોઈએ અને પછી દરદને તત્કાળ દૂર કરે તેવી દવાનો તુરત ઉપયોગ કરવો જોઇએ. આમ જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી દરદ મરે કે દરદી મરે તેનો વિચાર વાચકોએ જ કરી લેવો.

## જેમ દરદી વધ્યા તેમ વૈદો પણ વધ્યા.

અજ્ઞાન એ એક અતિ દુઃખનું મૂળ છે. સહજ પણ વૈદકજ્ઞાન વગરના માણસો દુઃખના ભોગ થઇ પડે છે. જ્ઞાન એ એક અતિ ઉત્તમ સુખનું સાધન છે અને તે હરેક રીતે સુખનું શોધન કરી તેને સંગ્રહે છે. અજ્ઞાનથી દુઃખો વધ્યાં ને તેને નિવારણ કરનારા ખરા વૈદોની ખોટ પડી. દવા વેચનારા, દવા ખાંડનારા, દવા મિશ્ર કરનારા અને દવા કરતાં શિખવા માટે વૈદ પાસે રહેનારા, થોડો થોડો વખત કામ કરી જાણે વૈદું કરતાં શિખી ગયા હોય તેમ પોતાના પેટને ખાતર જુદી દુકાનો ઉઘાડી પોતાના જોવામાં ને જાણવામાં આવી હોય તેવી દવાઓ પછી તે ગમે તેવી હોય, ગુણ કે અવગુણ કરશે તેનો વિચાર કર્યા વગર—કહેવા દો કે આવો વિચાર કરવાની તેમની જરા પણ શક્તિ ન હોય છતાં—વૈદું કરવા માંડે છે. આવા વૈદોને કેવળ અજ્ઞાન દરદી કે અજ્ઞાન વર્ગ તરફથી ઉત્તેજન મળે છે. ભોગેજોગે બે ચારના નિર્બળ વ્યાધીને દવા લાગુ થઇ મટી જાય એટલે જગ જીત્યા. તેની વ્હા વ્હા થઇને ખ્યાતી પ્રસરી. હવે પોતે "માહા" (મહા) વૈદ બન્યા ને નિર્ભયતાથી રળી ખાવા માંડયું પણ કેટલા દરદી આવા વૈદની " રામબાણ " દવાથી રામશરણ થયાં તેની કોઇએ ગણત્રી કરી છે ?

## ઊંટવૈદોનો રાફડો ફાટી નિકળ્યો છે.

મરણનું પ્રમાણ કેમ વધ્યું તેનું કારણ કોઇ તપાસતું હોય ને જો સૂક્ષ્મ રીતે જોતું હોય તો આવા ઊંટવૈદોની દવા એ બીજા કારણો સાથે એક વ્યાજબી કારણ છે એમ જણાયા વિના રહે નહિ. આનો શો ઉપાય ? કાંઈ જ નહિ. તેમને માટે કાયદો છે પણ તેનો પુરાવા ઉપર આધાર. ગરીબ લોકો કાયદાનો કેવી રીતે

આશ્રય લે ? ત્યારે ભોગ તેમના. “ ગરીબનું નશીબ ગરીબ ” ગબરીનો બેલી રામ. જો તેમને રામ મદદ કરે તો જ તેમનું નશીબ. નહિ તો કાંઈ નહિ. હમણા તો ઘેરઘેર વૈદ. કાં દેશી કે કાં વિદેશી. દેશી વિદેશી વૈદ તો ઉપર જણાવ્યું તે પ્રમાણે ગાંધી દવા ખાંડનારા મજુર, દવા મિશ્ર કરનાર, એટલું જ નહિ પણ હજામ, ઘાંચી, મોચી, તેલી તંબોળી આ સઘળા વૈદ ? વળી હકીમભાઈની હીકમતની વાત તો અમે કરતાજ જ નથી. હકીમની હાકમી પણ ઘેર ઘેર યુનાની વૈદરાજ જુદા. આબુના પ્હાડમાંથી મોટા યોગેશ્વરોની ઇશ્વરી બક્ષીસ રૂપ જાદુઈ અસર કરનાર જડીબુટ્ટી જે કે વાપરતાં ઘડીકમાં દરદીની નાડી તુટી જાય એવી જડીબુટ્ટીવાળા જુદા. ભૂત, ભવિષ્ય ને વર્તમાનની વાતોમાં જંતર–મંતરથી વૈદું કરનારા જૂદા. આટલું છતાં પણ ખાસ મોટા મોટા પ્હાડ કે પર્વતોમાંથી આ મૃત્યુલોકના ઉદ્ધાર માટે ખાસ આવીને કેવળ અજ્ઞાન નિરક્ષરોને કે જેઓ ગલીચ ગામડામાંજ વસનારા છે તેમને ધનરૂપ નિધિમાં તરબોળ કરવા પોતાની દવાઓ જે યોગેશ્વરોએ કે જોગી જતીએ બતાવી હોય ને તેવાઓ આ જમાનામાં જાહેર હિંમતથી એવી દવાના છાપામાં વખાણ કરીને અજ્ઞાન પ્રજાને છેતરતા હોય તે જુદા. વળી ખાસ મોટા લોકો જેવા કે રાજા રજવાડા અને પૈસાદાર લોકોજ વાપરી શકે એવી દવા તૈયાર કરીને વેચનારા જૂદા. અહા, દેશી વૈદાની કેવી અજાયબી? શું તેની અસર ? ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન હોય તેમાં શું નવાઇ ?

## દવા કરતાં દરદીએ ઘણીજ સંભાળ રાખવી જોઇએ.

ભાઈ વાચકો, ઘણા ગુંચવાઇ ગયા હશો. તમારો તો અમારા વિચાર પ્રમાણે શો ભરોસો કે સારાસારની પરીક્ષા તમે કરી શકશો ? જ્ઞાની અને અજ્ઞાની એ બેઉને વિજ્ઞાપના છે કે તેમણે એકાદ છાપું હાથમાં લઇને દવાઓની જાહેર ખબર વાંચવાની તરદી

લેવી. જો આટલું કરશો તો તમારા દરદો તો શું પણ તમારો આ નાશવંત દેહ દુનિયામાંથી કદી નાશ થાય જ નહિ એવી દવાઓની ગલીચ ભાષામાં જાહેર ખબર જોશો. ફકત તમારા શરીરના રજકણો છૂટાં પડીને જૂદા જૂદા તત્ત્વોમાં તે ભળી જશે અને સંસારના બંધનમાંથી તમે છૂટશો !

## આપણું આર્યાવર્ત કેવળ નિર્વીર્ય બન્યું છે.

જાહેર ખબરો વાંચી જોઈ કે ? હવે કહો કે તમે વીર્યવાન થાઓ, ઘોડા જેવા થાઓ—ગધેડા જેવા નહિ—હાથી જેવા થાઓ એવી કેટલી દવાનાં તેના રામબાણ જેવા ગુણ માટે વાંચ્યું ? વારૂ, તમે એવી કેટલી દવા અજમાવી જોઇ ? જ્યાં જોઇએ ત્યાં વૈદ્યની પાસે ફરીયાદ એ જ કે ધાતુપુષ્ટિની દવા જોઈએ છે. ભાઇ, તમે ધાતુપુષ્ટિની દવા વાપરતા પહેલાં જે માણસ વૈદ્ય થઇને તમોને પોતાની દવા આપે છે તેના દીદાર તો તમે જુઓ. તે પોતે જ જ્યારે ચીંથરેહાલ અને મરવાને વિલંબે જીવતો હોય જેનાથી શુદ્ધ અને સ્પષ્ટ જવાબ પણ શાસ્ત્રીય રીતે દઈ શકાતો ન હોય અને બીજા બોલમાં બોલીયે તો તે પોતે જ નિર્વીર્ય હોય તો તમારામાં એ કયાંથી વીર્ય ભરી દેશે ? અરે આ તો વીર્યનો ઝરો છે. તે એવી એક ગોળી છે કે જેના ઉપર વિદ્વાન્ અનુભવી વૈદ્ય બીલકુલ ભરોસો રાખી શકે નહિ એવી મરી મસાલાની ગોળીમાં જેમ એક નાની દીવાશળીમાં અગ્નિનો મહાન ભંડાર છે તેમ તેમાં વીર્યનો અખૂટ ઝરો છે ! આ ઝરાનો ઉપયોગ કરવાથી શો ફાયદો થયો ? જોજો ઝરાઓથી તમારા અંગોના સાંધા ઝલાઇ ન જાય ! જાહેરખબરીયા વૈદ્યોની દવાનાં વિચિત્ર અને બિભત્સ નામો વાંચતાં જ અમને ચીતરી ચઢે છે અને એવા તર્કવિતર્ક થયાં કરે છે કે આ દુનિયામાં દવાને અંગે ઠગાઈના ધંધા કેટલા લોકો કરીને ગરીબ ભોટ જેવાના

મહેનતે રળેલાં નાણાને ધોળે દિવસે લુંટમલુટા કરતા હશે ! આવી લુંટ કોઇ અટકાવી શકે એમ છે ?

## આબુના પહાડમાં વીર્યના ઝરા છે અથવા તેના સમુદ્રો છે ?

આબુના પહાડમાં વીર્યના ઝરા નથી, તેમ જ તેના સમુદ્રો કે મહાસાગરો પણ નથી પણ આ કૃત્રિમ વેશધારી વૈદ્યોના મનસ્વી રીતે ઉભા કરેલા શબ્દોના ઝરા અને સમુદ્રો અને મહાસાગરો છે. આથી તમે વીર્યવાન નથી થવાના, આથી તમે નથી તેજસ્વી બનવાના, આથી તમે જે હાથે કરીને ખોયેલું વીર્ય પાછું મેળવી શકવાના નથી. તમે તો નિર્વીર્ય બન્યા છો ને એમને એમ જ તમારા બુરા ખવાસના ઝરામાં કે સમુદ્રમાં તમે અકસ્માત ડુબી જશો જ. તમારે માટે તો કશો ઇલાજ નથી. ઇલાજ એ જ છે કે આ ઊંટવૈદ્યોની તમે દવા કરો અને મરો.

જેના મોંપર નૂર નથી, જેના શરીરમાં વીર્ય નથી, જેનામાં સદ્વિદ્યા નથી, જે વૈદું જાણતો નથી પણ લે ભાગુ છે, જેનામાં જરા પણ શક્તિ નથી તે તમને કેવી રીતે વીર્યવાન્ બનાવશે ? તેની દવા તમને કેવી અને કેટલી અસર કરશે ? પણ તમે પોતે જ અજ્ઞાન એટલે વાત શી કરવી ? દવા વેચવાનો જ ફકત ધંધો જે કરે છે તે પણ હવે વૈદ્ય બની ગયા છે. તેમણે વૈદ્ય બનવામાં લાભ જોયો; કેમકે વૈદ્ય થયા એટલે દરદીને જોવા જવાનું મળે ને ફકત જોવાના જ જ્યારે પૈસા મળે ત્યારે વૈદ્ય થવામાં એવડો લાભ છે કે નહી ? અમુક દવાનો ઉપયોગ કરો અને એ દવાની શીશીના આટલા પૈસા પડશે એમ કહ્યું એટલે દરદી દવા લે. દવા વેચી તેમાં તેમને દવા વેચવા મુકનાર પૈસા આપે અને આ આબુના વૈદ્યરાજ દરદીને જોઈ આવ્યા તેના પૈસા મળે. એમ કરતાં સ્વાભાવિક નિયમ પ્રમાણે પૈસાની પ્રાપ્તિ થાય તેમાં દોષ કોનો ?

## દવા વેચનારો કેવો વૈદ્ય ગણાય ?

દેશી વૈદામાં દવા વેચનાર, વૈદ્યે માત્ર લખી આપેલી રીત મુજબ દવા તૈયાર કરનાર, ગાંધી વિગેરેને વૈદ્ય કહેલા છે અને તેવી જાતના વૈદ્યો તેઓ જે જાતનું કામ કરતા હોય તેમાં જ તે પ્રવીણ હોય છે. અર્થાત્ દવા વેચવાનો જે ધંધો કરતો હોય તે વગર ભૂલે કે ચૂકે દરદીને માટે જે દવા જોઇતી હોય તેજ દવા વૈદ્ય સમક્ષ રજુ કરે અથવા વેચે. દવા તૈયાર કરનાર અમુક રીતે દવા તૈયાર કરવી એટલું જ જાણતો હોય અને ગાંધી તો દરેક દવા સારી પેઠે ઓળખતો હોય વિગેરે. એટલું જ એ લોકોનું કામ છે. તેમનું જ્ઞાન ઉપરના કામો કરતાં વધારે હોતું નથી. દાખલા તરીકે દવા મિશ્રકરનાર જોઇતા પ્રમાણમાં બરોબર રીતે દવા મિશ્ર કરે અને એ મિશ્રિત દવા વૈદ્યની આજ્ઞા પ્રમાણે દરદીને દેવાની જ હોય છે. ત્યારે આ લોકો વૈદું કેવી રીતે કરી શકે ?

પણ આટલો વિચાર અજ્ઞાન માણસો કેવી રીતે કરી શકે ? છાપાઓમાં જાહેર ખબર વાંચીને દવા મંગાવી. તેની જોડે વાપરવાની વિધિ લખી હોય ને એવી પણ વિધિ હોય કે જે પાળવી અશકય. દવા ખાધી, કાંઇ અસર ન થઈ, લખ્યું દવા વેચનારને. વેચનાર તો ગારૂડી વિદ્યાનો ખેલ ખેલતો જ હોય. દવાએ તેને અસર કરી કે કસર રાખી તેની તેને શી પીડા ?

## જાહેર ખબરીયું વૈદું

હમણા કેટલાકને વૈદકનું જોઇએ તેવું જ્ઞાન નહિ છતાં વૈદું કરે છે તેવું જ એક નવાઇનું જાહેર ખબરીયું વૈદું જાગ્યું છે. આ વૈદ્યોની દવામાં જાહેરખબરમાં બતાવ્યા પ્રમાણે ઘણા ગુણ છે કે નહિ ? એક જ દવા અનેક રોગ ઉપર રામબાણ અસર કરે છે

એ પણ એક આ જાહેર ખબરીયા વૈદ્યરાજોની અસાધારણ શોધનો નમુનો છે. જૂદા જૂદા રોગો ઉપર જૂદી જૂદી દવા તો હોય છે પણ એકજ દવા ઘણી જાતના દરદો મટાડે એ પણ એક અદ્ભૂત શક્તિની વાત છે. આ દવામાં ઘણી જાતના દરદ મટાડવાની શક્તિ છે કે આ તે આ જાહેર ખબરીયા વૈદ્યરાજોની મનસ્વી કલ્પનાથી ઉપજાવી કાઢેલી, અજ્ઞાન પ્રજાને આંજી નાંખનારીને ખોળી ખોળીને ભેગા કરેલા નિરર્થક શબ્દોવાળી યુક્તિ જ છે ? એવું જ છે પણ તેમની ખબર કોણ લે ? ઉલટું તેમને

## વર્તમાનપત્રોદ્વારા ઉત્તેજન મળે છે.

જાહેર ખબર જાહેર છાપામાં છપાઈ એટલે પતંગીયા રૂપ હૈયાફૂટા દરદીઓની તે ખરી દવા માટે તૂટાતૂટ. મટે કે મરે. જેને ભાગ્યવશાત્ મટયું તેણે ભેં ભેં કરી. આ ભેં ભેં અજ્ઞાનીયોમાં પ્રસરી. કેટલીક ભેં ભેં તો દવાના ગુણદોષ જોયા વિના જ હોય છે. દરદીઓ પૈકી ઓળખીતાપાળખીતા કે પછી અમુક જાતનું જ નામ અને ગામ બતાવી પ્રમાણપત્રોના થોકડા છપાવ્યા. કોણ કોને પૂછવા જાય ? “ રાત અંધારી ને તલ કાળા, લે વાણિયા તા'રા ને તા'રા. ” સત્ય વાત શો છે તે કળ્યામાં આવે ત્યારે જ અસત્ય દૂર થાય સત્ય જાણવામાં આવતું જ નથી અને અસત્ય અળગું થતું એ નથી. જો દવામાં ગુણ હોય તો તેમાં શી શી વનસ્પતિનું મિશ્રણ કેવા અને કેટલાક પ્રમાણમાં છે તે ખુલ્લી રીતે બતાવવામાં શી અડચણ છે ? સરકાર ખાસ પૃથક્કરણ કરી દવામાં કહેલા ગુણ છે એવું પ્રમાણપત્ર આપે છે અને એવી દવા બીજો તૈયાર કરી વેચે નહિ તેવો પ્રતિબંધ કરે છે. જ્યારે સરકાર ખરી દવા માટે આવું રક્ષણ કરે છે ત્યારે આવી રીતે શા સારૂં પોતાની દવાઓ પૃથક્કરણ કરાવી પ્રજાને વિશ્વાસમાં લેવાનું રૂડું પગલું વૈદ્યો ભરતા નથી તે સમજાતું નથી. અને જ્યાં સુધી આ પ્રમાણે

અને નહિ ત્યાં સુધી આ જાહેર ખબરીયું વૈદું એ એક ઊંટ વૈદાને મળતું સુધરેલ ઢબનું ઊંટવૈદું છે એમ કહિ શકાય કે નહિ !

## જાહેર ખબરીયા વૈદું ધમધોકાર ચાલે છે !

આ વૈદું મોટા પ્રમાણમાં ચાલતું હોવું જોઈએ. કેમકે દિનપ્રતિદિન નવી નવી, નવા નવા વૈદ્યરાજોની દવાના ગુણના બણગાંની જાહેરખબરો વર્તમાનપત્રોમાં જોવામાં આવે છે અને આ વૈદ્યરાજો સારા મોટા શહેરમાં તો નહિ પણ જેમ ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન હોય એવા ઉજ્જડ ગામના અર્થાત્ જે ગામનું ઠામ ઠેકાણું લખવા માટે જીલ્લો, પ્રાંત, તાલુકો, ટપાલ ઓફીસનું નામ અને પછી વૈદ્યરાજના પવિત્ર ધામનું નામ હોય છે. અહાહા, આર્યવર્ત ! તારી પણ બલિહારી છે અને અમારે પણ મગરૂરી ધરાવવાનું કારણ છે કે આવા સમયમાં આબુમાં અને હિમાલયમાં રહેનારા, તેમ જ જેઓ સંસારને અસાર ગણી તેનાથી દૂર રહેનારા સાધુ, સંતો અને મહન્તો આવા નાના ને અજ્ઞાનના અંધકારમાં ગરકાવ થયેલા ગામડામાં જ આ નવીન વૈદ્યરાજોની મારફત પ્રજાની અધમ સ્થિતિ દૂર કરવા શૂરા બનીને તેમને જ પોતાની અસાધારણ ચમત્કારવાળી દવાઓ બતાવી છે અને મોટા શહેરો કે જ્યાં કાંઈક સદ્વિદ્યાનો પ્રસાર થયો છે ને જ્યાં ઘણા પ્રમાણમાં તો નહિ પણ થોડાક સમજુઓ હોય ત્યાં તેમની પરોપકાર કરવાની વૃત્તિ બિલકુલ થઇ નથી ! બચ્ચા, નજરમાં આવે તે પ્રમાણે ગાડું ગગડાટ કરતું ગબડાવો.

## વર્તમાનપત્રોવાળા શું નથી સમજતા કે આ એક ધતીંગ છે ?

જાહેર છાપાવાળા, કેવળ નિર્લજ્જ ભાષામાં લખાયેલી, આ બાલવૃદ્ધ વાંચે તો મર્યાદાનો ભંગ થાય તેવી, વળી અધૂરામાં પુરૂં

જે ભાગમાં જાહેર ખબરો ન જ આવવી જોઈએ તેવા ભાગમાં પૈસાને લોભે જાહેર ખબરો દાખલ કરે છે ને આવા દેશબોળું વૈદ્યોને ઉત્તેજન આપે છે તેમાં તેઓ વ્યાજબી છે? આર્થિક રીતે વ્યાજબી છે કેમકે તેમને પૈસા મળે છે. પણ બીજી રીતે તેઓ વગર વિવાદે કબૂલ કરવામાં આનાકાની નહિ કરે કે પ્રજામાં અજ્ઞાન ઘણું છે અને અજ્ઞાનીઓ આ જાહેર ખબરરૂપ દીવામાં ઝંપલાઇ જવા પતંગિયાં થઇ પડશે ને તેથી દેશને હાનિ છે? અમો ધારીએ છીએ કે તેમણે આ સંબંધી વિચાર કર્યો જ નહિ હોય. જો વિચાર કર્યો હોય તો અમે નથી ધારતા કે અમારા આર્યાવર્તમાં ઘેરઘેર અને ગામડે ગોઠડે જે આ વૈદ્યરાજોનો નુકસાનકારક રાફડો ફાટી નિકળ્યો છે તેનો ઉપાય કર્યા વગર રહે. આ વિષે ગંભીર લક્ષ્ય આપવાની દરેક છાપાવાળાની ફરજ છે. પછી તે સ્વદેશી કે પરદેશી ભાષામાં છપાતું હોય.

## નાડીનું જ્ઞાન.

અજ્ઞાન પ્રજા સમજતી જ નથી કે દરદની પરીક્ષા કેટલી જાતની છે. વૈદ્ય પાસે દરદી જાય કે તે વૈદ્યને કહે છે કે નાડી જુઓ. વૈદ્ય બિચારો જમાનાને અનુસરીને જરાવાર દરદીનો હાથ ઝાલી મૂકી દે છે. દેશી વૈદાની ચોપડીમાં નાડી પરીક્ષા સ્ત્રી અને પુરૂષોની કેવી કરવી તે વિષે લખેલું હોય છે પણ તેમાં જે વીધી કહિ છે તે પ્રમાણે નાડી પરીક્ષા થતી નથી. નાડી પરીક્ષામાં શું જણાય છે? નાડી ઉતાવળી ચાલે છે કે ધીમી એટલું જ માલુમ પડે છે. તેથી એટલું જ અનુમાન થઇ શકે કે એને અમુક કારણોસર નાડી નરમ કે ગરમ ચાલે છે પણ એ વિના શબ્દ પરીક્ષા, મુખ પરીક્ષા, મૂત્ર પરીક્ષા અને મળ પરીક્ષા વિગેરે જે જે જૂદી જૂદી જાતની પરીક્ષા છે તે સઘળી પરીક્ષા કર્યા વગર દરદીનું દરદ દૂર કરવા દવા આપી શકાય નહિ.

નાડીનું જ્ઞાન મેળવવા માટે ખાસ અભ્યાસ કરવો પડે છે અને આવો અભ્યાસ ન કર્યો હોય તેઓ પછી ઉપર લખ્યા જેવો કોઇ વૈદ્ય વ્યાવહારિક રીતે દરદીના મન ઉપર શ્રદ્ધા બેસાડવા માટે પોતે નાડી પરીક્ષા કરવાનું ડોળ ઘાલે તો અમે સ્પષ્ટ કહિયે છીએ કે એ એક નિર્ભય રીતે દરદી સાથે ચલાવાની ઠગાઇ છે. આવા દેશી વિદેશી વૈદું જાણવાનો ડોળ ઘાલનારા કેવળ પોતાના પેટ માટે ખોટી રીતે પૈસા પેદા કરે છે. કેટલાક વિદેશી વૈદકની ચોપડીઓ વાંચી તેમાંની દવાઓ છૂટથી વાપરે છે અને દરદીને મટે કે ન મટે તેની જરા પણ ચિંતા વગર પોતાનો ધંધો ચલાવે છે આ ધંધામાં તેમને પૈસા મળે છે અને બીજી રીતે જો તેઓ દુરાચારવાળા હોય છે તો તેમાં વૃદ્ધિ થાય છે અને પોતાના મિત્રોમાં તેઓ તેનો ચેપ લગાડીને વૈદ્યને બદલે પોતાના શરીરનું અને પોતાના મિત્રોના શરીરનું વૈદું કરી નાંખે છે.

નિર્વીર્ય અને પ્રમેહનાં તેમ જ એવા બીજા જે અનાચારથી જ થનારા દરદોવાળા દરદીની સંખ્યા બીજા દરદોના પ્રમાણમાં કેમ વધતી જણાય છે તે સમજાતું નથી પણ અનાચાર વધ્યો છે ને તેનું જ પરિણામ આ દરદો છે. આ દરદો જેમ પુરૂષોમાં તેમ સ્ત્રીઓમાં પણ છે અને તેની જ દવા વિશેષ પ્રમાણમાં થાય છે. જેઓને લોકલાજથી સારા વૈદ્ય પાસે જઇ દવા લેવી મુસ્કેલ લાગે છે તેઓ જાહેર ખબરીયું વૈદું કરે છે અને જ્યારે તેથી મટતું નથી ત્યારે કેવળ નઠારી હાલતમાં કાંતો પોતાના અમૂલ્ય દેહનો અંત જુએ છે અથવા તો કોઈ સારા વિદેશી કે દેશી વૈદ્ય પાસે દવા માટે જાય છે ને ત્યાં તેમનું પોગળ ફુટે છે.

દેશી અને વિદેશી વૈદ્યને ઓથે જે જે અનર્થકારક પરીણામ આવે છે અને તે લાવવા માટે જે ઊંટવૈદો બન્યા છે તેમનું નિકંદન કેવી રીતે કરવું અને દેશને એવાઓના ત્રાસથી કેવી રીતે

બચાવવો એ સારા અને પરોપકારી વિદેશી અને દેશી વૈદ્યોનું કામ છે અને તેઓ પોતાની ફરજ જો અદા કરશે તો જ અજ્ઞાન પ્રજામાંથી ગયેલું વીર્ય પાછું આવશે પણ ઊંટ વૈદ્યોથી જાહેર ખબરીયા દવા કે બીજે કોઇ રસ્તે નિર્વીર્ય પ્રજામાં હૈવત આવશે નહિ પણ ઉલટા રોગના ઘરમાં જ તેમનું નિકંદન થશે અને તેમની પ્રજાને વારસામાં તેમના પોતાનામાં રહેલાં દરદો આપી જશે.

## ધર્માદાના નામે દેશી વૈદાની ધામધુમ.

હમણા હમણા જ્યારે લોકો સમજવા લાગ્યા કે દેશી વૈદાને નામે દવામાં ગોટાળો વાળવામાં આવે છે ત્યારે ધર્માદાને નામે દેશી વૈદું કરવાનો કેટલાક ડોળ ઘાલવા મંડયા ને પોતાની પાસે દવા કરાવવા આવે તેની પાસેથી એક પાઈ પણ નહિ લેવાનો બ્હારનો ઠાઠમાઠ બતાવવાનો એક નવો રસ્તો કાઢયો. એટલું જ નહિ પણ દરદીનું દરદ મટે કે કુતરાને રોટલા નાંખવાનું કે અમુક ધર્માદાખાતામાં પૈસા આપવાનું કે પછી ધર્માદામાં પૈસા આપી દેવાના છે માટે દવાને બ્હાને પૈસા લેવાનું રાખી પોતાને તો જાણે પાઇ પણ ખપતી ન હોય તેવી વર્તણુંક ચલાવવા માંડી. આવી તેમની વર્તણુંકથી ભોળા લોકો એવું સમજવા લાગ્યા કે અમુક વૈદ્ય તો ઘણો સારો છે ને તેની દવાથી દરદ મટી જાય છે ને પાઇ લેતો નથી ને ધર્માદા કરે છે. એમ કહિ પોતાના મંડળમાં તેની પ્રસિદ્ધિ કરવા માંડી. આમ કરતાં દરદીઓ તો એટલા બધા ઉભરાઇ જવા મંડયા કે છેવટે નિસ્પૃહીપણું બતાવવા દવા ન આપવાનું દરદીઓને કહેવા માંડયું. જેમ આ ડોળઘાલું વૈદ્યરાજ ના કહે તેમ લોકો તેમને વધારે વધારે કરગરે ને દવા કરવાનો આગ્રહ કરે ને પરાણે પૈસા લેવા માટે વિનંતી કરે. છેવટે ધર્માદાના આ ડોળઘાલું વૈદ્યરાજે પૈસા પણ લેવા માંડયા ને વૈદાને નામે એમનું ગાડું

પણ ગબડવા માંડયું. ખાસી મઝાની સારી આવકવાળા થયા ને ઘરબાર બધાવ્યાં ને દેવાં પતાવ્યાં પણ દરદીને તો ભાગ્યવશાત્ આરામ થયેલા પણ આ વૈદ્યરાજ તો મોટામાં મોટા વૈદ્ય કહેવાયા ને ગાડી ઘોડાવાળા થયા ને પેલા વિદેશી વૈદ્યક જ્ઞાની વૈદ્યોની પેઠે પોતે પણ ફેરાની ફી લેવા મંડી પડયા ને જેમ વૈદ્ય ગાંધીનું સૈયારૂં ચાલે તેમ આમનું સૈયારૂં પણ તેમની જોડે ચાલ્યું. આથી દેશી વૈદ્યાનું કેવું કલ્યાણ થયું ?

## વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો.

એ કહેવત પ્રમાણે દરદીને મટે કે તે મરે તેની વૈદ્યને શી ગરજ ? વળી અધૂરામાં પૂરૂં કેટલાકે તો હાડવૈદું કરવા માંડયું. આ તો શું કે શેઠજી હાડવૈદું કરે છે. જેનાં હાડકાં ભાગી ગયાં હોય, હાથ પગ ઉતરી ગયો કે કરમોડાયો હોય તેનું વૈદું કરે છે. આવા દરદથી જે પીડાતા હોય તે આ વૈદ્યરાજ પાસે જાય ત્યારે આ ધર્માદાને નામે ઇંદ્રજાળનો ખાસો ખેલ કરવા બેઠા હોય તે વૈદ્યરાજ દરદીને જોઇને મોં જરા કટાણું કરે કે પેલો દરદી ગભરાઇને પૂછે કે કેમ છે ? આ વૈદ્યરાજ ઉલટાને ઉલટા દિલના દોલાને પરગજુના પાદશાહ એટલે શાહપણામાં તેમનો શો રોબ ? કડાકલેતી જાણે ઘંટડીના અવાજમાં વૈદ્યરાજ જવાબ વાળે કે " ભાઈ, કામ કથલી ગયું છે." આ શબ્દો સાંભળતાની સાથે જ જોઈ લો દરદીના જીવની દશા. એના મોંપર તો શેરડા પડી જાય ને જાણે જાણે કે હવે તો મરી જવાશે કે નહિ જીવાય ! "અરે બાપજી, અમે ગરીબ છીએ, અમારી સાંભળીને દવા કરો ને તમારૂં ખોદા ભલું કરશે." પણ આ ડોળઘાલું હાડવૈદ્યના મનમાં તો જુદી જ જાતની હવાઈ ઈમારત ચણાતી હોય. એમની નિઘા તો બીજે કોઠે જ ફરતી હોય. હાડવૈદ્ય બ્હારના દેખાવમાં ભોળા ભટાક જણાય પણ " સ્ત્રીનું

ચરિત્ર ને પુરૂષનું ભાગ્ય દૈવ પણ જાણી શકતો નથી તો માણસનું શું ગજું? " કે ગુપ્ત ભેદોથી ભરેલું આ હાડવૈદ્યનું ચરિત્ર તો કોઇ વિચિત્ર પ્રકારના ભેદ ભરમથી ભરેલું છે તે સમજી શકે ?

## લેપ અને પાટા તૈયાર

હોય છે તે આ વૈદ્યરાજ જો પોતાની ઈંદ્રજાળમાં પકડાય એવો દરદી હોય તો પોતાને હાથે એક ગુલામની માફક દીન બનીને ઠઠવઠ કરે, નહિ તો લેપ બતાવે કે આ લેપ લઈ જાઓ ને (તેને અમુક ક્રિયા કરવાની સમજાવી) તે બાંધો ને આઠે દિવસે પાછા આવીને બતાવી જજો. આમાં પણ એવો જ પ્રકાર કે ધર્માદાના ઓઠા નીચે પોતાનું નામ તો ચારે કોરે જાણીતું થયેલું જ હોય તેથી એકને મટયું, બેને મટયું, એટલે તેમની ખ્યાતી ચાલી. પૈસો દેવાનો નહિ એટલે "મુફતકા ચંદન ઘસ બે લાલીયા" ની માફક દરદીઓ પણ દરરોજ વધારે પ્રમાણમાં આ હાડવૈદ્યની હિકમતનો લાભ લેતા જાય. અરે વૈદ્યરાજ, તમારી ભલાઇ, સાદાઇને ભોળાપણાનો ખ્યાલ આપતી તમારા મોં ઉપર પથરાઇ રહેલી ચંચળતાના શા વખાણ કરૂં ? શું તમારી સાદાઇ, શું તમારી ધર્મપરાયણતા ? વાહરે વાહ ? તમે તો દયાના નિધિ. જે રીત તમે એકલા જ સમજો છો તે રીત તેમ જ ધર્માદાને નામે દરદીઓ ઉપર ઉપકાર કરવાનો જે રસ્તો અખ્ત્યાર કર્યો છે તે તો બ્રહ્મા પણ સમજતા હશે કે નહિ તે સમજી શકાતું નથી.

## આ હાડ વૈદ્ય કયાં શિખી આવ્યા ?

આ સવાલનો જવાબ કાંઇજ નહિ. આ વૈદું વળી શિખ્યું શિખાતું હશે? એ તો એ દરદના ભોગ થઇને આવેલા દરદીઓને પાટા બાંધતાં ને ભાગેલા, ઉતરેલા કે કરમોડાયેલા ભાગો દુરસ્ત

કરતાં કરતાંજ એની મેળે હથોડી બેસી જાય ને વૈદ થઇ જવાય છે. ભોગ બીચારી ગરીબ પ્રજાના. ગરીબ દરદી, તારૂં તો નસીબ ગરીબ છે. તારી હકીકત જોતું છું તો કંપારી છુટે છે પણ આ હાડવૈદનુ હૈયું તો વજ્રનું જ હોય છે એટલે તારૂં ખસી ગયેલું કે ભાગેલું હાડકું બેસાડતાં તેને જરા પણ લાગણી થતી જ નથી તેમજ તે હાડકું બરોબર બેસે કે :એક ઉપર બીજું ચઢી જાય તેની તે વૈદને જરા પણ દરકાર નથી.

## પાટો બાંધો ને શીરો આરોગો.

હાડવૈદ પોતાની ક્રિયા કરી રહે કે દરદીને ભલામણ કરે કે હાથ ઝોળીમાં રાખવો, છુટો મુકવો નહિ, વધારે હાલ ચાલ કરવી નહિ ને માલ મસાલા ચાલુ કરવા–અર્થાત વધારે જથામાં પૌષ્ટિક ખોરાક ખાવો. આપણામાં શીરો ખાવાની ભલામણ કરવામાં આવે છે. આવી રીતે શીરો ખાતાં ખાતાં ઉતરી કે ભાગેલો ભાગ બરોબર બેશી ન ગયો હોય તો સારા ખોરાકને લીધે ગંઠાઇ જાય છે ને આઠે દશે જ્યારે જુવે ત્યારે "જુવો ને રૂવો."

## કેમ જુવો ને રૂવો ?

સારો ખોરાક ખાધો અને હાથ ઝોળીમાં રાખ્યો પણ તે બરોબર બેઠેલો ન હોવાથી તે ગંઠાઇ ગયો. હવે કરવું કેમ ? ફરી બીજા હાડવૈદને ખોળી કાઢો ને તેની પાસે પાછો જેવો હાથ હતો તેવો કરવા ફરીથી તેને ઉતારી નાંખો. જુવો આ ધર્માદાના વૈદરાજનો ખેલ. એ તો એમજ હોય. શું હાડવૈદ પરમેશ્વર છે ? ના. એ તો માણસ જેવું માણસ છે. પણ દવા કરાવતાં દરદી એટલું એ વિચાર કરતો નથી કે આ ડોળઘાલું ને લેભાગુ વૈદરાજ પરાણે પુરી શુદ્ધ ભાષા બોલે છે તો તેમણે આ શરીરમાં કેટલાં

હાડકાં છે અને તે ભાગે, ઉતરે કે કરમોડાય તો તેનો શો ઉપાય કરવો તે સંબંધી ક્યાં કેવું અને કેટલું જ્ઞાન મેળવી આવ્યા છે તેની તપાસ કરે ?

## ધર્માદાની ગાયના દાંત જોવાય નહિ.

મફત દવા કરાવી ને વળી હાડવૈદના જ્ઞાનની પરીક્ષા લેવી એ એ કેમ બને ? ન બને તો ભોગ તમારા, ભોગવો દુઃખ, આવા હાડવૈદો પોતાની મનકામના પોતાના ધંધામાં કેવી રીતે સાધે છે તેનો ચિતાર વળી બીજે પ્રસંગે આપીશું પણ જેમ પુરૂષો દેશી વેદાને નામે પોનાના પેટને માટે ફાં ફાં મારે છે તેમ

## સ્ત્રીઓ પણ વૈદ્ય બની છે.

અમે થોડા વર્ષ ઉપર એક સ્ત્રી કે જે મહેતીજીનો ધંધો કરતી હતી તેણે એવી એક દવાની જાહેર ખબર વર્ત્તમાનપત્રમાં છપાવી કે જે દવા ખાધાથી તે જે દરદ માટે બનાવી હતી તે દરદ મટાડે એટલુંજ નહિ પણ જો સગર્ભા સ્ત્રી એ દવા પોતાના પેટ ઉપર લગાડે તો ગર્ભાશયમાં રહેલું છોકરૂં જો કાળું હોય તો ગોરૂં ગબરૂં ને રૂપાળું થઇ જાય ! અહાહા, બહુ જ અજાયબી ઉપજાવે કરનારી દવા. આ દવાની કિમ્મત ફક્ત ત્રણ જ રૂપીઆ હતી. એ દવાની બાટલીઓ જ્યારની ખપી ગઇ અને ત્યારની જ આપણા આર્યાવર્તની પ્રજાના મોં ઉપર અમાસના ચંદ્રમા જેટલું તેજ આવ્યું અને અનેક

## સ્ત્રીઓના દરદો મટી ગયાં.

આ અમુલ્ય દવા કાંઈ જેવી તેવી નહોતી. વંધ્યાને પુત્રદા હતી. મતલબ કે સ્ત્રીઓના ગર્ભાશય સંબંધી જે કાંઈ દરદો હોય

તે સઘળા દરદો મટાડનારી હતી. અને એના ઉપયોગથી દરદ મટતાં કે નહિ તેનો પ્રત્યક્ષ અનુભવ અમને નથી પણ જેઓ આ વ્યવહારમાં જેમને સારા માણસ તરીકે બહારથી ઓળખે છે ને જેમની ખાનગી જીંદગીનો બિલકુલ અનુભવ ન હોય તેવા લોકોનાં ઘણા જ પ્રમાણપત્રો દવા નીચે આપેલાં હતાં.

## ખરી વાત કહેવામાં ગીબત નથી.

ખરી વાત કહેતાં તેને નિંદા કહેવી એના જેવું એકે મોટું પાપ નથી. જેમનામાં જરા પણ જ્ઞાન નથી તેવાઓ આવાં પ્રમાણપત્રો વાંચે ને પોતાની અજ્ઞાનતાથી એવી દવા વેચાતી લે તો તેમાં દોષ કોને દેવો? આવી રીતે પૈસા પેદા કરવા ખાતર દવાને નામે જ્યારે ઝેરાં વટીક નિર્ભયતાથી જાહેરમાં આવે ત્યારે દેશી વૈદાની બલિહારી જ કહેવાય. અધૂરામાં પૂરૂં તેમની

## ચાલ ચલગતને નામે મોટું મીડું.

વૈદાને નામે ધંધો કરનારા પોતાના ઉપર જે ગંભીર ફરજ આવેલી છે તેનો ખ્યાલ જરા પણ કરે છે કે કેમ તે માટે આ દુનિયા આરસી જેવી છે તેમાં આપોઆપ ઓળો પડી રહે છે. એ જ્ઞાની પ્રજા જોઈ શકે છે પણ અજ્ઞાન પ્રજા કરોળિઆની જાળમાં જેમ માંખી સપડાઈ જાય છે તે તેમ સપડાય એમાં જરા પણ નવાઇ નથી.

## ધર્માદાનું નામ અને પોતાનુ સારે કામ.

દરેક માણસને જુદી જુદી ખાશિયતો હોય છે. તે પ્રમાણે તેઓ સીધી યા આડકતરી રીતે પોતાનું કામ સાધી લે છે. ધર્માદા દવાખાનાં કાઢવાં ને એ બાને પોતાની ઇચ્છાઓ પરિતૃપ્ત કરાવે એવા માણસો રાખી તેમની મારફત જે વર્તણુંકને જનસમાજ ધિક્કાર

અને તિરસ્કારની નજરે જુએ તેવી વર્તણુંક છાની રીતે ચલાવવી એ શું નીતિ છે? શું એ ધર્માદા છે? પણ કોને પુણ્યનો સંચય કરવો છે? અજ્ઞાન લોક જાણે કે શેઠજી પુણ્ય કરે છે પણ જાણનારા તો જાણે છે કે શેઠજી પાપ કરે છે. શાનું પાપ? "ધણી ધણી રાજી તો કયા કરે મિયા કાજી" એ કહેવત કેમ ભુલી જાઓ છો? જનસમાજમાં કદી થોડાક આશરાગતિયા વખાણ કરે તેથી શું થયું? પણ આ આશરાગતિયા સારી પેઠે જાણે છે કે આતો સો મણ તેલે અંધારૂં છે.

## વૈદ્યોને શિખામણ.

વાંચકો, અમોએ ઘણો બળાપો કાઢયો. અરે વૈદરાજ, તમારી રામબાણ દવા અમારે જોઇતી નથી, વીર્યનો ઝરો કે મહાસાગર જોઇતાં નથી. અમારે નથી જોઇતી તમારી એ દવા કે જે તમે ખાસ ધનવાનને માટે બનાવી છે તે. અમારે નથી જોઇતી તમારી જંગલની જડીબુટ્ટી. આબુના પ્હાડમાં વસનારા મહાન જોગીરાજોએ તમારા ઉપર જ ખાસ કૃપા કરીને બતાવેલી દવા પણ જોઇતી નથી. પણ તમને એક જ શિખામણ દઉં છું કે તમારાથી બને એટલી ચાલાકીથી ઠગબાજી ચલાવો ને દુનિયા કે જે અંધારામાં દેખાતી નથી તેમને હરેક પ્રકારે ઠગો ને

આકસ બાકસ કણુજીમૂળ, અચ્છેર લ્હાળા ને પાશેર ધૂળ;<br>ખાંડી સરવને કરવી ગોળી, દરદો ને મરદો જે દે રોળી.

પણ જો પરમેશ્વરનું અસ્તિત્વ હશે ને તે આવી જાતની તમારી વર્તણુંક માટે સજા કરતો હશે તો ખાત્રીથી યાદ રાખજો કે તમારા કૃત્યોની નોંધ લેશે જ અને તે બદલ તે તમોને જે સજા કરશે તે ભોગવવી જ પડશે.

---

महाकविश्रीलोलिम्बराजविरचित

# वैद्यजीवनकाव्य।



## प्रथमोल्लासः।

### मङ्गलाचरण.

प्रकृतिसुभगगात्रं प्रीतिपात्रं रमाया
दिशतु किमपि धाम श्यामलं मङ्गलं वः।
अरुणकमललीलां यस्य पादौ दधाते
प्रणतहरजटालीगाङ्गरिङ्गत्तरङ्गैः॥ १ ॥

નામંતા શિવના જટાજુટ વિશે ગંગા તરંગો વસે,
તેમાં રક્તસરોજશા ચરણ બે જેના સુરંગે લસે;
સ્હેજે સુંદર ગાત્ર પાત્ર પ્રિતિનું લક્ષ્મીતણું જેહનું,
એવા હે નવમેધ શ્યામજિ! કરો કલ્યાણ ભક્તોતણું; ૧

સ્વભાવથી જ જેનું સુંદર શરીર છે અને જેના બન્ને ચરણમાં નમેલા શિવની જટામાં ખેલતા ગંગાના તરંગોવડે જેના બન્ને પગ (ગંગામાં ઉગેલાં) રાતા કમળની શોભા ધારણ કરે છે, એવું લક્ષ્મીની પ્રીતિનું પાત્ર કોઈક સ્યામવર્ણનું તેજ તમારૂં મંગળ કરો.

જેના ચરણમાં શિવાદિક પ્રણામ કરે છે એવા સુંદરસ્યામ લક્ષ્મીપતિ તમારૂં કલ્યાણ કરો એ ભાવ છે.

## દેવીની ભક્તિ અને કવિની શક્તિ.

**रत्नं वामदृशां दृशां सुखकरं श्रीसप्तशृङ्गास्पदं**
**स्पष्टाष्टादशबाहु तद्भगवतो भर्गस्य भाग्यं भजे।**
**यद्भक्तेन मया घटस्तनि ! घटीमध्ये समुत्पाद्यते**
**पद्यानां शतमङ्गनाधरसुधास्पर्द्धाविधानोद्धुरम् ॥ २ ॥**

નારીનું શિરરત્ન નેત્ર સુખદા, કૈલાસમાં જે વસે,
છે અષ્ટાદશ બાહુ ભૂષિત સદા, છે ઇશનું ભાગ્ય જે;
જેની દિવ્ય કૃપાથી એક ઘડિમાં હું શ્લોક સો સો કરૂં,
એવાં હે ઉમયા! જગત્ત-જનિતા! સેવા તમારી કરૂં. ૨

જે સ્ત્રીઓમાં રત્નરૂપ છે, જે નેત્રને ( દર્શનથી ) સુખકર છે, સપ્તશ્રૃંગ પર્વત જેનું સ્થાન છે, જેને ખુલ્લા અઢાર હાથ છે અને જે ભગવાન મહાદેવના ભાગ્યરૂપ છે, તે ( દેવી ) ને હું ભજું છું; હે ઘટસ્તની ! (ઘડા જેવા આકારના સ્તનવાળી સ્ત્રી) જેનો ભક્ત હું, સ્ત્રીઓના અધરામૃતની બરાબરી કરવાને તત્પર એવા સો પદ્ય એક ઘડીમાં ઉપ્તન્ન કરૂં છું.

સપ્તશ્રૃંગ પર્વત ઉપર રહેલી અષ્ટાદશભુજા દેવીનો હું ભક્ત છું, તથા તેની કૃપાથી શ્રૃંગાર રસથી પરિપૂર્ણ કવિતા કરવાની શક્તિ પ્રાપ્ત થઇ છે એ તાત્પર્ય છે.

## ગ્રંથપ્રયોજન.

**दिवाकरप्रसादेन रोग्यारोग्यसमीहया।**
**समासेन वयं कुर्मः काव्यं सद्वैद्यजीवनम् ॥ ३ ॥**

પિતા પ્રસાદ પામી કર્યો, વૈદ્યજિવન આ ગ્રન્થ;
રોગી રોગ રહિત થશે, જાણી જેનો પન્થ. ૩

રોગીને આરોગ્ય પ્રાપ્ત થાય એવી ઇચ્છાથી દિવાકર ( એ નામના પિતા–ગુરુ ) ની કૃપા વડે આ વૈદ્યજીવન નામનું ઉત્તમ કાવ્ય અમે સંક્ષેપમાં રચીએ છીએ.

અથવા—વનસ્પતિ માત્રમાં જીવનતત્ત્વ સ્થાપન કરનાર દિવાકર ( સૂર્ય ) ની કૃપાથી રોગીને આરોગ્ય પ્રાપ્ત થવા માટે આ કાવ્ય હોઇને વૈદ્યજીવન નામે સંક્ષિપ્ત વૈદ્યકગ્રંથ અમે રચીએ છીએ.

## નિન્દાથી બ્હીવું નહિ.

**तथापि क्रियते ग्रंथः सन्ति यद्यपि दुर्जनाः ।**
**नहि दस्युभयाल्लोको दैन्यवानिह वर्तते ॥ ४ ॥**

છે જગમાં દુર્જન ઘણા, તો પણ રચું હું ગ્રન્થ;
ચોરતણો ભય માનિ શું, નાગાં પળવું પન્થ ? ૪

જો કે ( જગતમાં ) દુર્જનો ( નિંદક ) છે તથાપિ અમે આ ગ્રંથ કરીએ છીએ; કેમકે, ચોરના ભયથી લોકો કાંઈ દીન બનીને વર્તતા નથી.

મતલબ કે શ્રૃંગારપ્રધાન આ કાવ્યને જોઇને અરસિક પુરૂષો મારી નિંદાતો કરશે જ, પણ તેમની નિંદાના ભયથી કવિઓ કાંઇ સરસ ગ્રંથો નહિ લખે એમ બનવાનું નથી. હું તો લખું જ છું.

## રસિકજનો વાંચીને આનંદ પામશે.

**येषां न चेतो ललनासु लग्नं मग्नं न साहित्यसुधासमुद्रे ।**
**ज्ञास्यन्ति ते किं मम हा ! प्रयासा नन्धो यथा वारवधूविलासान् ॥ ५ ॥**

લાગ્યૂં ન જેનું ચિત યોષિતામાં બૂડયૂં ન શૃઙ્ગારસોદધીમાં,
જાણે ન મ્હારા શ્રમને જ તે તો (જેમ) વારાંગના હાવ ન અન્ધ લેતો. ૫

જેમનું ચિત્ત સ્ત્રિયોમાં સંલગ્ન થયું નથી અથવા સાહિત્યરૂપી સમુદ્રમાં ડુબ્યું નથી તેઓ, આંધળો જેમ વારાંગનાના હાવ, ( હેલા આદિક ) વિલાસને જાણી શકતા નથી તેમ, અરે ! મારા, આ શ્રમને શું જાણશે ?*

## ગ્રંથનો ઉપક્રમ.

**गदगञ्जनाय चतुरैश्चरकादेर्**
**मुनिभिर्नृणां करुणया कथितं यत् ।**
**अखिलं लिखामि खलु तस्य रहस्यं**
**स्वकपोलकल्पितमिहास्ति न किञ्चित् ॥ ६ ॥**

જનરોગ શાંત કરવા રચિયાં જે, ચરકાદિ પૂર્વ મુનિયે વચનો તે;
અહિ સાર ત્યાં સરવનો લખિયો મેં, નથિ કૈં નવીન કલપી કથિયું મેં. ૬

રોગનો નાશ કરવાને ચતુર એવા ચરક આદિ મુનિઓએ કૃપાવડે મનુષ્યને જે શાસ્ત્ર કહ્યું છે તેનું જ સઘળું રહસ્ય હું લખું છું; આ ગ્રંથમાં મારૂં પોતાનું કપોલકલ્પિત કાંઇ છે નહિ.

## વૈદ્યનું લક્ષણ.

**गुरोरधीताखिलवैद्यविद्यः पीयूषपाणिः कुशलः क्रियासु ।**
**गतस्पृहो धैर्यधरः कृपालुः शुद्धोऽधिकारी भिषगीदृशः स्यात् ॥ ७ ॥**

જે છે શિખ્યો ગુરુ થકી સહુ વૈદ્યશાસ્ત્ર,
ક્રીયા વિશે કુશળ હસ્ત પિયૂષ પાત્ર;
જે છે દયાળુ નિરલોભી સુધૈર્ય ધારી,
જાણો જ વૈદ્યવર એ જ પદાધિકારી. ૭

---

* રસિક હોય છે તે જ રસિકની વાણી સમજી શકે છે, અને આનંદ પામે છે. કહ્યું છે કે, "**कवयो ह्येव तुष्यन्ति नेतरे कविसूक्तिभिः। नह्यकूपारवत्कूपा वर्द्धन्ते विधुकान्तिभिः**—કવિઓ જ કવિનાં સરસ વચનોથી સન્તોષ પામે છે; ચન્દ્રના પ્રકાશથી સમુદ્રની પેઠે કૂવા કાંઇ ઉભરાતા નથી!"

જે ગુરૂની પાસેથી બધી વૈદ્યવિદ્યા ભણ્યો હોય, જેના હાથમાં યશરેખા હોય ( જેના હાથથી ઘણા દરદીઓ સારા થતા હોય ) જે ( ઔષધ તૈયાર કરવાની તથા તેને યોજવા વગેરેની ) ક્રિયામાં કુશળ હોય, જે કોઇની આશા ન રાખનારો હોય, જે ધીરજવાળો હોય, અને જે દયાળુ હોય–આવો જે હોય તેને શુદ્ધ અને અધિકારી વૈદ્ય જાણવો–તે વૈદ્યના પદને યોગ્ય થાય છે.

જે મનુષ્ય ગુરૂ પાસેથી વૈદ્યવિદ્યા શીખ્યા વિના પોતાની મેળે જ કોઈ પુસ્તકાદિના સહાયથી વૈદ્ય બની ગયો હોય તે, તે વિદ્યાનાં રહસ્ય સમજી શકતો નથી તેથી વખતે સ્વબુદ્ધિએ વિપરીત કરી બેસે છે અથવા આંટીની વખતે અમૂઝાય છે. જેના હાથમાં યશરેખા ન હોય તેને હાથે ઘણા દરદીઓ મરણ પામતા હોવાથી રોગીની તે ઉપર શ્રદ્ધા ચોંટતી નથી, તેમ તેનામાં કાંઇ ગૂઢ અયોગ્યતા હોવી જોઇએ. ક્રિયામાં કુશળ ન હોય તો તે બીજાના તેજમાં દબાઇને યોગ્ય ચિકિત્સા કરી શકતો નથી. ધીરજવાળો ન હોય તો વ્યાધિનું બળાબળ દેખીને ગભરાય છે, પ્રયોગ પકવ થતા સુધી સહનતા રાખી શકતો નથી અને રોગીને હાનિ કરે છે. દયાળુ ન હોય તો રોગીના દુઃખની શાન્તિ તે કરી શકતો નથી અને રોગી તેને જોઇને ત્રાસે છે. માટે શ્લોકમાં કહેલા ગુણો વિનાનો વૈદ્ય, વૈદ્યપદને યોગ્ય નથી.

## વૈદ્યનું કૃત્ય.

**आदौ निदानविधिना विदध्याद्व्याधिनिश्चयम् ।**
**ततः साध्यं परीक्षेत पश्चाद्भिषगुपाचरेत् ॥ ८ ॥**

પ્રથમ નિદાન વિધી વડે, નિશ્ચય રોગ કરાય;
સાધ્ય અસાધ્ય લહી પછી, ઓસડ ઘટિત અપાય. ૮

પ્રથમ નિદાનશાસ્ત્રમાં કહેલ વિધિ પ્રમાણે વ્યાધિનો નિશ્ચય કરવો, પછી તે રોગ સાધ્ય છે કે અસાધ્ય તેની પરીક્ષા કરવી અને પછી વૈદ્યે ( તે રોગી ઉપચાર કરવા યોગ્ય હોય તો ) ઉપચાર કરવા.

હરકોઇ રોગનો હેતુ, રોગનાં પૂર્વચિન્હ, રોગનું લક્ષણ, કેવું અન્નપાન કે ઔષધ રોગીને માફક આવે છે તે, તથા વ્યાધિ શરીરમાં કેવી રીતે ફેરફાર કરે છે તે, એ પાંચ બાબતનો નિદાનવિધિમાં સમાવેશ થાય છે, માટે એ પાંચ વડે રોગની પરીક્ષા કરવી. નિદાન સારી રીતે સમજવાને તે સંબંધી ગ્રંથો ભણવા જોઇએ. તથાપિ આ ગ્રંથમાં જ્યાં જ્યાં અમુક રોગની ચિકિત્સા કહેવામાં આવશે ત્યાં ત્યાં અમે સંક્ષેપમાં તે રોગના હેતુ અને લક્ષણો લખીશું કે જેથી અજાણ્યા માણસો રોગને ઓળખીને ઉપચાર લાગુ કરવાને સમર્થ થાય. રોગ સહજ ઉપચારથી મટી શકે એવો છે કે ઘણી મહેનતે મટી શકે એવો છે કે નહિ જ મટી શકે એવો છે કે, એ નિશ્ચય કરવો તેને સાધ્યાસાધ્ય પરીક્ષા કહે છે. જે રોગ સહજ ઉપચાર કરવાથી મટે તે સાધ્ય, ઘણી મહેનતે મટે તે કષ્ટસાધ્ય, ઘણી મહેનતે પણ મટે તો નહિ પણ જેની વૃદ્ધિ થતી અટકાવી શકાય તેને યાપ્ય અને જે ન જ મટે તેને અસાધ્ય કહે છે, ઘણું કરીને બધા જ રોગ શરૂઆતમાં સાધ્ય પણ તેની ઉપેક્ષા કરવાથી તે અનુક્રમે કષ્ટસાધ્ય, યાપ્ય અને અસાધ્ય થાય છે. રોગના સાધ્યાસાધ્યનાં લક્ષણો પણ નિદાનગ્રંથોમાં વિસ્તારથી કહેલાં હોય છે તેમાંથી જાણી લેવાં. આ ગ્રંથમાં જે ઉપચાર બતાવ્યા છે તે માત્ર સાધ્ય રોગના જ છે એમ સમજવું, તેમ અમે સંક્ષિપ્ત લક્ષણો આપીશું તે લક્ષણોવાળો વ્યાધિ સાધ્ય છે એમ જાણવું. એ રીતે રોગની પરીક્ષા કર્યા પછી વૈદ્યે ઉપચાર કરવો એમ ગ્રંથમાં કહેલું છે. ઉપચાર ઘણે પ્રકારે થઇ શકે છે

તે બધા પ્રકાર અહીં લખી શકાય નહિ; પણ તે તે રોગના ઉપચાર કેવી રીતે કરવા તે અમે કાંઇક સંક્ષેપમાં બતાવીશું.

## રોગીને શીખામણ.

**औषधं मूढवैद्यानां त्यजन्तु ज्वरपीडिताः ।**
**परसंसर्गसंसक्तं कलत्रमिव साधवः ॥ ९ ॥**

ઓસડ મૂરખ વૈદ્યનું, ત્યજવું રોગી જન;
જ્યમ વ્યભિચારી નારિનું, કરે ત્યાગ કુલીન. ૯

જેમ બીજા પુરૂષના સંસર્ગમાં સંસક્ત સ્ત્રીને સાધુ પુરૂષો તજે છે તેમ મૂઢવૈદ્યોના ઔષધને પણ રોગથી પીડાયલા પુરૂષોએ તજવું યોગ્ય છે.

જે વૈદ્ય, શ્લોક સાતમામાં કહેલા ગુણોથી રહિત હોય તેને અહીં મૂઢ કહેવાનો અભિપ્રાય છે. તે ઉપરાંત મદ્ય, ક્રોધાદિ મનોવિકાર, વ્યાધિ ઇત્યાદિ વડે જેની વિવેકબુદ્ધિ નાશ પામી હોય તેને પણ મૂઢ સમજીને તેનું ઔષધ લેવું નહિ. "પરસંસર્ગ સંસક્ત સ્ત્રીને સાધુ પુરુષો તજે છે તેમ." એ દૃષ્ટાંત ઉપરથી ગ્રંથકાર એમ સૂચવે છે કે, 'હું, પર સ્ત્રીની રતિ આ ગ્રંથમાં વર્ણવીશ નહિ; માત્ર સ્વકીયાને ઉદ્દેશીને જ વર્ણન કરીશ.'

## પથ્ય પાળવાની જરૂર.

**पथ्येसति गदार्तस्य किमौषधनिषेवणम् ?।**
**पथ्येऽसति गदार्तस्य किमौषधनिषेवणम् ? ॥१०॥**

પથ્ય પાળતા રોગીરે શું ઔષધથી કામ ?
પથ્ય ન પાળે રોગિ તો, કરે શું ઔષધ કામ ? ૧૦

## ગોમૂત્રિકાબંધ ચિત્રકાવ્ય.



જે રોગી પથ્ય પાળે છે તેને ઔષધનું સેવન કરવાની શી જરૂર છે ? અર્થાત્ તેને થયેલો વ્યાધિ એની મેળે જ શાંત થઇ જશે; (અથવા પથ્ય પાળીને વર્તનારને વ્યાધિ જ નહિ થાય) તેમ જ જે પથ્ય પાળતો નથી તેને પણ ઔષધ સેવવાની શી જરૂર છે ? અર્થાત્ તેને ઉપચાર કરવાથી પણ ફાયદો થશે નહિ.

ઘણું કરીને જે કારણો રોગને ઉત્પન્ન કરનારાં હોય છે અથવા બીજી રીતે કહિએ તો જે કારણો રોગને અનુકુળ હોય છે તેને તજવાં એ સામાન્યતઃ કુપથ્ય સમજવું. એટલે રોગીએ તેવાં કારણોથી દૂર રહેવું, તેમ જ જે કારણો રોગને અટકાવનારાં અથવા પ્રતિકૂળ હોય છે તેને પથ્ય સમજવું, એટલે રોગીએ તેવાં કારણોને રોગનો ઉપચાર માનીને તેનું સેવન કરવું.

### પથ્ય પાળવું જોઇએ.

**आरोग्यं जायते नैव पथ्यहीनस्य रोगिणः ।**
**अपत्यमिव वंध्यास्त्रीकामासक्तस्य देहिनः ॥११॥**

કદાપિ ન પાળતા રોગિને, કદિ આરોગ્ય ન થાય;
જ્યમ વંધ્યાસ્ત્રીસંગથી, પુત્રપ્રાપ્તિ નવ થાય. ૧૧

જેમ વાંઝણી સ્ત્રી સાથે કામાસક્ત થયેલા પુરૂષને સંતાન થતું નથી, તેમ પથ્યરહિત રોગીને આરોગ્ય પણ થતું જ નથી.

---

૧. 'रागासक्तस्य' એવો પણ પાઠ છે. અર્થ એક જ છે.

## પથ્ય નહિ પળાય તો રોગ નહિ મટે.

[1]विनापि भेषजैर्व्याधिः पथ्यादेव निवर्तते ।
न तु पथ्यविहीनस्य भेषजानां शतैरपि ॥ १२ ॥

ઓસડ વિણ પણ પથ્યથી, મટે રોગ કદિ હોય;
ક્યારિ ન પાળતા રોગિને, ઉપાય સોથિ ગુણ ન્હોય. ૧૨

ઔષધ વિના પણ માત્ર પથ્યથી જ ( કદાચ ) વ્યાધિ મટે છે, પણ પથ્ય રહિત રોગીને સેંકડો ઔષધ લાગુ કરવામાં આવે તથાપિ આરામ થતો નથી.

## ગ્રંથકર્તાનો વિનય.

महीन्द्रमहिलाश्रपाप्रदपदारविंदे ! तथा
पयोनिधिपयस्ततिर्जलधरैरुपात्ता यथा ।
अपि प्रकृतिनीरसा नृपभिषग्भिरङ्गीकृता
भविष्यति सरस्वती रसवती मुरासापतेः ॥१३॥

રુચિર ચરણવાળી સુન્દરી મિષ્ટ થાય,
જલ, જલનિધિ કેરૂં મેઘને મૂખ જાય;
સહજ નિરસવાણી જદ્યપી છે જ મારી,
અતિ સરસ થશે જો વૈદ્યરાજે સ્વિકારી. ૧૩

રાજાઓની રાણીઓને શરમ ઉપજાવે એવાં સુંદર ચરણ કમલવાળી હે સ્ત્રી ! જેમ, ખારા સમુદ્રના પાણીનો જથો જ્યારે મેઘ ગ્રહણ કરે છે ત્યારે તે મિષ્ટ થાય છે તેમ, જો કે મુરાસાપતિ[2]

---

૧. આ શ્લોક કેટલીક પ્રતોમાં નથી.

૨. આ શ્લોકમાં કવિએ પોતાની સ્ત્રીને સંબોધન કરીને કહેલું છે. હવે પછીનો બધો ગ્રન્થ એવી જ રીતે લોલિમ્બરાજે પોતાની સ્ત્રીને 'રત્નકલા' એ નામથી સંબોધીને કહેલો છે. મુરાસા નામે લોલિમ્બરાજની બીજી કોઇ વ્હાલી હતી, જેથી શ્લોકમાં કવિ પોતાને मुरासापति કહે છે.

( લોલિંબરાજ ) ની વાણી સ્વભાવથી જ નીરસ છે પરંતુ તેને રાજવૈદ્યો અંગીકાર કરશે તેથી તે રસવાળી થશે.

## આ કાવ્યનું ઉપયોગીપણું.

**इह गमिष्यति वैद्यमतिः श्रमं प्रथममेव पुरस्तु महासुखम् ।**
**प्रियतमस्य मृगाक्षी ! समागमे नवकरग्रहणा गृहिणी यथा ॥१४॥**

પ્રથમ પામિ મતિ શ્રમ કહી, પાછળથી સુખ થાય;
નવિનોઢા જ્યમ પ્રિતમના, પ્રથમ સમાગમ માંહ્ય. ૧૪

હે હરિણના જેવાં નેત્રવાળી સ્ત્રી ! નવી પરણેલી સ્ત્રી પોતાના પ્રિયતમ ( સ્વામી ) ના સમાગમમાં જેમ પ્રથમ શ્રમ પામે છે પણ પછી ઘણો આનંદ પામે છે તેમ, આ ગ્રંથમાં પણ વૈદ્યની બુદ્ધિને પ્રથમ ( સમજવાનો ) શ્રમ પડશે પણ પછી (તેની સરસ કવિતા અને ઉત્તમ પ્રયોગો જોઇને ) મોટો આનંદ પ્રાપ્ત થશે.

---

## જ્વરના પ્રતીકાર.

यतः सर्वेषु रोगेषु प्रायशो बलवान् ज्वरः ।
अतस्तस्य प्रतीकारं प्रथमं ब्रूमहे वयम् ॥१५॥

સર્વ રોગમાં બહુ કરી, સબળો તાવ ગણાય;
તેથી પ્રથમ કહું હવે, તેના જેહ ઉપાય. ૧૫

ઘણું કરીને બધા રોગોમાં તાવ બલવાન્ છે માટે અમે પ્રથમ તેના જ ઉપાય કહિયે છીએ.

હવે, ગ્રંથકાર રોગના ઉપચાર કહેવા આરંભશે. રોગનો ઉપચાર રોગને ઓળખ્યા વિના થઇ શકતો નથી માટે રોગને ઓળખવા લાયકનું સંક્ષિપ્ત નિદાન રોગના આરંભે બતાવવું ઠીક ધારીએ છીએ. એકાદ રોગના ઘણા પ્રકાર હશે તો સામાન્ય લક્ષણ આપી પ્રકારનાં નામ કે સંખ્યા માત્ર આપીશું અને પ્રકારનાં લક્ષણમાં કાંઇ ખાસ જાણવા જેવું હશે તો તે પણ બતાવીશું.

## જ્વરનું નિદાન.

હેતુ—મિથ્યા આહાર ( ખાધા ઉપર ખાવું, અજીર્ણ છતાં ખાવું, ન ખાવા જેવું ખાવું, વગેરેને મિથ્યા આહાર કહે છે) અને મિથ્યા વિહારવાળા (–થાકેલા હોઇએ ત્યારે અથવા ન થાય તેવી મહેનત કે કામ કરવું, વગેરેને મિથ્યા વિહાર કહે છે) માણસના દોષ (–વાત, પિત્ત, કફ, એને દોષ કહે છે ) જે આમાશય (–પચ્યા વગરનું અન્ન રહે છે તે જગા ) માં રહેલા હોય છે તે દોષ કોઠામાંથી જઠરાગ્નિને બહાર કાઢી નાખે છે, અને રસ વહેનારી નસોમાં ચઢી જઇ તાવ પેદા કરે છે.

**લક્ષણ**—પરસેવાનું બંધ પડવું, શરીર બધું સજડાઈ જવું. જાણે થાક લાગ્યો હોય તેમ થવું, શરીરનું તપી ઉઠવું, એ પ્રમાણે જે રોગમાં સાથે લાગુ થાય છે તેને તાવ કે જ્વર કહે છે.

**ભેદ**—તાવના મુખ્ય ભેદ આઠ છેઃ અને પાછા ભેદના ભેદ કેટલીક જાતના થાય છે તે નીચે પ્રમાણેઃ—

**૧. વાતજ્વર**—(એનાં લક્ષણ તેના ઉપાયની નીચે બતાવ્યાં છે.)-વાયુ ઉત્પન્ન કરે એવા આહારવિહાર વગેરેના સેવનથી ઉપજે છે, તથા કોપેલા વાયુનાં (-વાત, પિત્ત તથા કફ શાથી ઉપજે છે અને તે કોપેલા હોય ત્યારે કેવાં ચિન્હ થાય, એ વિષે આ ગ્રંથમાં વાતાદિ દોષની ચિકિત્સા આગળ કહેવાશે, ત્યાં જોવું) ચિન્હ તેમાં જણાય છે. આ તાવ બહુધા ચોમાસામાં ઉપજે છે.

**૨. પિત્તજ્વર**—પિત્ત ઉપજાવનારા આહારવિહાર વગેરેથી ઉપજે છે, તથા તેમાં કોપેલા પિત્તનાં ચિન્હ જણાય છે. આ તાવ બહુધા શરદૃઋતુમાં ઉપજે છે.

**૩. કફજ્વર**—કફ ઉત્પન્ન કરે એવા આહારવિહાર વગેરેથી ઉપજે છે. તથા તેમાં કોપેલા કફનાં ચિન્હ જણાય છે. આ તાવ બહુધા વસંતઋતુમાં ઉપજે છે.

**૪. વાતપિત્તજ્વર**-ઉપર કહેલાં વાતજ્વરનાં અને પિત્તજ્વરનાં બન્નેયનાં ચિન્હ જે તાવમાં આવે તેને વાતપિત્તજ્વર જાણવો.

**૫. વાતકફજ્વર**—વાયુ તથા કફનાં-બંનેયનાં ચિન્હ જે તાવમાં દેખાય તેને વાતકફજ્વર જાણવો.

**૬. પિત્તકફજ્વર**—પિત્ત અને કફનાં ચિન્હ જે તાવમાં મળેલાં હોય તે.

**૭. ત્રિદોષજ્વર**—જેમાં વાત, પિત્ત અને કફ ત્રણેનાં ચિન્હ દેખાતાં હોય તેને ત્રિદોષજ્વર કહેવો. એ જ્વરમાં વાયુ બળવાન્ હોય તો સાત દિવસ ભારે, પિત્ત બળવાન્ હોય તો દશ દિવસ ભારે અને કફ બળવાન્ હોય તો બાર દિવસ ભારે જાણવા, એટલે એટલી મુદતમાં તાવનું જોર નરમ પડે કે પછી રોગીને આરામ ન જ થાય.

**અભિન્યાસજ્વર**—આ તાવમાં સઘળા દોષ કોપે છે, અને ઇંદ્રિયોની બધી ક્રિયાઓ નાશ પામે છે. વખતે સંદેહયુક્ત કાંઈ બોલે. એમાં દિવસ દિવસ પ્રત્યે દોષની વૃદ્ધિ અને જઠરાગ્નિની મંદતા થઇ રોગીનો પ્રાણ જાય છે. અભિન્યાસજ્વર તે ત્રિદોષાન્તર્ગત છે.

**૮. આગન્તુજ્વર**—વિષ, ઔષધીગંધ, કામ, ભય, શોક, ક્રોધ, અભિચાર કે અભિશાપ, ભૂતજ્વર, ગ્રહપીડા, શ્રમ, ક્ષત, દાહ એ રીતે બાર પ્રકારનો છે–એમાં પણ દોષ કોપનાં ચિન્હ જણાય છે માટે તે ઉપરથી ચિકિત્સા કરવાનો નિર્ણય કરવો.

**વિષમજ્વર**—એનો સમાવેશ ત્રિદોષજ્વરમાં થઈ જાય છે. એના પાંચ ભેદ છેઃ—

**(૧.) સન્તત**—જે તાવ, સાત, દસ કે બાર દિવસ લગી લાગટ આવ્યા કરે પણ ઉતરે નહિ તે.

**(૨.) સતત**—એક અહોરાત્રમાં બે વખત આવે તે.

**(૩.) અન્યેદ્યુ**—રાત કે દિવસ એમાંથી એક વખત આવે.

**(૪.) તૃતીયક**—(એકાંતરિયો)–એક દિવસને આંતરે આવે.

**(૫.) ચાતુર્થિક**—(ચોથીઓ)–બે દિવસને આંતરે આવે તે.

## જ્વરનું પાચન ઔષધ.

**अधुना शृणु तन्वि! लङ्घनं ज्वरितानां प्रथमं प्रशस्यते।**
**सुरदारुधान्यधावनीयुगविश्वौषधपाचनं ततः॥ १६॥**

સુણ સુંદરી! આદિને વિશે, જ્વરિને લંઘન શ્રેષ્ઠ તો દિસે;
પછી બે રિંગણી, સુંઠી તથા, સુર, ધાણાથી પચી પળે વ્યથા. ૧૬

હે નાજુક સ્ત્રી! હવે તું સાંભળ. તાવવાળાને પ્રથમ ઉપવાસ કરવો હિતકર છે. પછી તેલીઓદેવદાર, ધાણા, રીંગણી, ભોંયરીંગણી, અને સુંઠ, એ પાંચ ઔષધોનો કવાથ તાવને પકવવાને માટે આપવો.

ઉપરનાં પાંચ ઔષધનો કવાથ કરવાનો કહ્યો છે માટે કવાથ કરવાનો પ્રકાર નીચે બતાવ્યો છે તે પ્રમાણે બધી જગોએ કવાથ કરવો.

ઉપર બતાવેલાં ઔષધો સરખે વજને લઇ તેમાંથી ચાર તોલા ઔષધને અધકરાં કરી માટીના વાસણમાં તે ઔષધ કરતાં સોળગણા પાણી સાથે નાંખી ધીમા તાપથી ઉકાળતાં આઠમો ભાગ પાણી રહે ત્યારે સ્વચ્છ કપડાંથી ગાળી લઇને સરીકું થોડું થોડું રોગીને પીવા આપવું. ઘણું કરીને કવાથાદિક ઔષધો સવારમાં જ ખાવા પીવાનાં હોય છે માટે સવારમાં આઠ તોલા કવાથ પીવા આપવો. વિશેષ માહીતી ગ્રંથારંભે બતાવેલી કવાથવિધીમાં જોઇને તે પ્રમાણે કરવું.

## બીજી રીતે.

**देवदारुघनाविश्वाबृहतीद्वयपाचनम्।**
**ज्वरपूर्वं पिबेच्चारुपयोधरधराधरे! ॥१७॥**

ધાણા, સુંઠ, બેરિંગણી દેવદારતણું પાણિ;
પિયે પકવવા જ્વર પ્રથમ, ગિરિસમ સરસ કુચાળિ. ૧૭

પર્વત સરખા સુંદર સ્તનવાળી હે સ્ત્રી ! રોગીએ દેવદાર, ધાણા, સુંઠ અને રીંગણી ( રીંગણી અને ભોયરીંગણી ), એ પાચનક્વાથ જ્વરની પહેલાં પીવો. અર્થાત્ તાવવાળાએ પ્રથમ એ ઔષધોનો ક્વાથ કરીને તાવ પકવવા માટે પીવો.[1]

## વાતાદિ જ્વર ઉપર ક્વાથ.

**छिन्नौषधाम्भोधरधन्वयासैः किराततिक्ताम्बुदरेणुयासैः ।**
**विश्वावृषाम्भोधरधन्वयासैः क्वाथो मरुत्पित्तकफज्वरेषु ॥१८॥**

કાઢો મોથ, ગળો, ધમાસ, સુંઠનો વાયુજ્વરોને હરે,
કર્યાતું, પિતપાપડો, કડુ, ધમાસો, મોથ, પિતજ્વરે;
સુંઠી, મોથ, ધમાસ, અર્ડુસિદળોનો ક્વાથ જે કો પિયે,
તેનો તાવ પળાય સદ્ય કફનો સાચું કહું છું પ્રિયે! ૧૮

ગળો, સુંઠ, મોથ, ધમાસો, એ ચાર ઔષધો સમાન ભાગે લેઈ તેમાંથી ચાર તોલા ઔષધનો સોળગણા પાણીમાં ક્વાથ કરી અષ્ટમાંશ બાકી રહે ત્યારે તેને વાતજ્વરવાળા રોગીને પાવો. એ જ પ્રમાણે પિત્તજ્વરમાં કરિયાતું, કડુ, મોથ, પિત્તપાપડો, અને ધમાસો; એ ઔષધોનો ક્વાથ આપવો, તથા સુંઠ, અરડુસીનાં પાંદડાં, મોથ, ધમાસો એ ઔષધોનો ક્વાથ કફજ્વરમાં આપવો.

**વાતજ્વરનું પૂર્વરૂપ**—બગાસાં આવે અને શરીરે કળતર થઈને પછી તાવ આવે ત્યારે તે વાતજ્વર જાણવો.

**લક્ષણ**—નાડી ઘડીમાં ઉતાવળી અને ઘડીમાં ધીમી ચાલે, શરીરમાં કંપારી થાય, ગળું અને ઓઠ સૂકાઈ જાય, ઉંઘ ન આવે, છીંક ન આવે, શરીર લુખું માલમ પડે, માથું દુખે, શરીરે કળતર થાય, મોઢું બેસ્વાદ થઇ જાય, ઝાડો કબજ થાય, શૂળ મારે, પેટ ચઢે, બગાસાં આવે, એવાં એવાં થોડાં કે બધાંય ચિન્હ થાય

---

[1] ઉપરના શ્લોકમાં કહેલાજ ઔષધો આમાં છે. ક્વાથનો પ્રકાર અને પીવાનું માપ પણ તે પ્રમાણેજ સમજવું.

ત્યારે જાણવું કે, એ વાયુનો તાવ અથવા વાતજ્વર છે. એ લક્ષણોથી વાતજ્વર ઓળખીને ઉપર વાતજ્વર માટે કહેલાં ઔષધોનો ક્વાથ તેને આપવો. ઔષધ જુનાં કે સડી ગયેલાં હશે તો ગુણ લાગશે નહિ માટે બનતા સુધી તાજાંમેળવવાં.

**પિત્તજ્વરનું પૂર્વરૂપ**—અણુગમો ને આંખે અગન બળાવી.

**લક્ષણ**—નાડી ઉતાવળી ચાલે, ઝાડો નરમ થાય અને ગળું, ઓઠ, મોઢું, નાક, એ જગોએ પાક થાય, પરસેવો થાય, લવરી થાય, મોઢું કડવું થાય, મૂર્છા થાય, દાહ ( અગન ) થાય, તરસ ઘણી લાગે, ઝાડો, મૂત્ર અને આંખો પીળાં થાય, ભ્રમ થાય એવાં થોડાં કે બધાં ચિન્હથી પિત્તજ્વર ઓળખીને તેને માટે કહેલો ક્વાથ યોજવો.

**કફજ્વરનું પૂર્વ રૂપ**—શરીર ભારે ને ખાવાપર અરૂચિ થાય.

**લક્ષણ**—નાડી ભારે અને ધીમી ચાલે, શરીરે આળસ થાય, મોઢામાં ગળપણ લાગે, પેસાબ ઝાડો તથા નેત્ર ધોળાં થાય, ભૂખ ન લાગે પણ જાણે ખાધેલું હોય તેના જેવી તૃપ્તિ રહે, શરીર ભારે થાય, ટાઢ બહુ વાય, ઉલટીના ઉછાળા આવે, અને વખતે ઉલટી થાય, રૂવાં ઉભાં થાય, ઊંઘ બહુ આવે, નાક, કાન, વગેરે છિદ્ર સજ્જડ થઇ જાય, ઝાડો થોડો થાય, શરીરમાંથી ચીકણો પરસેવો નીકળે, જઠરાગ્નિ મંદ પડી જાય, શરીર ઘણું ઉનું ન થાય, શરીર નરમ થઇ જાય, કોઇ પદાર્થ ઉપર રૂચિ રહે નહિ, ઉધરસ થાય, એવાં એવાં બધાંય કે થોડાં ચિન્હ થાય તે ઉપરથી કફજ્વર જાણીને શ્લોકમાં કહેલો કફજ્વરનો ક્વાથ પીવા આપવો.

## વાતજ્વર ઉપર ક્વાથ.

**उशीरकलशीमहौषधकिरातकाम्भोधर—**

**स्थिरावृहतिकाद्वयामृतलतात्रिकण्टैः कृतम ।**

**कषायकममुं पिबत्पवनजज्वरव्याकुलः**
**पुमान् दशशतच्छदच्छदमदप्रसल्लोचने ! ॥१९॥**

ગળો, રિંગણિ બે, પીઠવણ, શાલણ શુંઠ, કિર્યાત;
ગોખરુ, વાળો, મોથનો, વાતજ્વરહર ક્વાથ. ૧૯

વીરણવાળો, પૃષ્ટિપર્ણી (પીઠવણ જેને ન્હાનો સમેરવો અથવા ગધી સમેરવો કહે છે તે), સુંઠ, કરિયાતુ, મોથ, શાલિપર્ણી (શાલવણ–જેને સમેરવો કહે છે તે), રીંગણી, ભોંયરીંગણી, ગળો, ગોખરૂ, એ ઔષધોને આખાં પાખાં કચરીને તેનો પાછળ કહ્યા પ્રમાણે (બધી ઔષધિ સમાન લેઇ તેમાંથી ચાર તોલા ઔષધ સોળગણા પાણી સાથે માટીના વાસણમાં ઉકાળીને અષ્ટમાંશ શેષ રહે તે ગાળી લેઈ) ક્વાથ કરવો. કમળના પત્રનો મદ નાશ કરે એવાં નેત્રવાળી હે સ્રી ! વાયુથી ઉત્પન્ન થયેલા તાવથી પીડાતા પુરુષે એ ક્વાથ પીવો.

ક્વાથ કરતી વખતે વાસણને ઢાંકવું નહિ. લીલી વનસ્પતિ મળે તો તે વજનમાં બમણી લેવી. વર્ષ ઉપરાંતની જુની વનસ્પતિ લેવી નહિ. શાલિપર્ણી અને પૃષ્ટિપર્ણી મળી આવતાં નથી તેને બદલે ઔષધપ્રતિનિધિમાં કહેલાં ઔષધ લેવાં. રીંગણીઓનાં મૂળ લેવાં. ગળોના વેલા લેવા. ગોખરૂ ભોડા લેવા. ક્વાથ સવારમાં જ પીવો. બીજે દહાડે બીજું ચાર તોલા ઔષધ લેઇને તેનો ક્વાથ કરવો.

## વાતજ્વરનો બીજો ઉપાય. (દૃષ્ટકૂટ)

**पीयूषलोकपाञ्चालीचरणानां कषायकः**
**पीयमानः प्रिये ! हन्ति हनुमज्जनकज्वरम् ॥ २०॥**

ગળો, પિપળિમુળ, શૂંઠનો કા'ઢો સેવે જેહ;
વાતજ્વરથી મુક્ત જન, સાચે થાશે તેહ. ૨૦

હે પ્રિયે! ગળો, સુંઠ, અને પીપરીમુળના ગંઠોડાનો કવાથ પીવામાં આવે તો તે હનુમાનના પિતા વાયુથી ઉપજેલા જ્વરનો નાશ કરે.

આ શ્લોક દષ્ટકૂટ જેવો છે. એવી રીતે કે **પીયુષ**—અમૃત, **લોક**—જગત્ અને **पाञ्चालीचरण**—દ્રૌપદીના પગ—એનો કવાથ કાંઇ સંભવતો નથી, તેમ હનુમાનના જનક ( પિતા ) થી કાંઇ જ્વર ઉપજતો નથી માટે એ ન સમજાય તેવું છે, પણ વૈદ્યકશાસ્ત્રના કોશ પ્રમાણે **પીયુષ**–ગળો, **લોક**–સુંઠ, અને **पाञ्चालीचरण**–પીપરીમૂળ તથા **हनुमज्जनक**—વાતદોષ એવાં લક્ષણોવડે અર્થ કરવાથી શ્લોકાર્થ સંભવિત થાય છે.

કવાથ કરવા તથા પીવા વિષે આગળની સૂચના ધ્યાનમાં રાખવી.

## વાતપિત્તજ્વર ઉપર 'પંચભદ્ર' કવાથ.

**छिन्नोद्भवापर्प्पटावरिवाहभूनिम्बशुण्ठीजनितः कषायः ।**
**समीरपित्तज्वरजर्जराणां करोति भद्रं खलु पञ्चभद्रः ॥२१॥**

ગળો અને નાગરમોથ મેળો, રેણું, કર્યાતું વળિ શૂંઠ મેલો;
કવાથ આ પંચકભદ્ર નામ, હે વાતપિત્તજ્વરથી વિરામ. ૨૧

ગળો, ધાસિયો પિત્તપાપડો, મોથ, કરિયાતું, સુંઠ, એ પાંચ ઔષધથી બનેલો 'પંચભદ્ર' નામે કવાથ, વાતપિત્તજ્વરથી જે ઘસાઇ ગયો હોય તેનું આરોગ્યરૂપ કલ્યાણ જરૂર કરે છે.

**વાતપિત્તજ્વરનું લક્ષણ**—કંઠ અને મુખમાં શોષ થાય, તરસ લાગે, દાહ, મૂર્છા, ઉલટી, અને ભ્રમ થાય, ઉંઘ ન આવે, આંખે અંધારાં આવે, સાંધાઓમાં કળતર થાય, માથું દુખે, એ લક્ષણોવાળા તાવને વાતપિત્તજ્વર જાણવો.

## પિત્તજ્વર ઉપર ક્વાથ.

**एक एव खलु पैत्तिकज्वरं हन्ति पर्प्पटकृतः कषायकः ।**
**चन्दनोदकमहौषधान्वितश्चेत्तदा किमु पुनर्विचारणा ? ॥२२॥**

એકલો જ પિતપાપડાતણો, ક્વાથ પિત્તજ્વરને હરે જનો;
શૂંઠ, ઉદક, રતાંજળી ભળે, કેમ પિત્તજ્વરને ન તે દળે ? ૨૨

એકલો પિત્તપાપડાનો જ ક્વાથ પિત્તજ્વરનો નાશ કરે છે; જો તેમાં રતાંજળી, વીરણવાળો અને સુંઠ ભળેલાં હોય તો પછી વિચાર જ શો કરવો ? અર્થાત્ તો નિશ્ચય પિત્તજ્વર નાશ પામે જ.

એકલા ( ઘાસિયા ) પિત્તપાપડાનો અથવા પિત્તપાપડો, રતાંજળી, વીરણવાળો અને સુંઠ એમનો ક્વાથ પિત્તજ્વરને મટાડે છે. પિત્તજ્વરનું લક્ષણ ઉપર કહેલું છે.

## પિત્તજ્વરનો બીજો ક્વાથ.

**मृगमदविलसल्ललाटमध्ये ! मृगमदहारिणि ! लोचनद्वयेन ।**
**[1]मृगनृपतितनूदरश्रि ! पित्तज्वरमहह ! घ्नति रैणवः कषायः ॥२३॥**

મૃગમદથકિ ભાલ મધ્ય ભ્રાજે, મૃગમદહારક લોચનો વિરાજે;
મૃગપતિ સમ રમ્ય લંકવાળી, અહહ હરે જ્વરપિત્ત રેણુવારી. ૨૩

કસ્તુરીવડે જેના કપાળનો મધ્યભાગ શોભે છે એવી તથા બન્ને નેત્રવડે હરિણના ગર્વને હરનારી, અને સિંહના જેવા નાના પેટની શોભાવાળી હે સ્ત્રી ! (એકલા ઘાસિયા) પિત્તપાપડાનો ક્વાથ પિત્તજ્વરને મટાડે છે, એ કેવું આશ્ચર્ય છે ! !

## પિત્તજ્વરનો ક્વાથ–અંતર્લાપિકા.

**मानं त्यज प्रेयसि ! मन्दवायुज्वलल्लतासद्मनर्घ्यहारे ।**
**रेवातटं पश्य रमस्व वेणुक्काणो यतोऽत्रास्ति निरस्तपांथः ॥२४॥**

---

૧. 'मृगनृपतितनूदरस्त्रि!' એવો પણ પાઠ છે.

રે વ્હાલી ! શાંકરિતણું તટ જો રૂપાળી,
વાયૂ વહે સરસ, રીસ વિસાર બાળી;
મા ધાર મૌન્ય રમ યૂવતિ કો ન આહીં,
તાકી તું જો તરુશું વેલિ રહી વિંટાઈ. ૨૪

હે પ્રિય સ્ત્રી ! રીસ છોડી દે અને અમૂલ્ય હાર ધારણ કરનારી હે સ્ત્રી ! ધીમા પવનથી શોભતી વેલીઓના સમુદાયવાળો આ નર્મદાનો કિનારો જો અને મારી સાથે રમ; કેમકે અહીં વાંસમાંથી થતો શબ્દ માત્ર સાંભળવામાં આવે છે તે એવું સૂચવે છે કે, અહીં કોઈ મુસાફર જતો આવતો નથી.

આ શ્લોકમાંનો પહેલો તથા છેલ્લો અક્ષર લેઇને વાંચવાથી **"मायुज्वरे रेणुक्काथ"** એવું વાકય નીકળે છે. તેનો અર્થ એવો થાય છે કે, 'પિત્તજ્વરમાં (ધાસિયા) પિત્તપાપડાનો કવાથ આપવો. એ રીતે કવિએ એક જ શ્લોકમાં માનવિપ્રલંભશૃંગાર, ઔષધિકથન તથા અંતર્લાપિકાની યુક્તિ કરી છે.

તેવી જ રીતે ગુજરાતી ભાષાંતરમાં **રેણુ** એટલે ધાસીઓ પિત્તપાપડો, **વારી** એટલે કવાથ અને **માયુ–તાવે** એટલે પિત્તજ્વરમાં અર્થાત્ પિત્તજ્વર ઉપર ધાસીયા પિત્તપાપડાનો કવાથ આપવો એવી મતલબ છે.

## એ જ ઔષધનું બીજે પ્રકારે કથન.

**[1]आरोग्यलक्ष्मीरुपयाति पित्तज्वरातुरं रेणुकषायभाजम् ।**
**मां त्वं यथा रत्नकले ! स्मरार्ता कृतप्रकोपप्रशमा सर्व्वाभिः ॥२५॥**

પિત્તજ્વરે સલિલ રેણુતણૂં ભજાશે,
આરોગ્ય લક્ષ્મિ ઝટ તેનિ સમીપ જાશે;

---

૧. આ શ્લોક કેટલીક પ્રતોમાં નથી.

છોડાવતાં સખિવડે જ્યમ રીશ તારી,
તું આવતી મદન પીડિત ! પાસ મા'રી.   ૨૫

હે રત્નકળા ! તારી સખીઓની મારફત જ્યારે હું તારી રીસ તજાવું છું ત્યારે કામથી પીડિત થયેલી તું જેમ મારી પાસે આવે છે; તે જ પ્રમાણે ( ખડસળિયા ) પિત્તપાપડાના ક્વાથનું સેવન કરનાર પિત્તજ્વરથી પીડિત થયેલા માણસ પાસે આરોગ્યલક્ષ્મી (તંદુરસ્તીરૂપી દોલત અથવા નીરોગીપણા સંબંધી શોભા) આવે છે.

આ શ્લોકમાં પણ સંભોગશૃંગારના વર્ણનરૂપ ઉપમાનથી પિત્તજવરવાળા રોગીને ખડસળિયા પિત્તપાપડાનો ક્વાથ આપવાનું કહેલું છે.

## ઉપદ્રવયુક્ત પિત્તજવરનો ક્વાથ.

**द्राक्षापर्प्पटराजवृक्षकटुकामुस्ताभयानां जलं**
**मूर्छाशोषनिदाघतृट्प्रलपनभ्रान्त्याढ्यपित्तज्वरे ।**
**दु:स्पर्शप्रमदाकिरातकटुकासिंहास्यरेणूद्भवः**
**क्वाथः शर्करयान्वितो हरति तृड्दाहास्रपित्तज्वरान् ॥२६॥**

ગર્માળો, કડુ, મોથ, દ્રાક્ષ, હરડે ને રેણુના ક્વાથથી,
મૂર્છા, શોષ, તૃષા, તનખ્ખ, લવરી, ભ્રાંતી જશે વેગથી;
ક્યાતું, કડુ, વીખ, અર્ડુસિ, ધમાસો, રેણુના ક્વાથને,
પીતાં સાકરશું તજે તરશને પિત્તજ્વરો દાહને.   ૨૬

દ્રાક્ષ, ખડસળિયો પિત્તપાપડો, ગરમાળો, કડુ, મોથ અને હરડેનો ક્વાથ, મૂર્છા, શોષ, દાહ, તરસ, લવરી, અને ભ્રાંતિયુક્ત પિત્તજ્વરમાં પીવાને આપવો. તેમ જ ધમાસો, અતિવિખની કળી, કરિયાતુ, કડુ, અરડુસી, પિત્તપાપડો, એ ઔષધોનો ક્વાથ સાકર સહિત રોગીને પાવાથી તરસ, દાહ અને રક્તપિત્ત ( નાક, મુખ

વિગેરે દ્વારથી લોહી પડવાના ઉપદ્રવને રક્તપિત્ત કહે છે) સહિત પિત્તજ્વરનો નાશ કરે છે.

દ્રાક્ષ કાળી લેવી; ગરમાળાની સીંગના કકડા કરીને અથવા તેને ભાગી નાખીને કવાથમાં નાખવી; કડુ વાહાણવટી લેવું; હરડે મોટી લેવી; અતિવિખની કળી લેતાં સાવચેતી રાખવી કે તેને બદલે વછનાગ ન આવે. 'प्रमदा' શબ્દનો અર્થ કેટલાક વૈદો 'કાંગ' કહે છે પણ તે અર્થ આ જગોએ ન કરવો એમ વૃદ્ધ વૈદ્યોનું કહેવું છે. અરડુસીની છાલ અથવા પાનાં લેવાં. આ શ્લોકમાં પિત્તજ્વરનાં બે ઔષધ બતાવ્યાં છે. એક દ્રાક્ષાદિ કવાથ અને બીજો ધમાસાદિ કવાથ. કવાથ કરવાનો તથા પીવાની માત્રાનો વિધિ પાછળ કહેલો છે. ધમાસાદિ કવાથમાં સાકર નાંખીને તે પીવાનો કહેલો છે માટે કવાથમાં સાકર નાંખવાનો નિયમ બતાવીએ છીએ: વાયુના રોગના કવાથમાં સાકર નાંખવી હોય તો કવાથથી ચોથે ભાગે નાખવી, પિત્તના રોગના કવાથમાં આઠમે ભાગે અને કફના રોગના કવાથમાં સોળમે ભાગે નાખવી. અહીં પિત્તજ્વરનો કવાથ છે માટે આઠ તોલા કવાથમાં ( આઠમે ભાગે ) એક તોલો સાકર નાંખીને તે કવાથ પીવો.

## પિત્તજ્વરનો બીજો કવાથ.

**अहो किमर्थं बहवः कषायाः पराशराद्यैर्मुनिभिः प्रदिष्टाः ।**
**छिन्नाभयापर्प्पटतोयपानात् पित्तज्वरः किं न सरीसरीति? ॥२७॥**

અરે બતાવ્યા બહુ કવાથ શાને, પારાશરાદિ અસલી મુનીએ;
હર્ડે, ગળો, રેણુ કવાથ પીતાં, જશે ન પિત્તજ્વરની શું ચિન્તા? ૨૭

અમને આશ્ચર્ય લાગે છે કે પરાશર વગેરે વૈદ્યાચાર્યોએ ઘણાક કવાથ શું કરવા બતાવ્યા છે ? હરડે, ગળો અને ખડસલિયા

પિત્તપાપડાનો ક્વાથ પીવાથી પિત્તજ્વર શું નથી ભાગી જતો ? અર્થાત્ ભાગી જ જાય છે. પિત્તજ્વરવાળાએ ગળો, હરડે, અને ખડસલિયા પિત્તપાપડાનો ક્વાથ પીવો એ તાત્પર્ય છે. અહીં અને બીજે ઠેકાણે પણ જ્યાં ગળો લેવાની કહિ હોય ત્યાં થોર ખરસાંડી વગેરે ઝાડ ઉપર પથરાયલી ગળો ન લેતાં લીંબડો, આંબલી, વગેરે ઉપરની લેવી. લીંબડા ઉપરની ગળો સારી ગણાય છે.

## દાહજ્વર ઉપર 'ષડંગ' ક્વાથ.

**जलजलजलवाहरेणुविश्वौषधशिशिरैः सहितं षडङ्गमेतत् ।**
**सपदि सुखकरं सदा सदाहज्वरतृषि योज्यमिदं नवज्वरेऽपि ॥२८॥**[1]

શશિમુખિ, શુંઠ, મોથ, જુગ્મવાળો,
વળિ પિતપર્પટ રક્ત ચન્દનાળો;
જયમ હિમજળ તર્ષને હણે છે,
ત્યમ સહુ તાવ ક્વાથ આ હરે છે.    ૨૮

---

૧. એ જ શ્લોકનું બીજે પ્રકારે કથન.

**जलजलजलवाहरेणुविश्वौषधशिशिरैः सहितं षडङ्गमेतत् ।**
**शृतहिममिवगाङ्गाम्बुतृष्णाज्वरशमनं खलु पीतमाशु कुर्यात् ॥**

કાળો વાળો, વીરણવાળો, મોથ, ખડસલિયો પિત્તપાપડો, સુંઠ, રતાંજળી, એ સર્વે મળીને જે ષડંગ થાય છે તેને ઉકાળીને ઠંડુ પાડી પીધું હોય તો તે ગંગાજળની પેઠે તરસ યુક્ત જ્વરને નિશ્ચય તત્કાળ શમાવે છે.

## એ જ ઓષધનું ત્રીજે પ્રકારે કથન.

**पयः शुण्ठी पयः शीतं पयो रेणु पयोमुचं ।**
**षडङ्गं शृतशीतं स्यात्सद्यस्तृष्णा विनाशनम् ॥**

સુંઠ, ધોળો વાળો, રતાંજળી, કાળો વાળો, ખડસલિયો પિત્તપાપડો, મોથ, એ ષડંગને ઉકાળીને તેનું ઠંડું પાડેલું પાણી (પીવાથી) તત્કાળ તરસનો વિનાશ કરે છે.

કાળોવાળો, ધોળો વાળો (વીરણવાળો), મોથ, ખડસળિયો પિત્તપાપડો, સુંઠ, રતાંજળી, એ સઘળું સમાન ભાગે લેઇને તેનો ક્વાથ કરવો. એ ક્વાથને 'ષડંગ' ક્વાથ કહે છે. એ ષડંગ ક્વાથ તત્કાળ સુખ કરનારો છે માટે એને તરસ સહિત દાહજ્વરમાં તેમ નવા આવેલા તાવમાં પણ યોજવો—રોગીને પાવો.

દાહજ્વરની તૃષામાં એ વિશેષે કરીને પીવા જેવો છે. વાળો વગેરે છ ઔષધ એમાં છે માટે એને છ અંગવાળો 'ષડંગ' ક્વાથ કહે છે. ચાર તોલા ઔષધનો ક્વાથની વિધિ પ્રમાણે ક્વાથ કરીને તેને ઠંડો પાડીને રોગીને પીવા આપવો. કેટલાક વૈદ્યો એમ પણ કહે છે કે, ચાર તોલા ઔષધ લેઇને તેને ૨૫૬ તોલા પાણીમાં ઉકાળીને તેમાંથી અર્ધું પાણી રહે ત્યારે તેને ઠંડું પાડી દાહજ્વર-વાળાને જ્યારે જ્યારે તરસ લાગે ત્યારે પીવા આપવું.

## પિત્તકફજ્વર ઉપર ક્વાથ.

**लोहितचन्दनपद्मकधान्यच्छिन्नरुहापिचुमन्दकषायः ।**
**पित्तकफज्वरदाहपिपासावान्तिविनाशहुताशकरः स्यात् ॥२९॥**

નિમ્બ, રતાંજળિ, પદ્મક, ધાણા, છિન્નરુહા જલ પાનથિ શાણા;
પિત્તકફજ્વર દાહ શમાશે, વાંતિ જશે જઠરાગ્નિ પ્રકાશે. ૨૯

રતાંજળી, પદ્મકાષ્ટ, ધાણા, ગળો, લીંબડાની અંતરછાલ, એ ઔષધો સમાન ભાગે લેઇને તેનો ક્વાથ કર્યો હોય તો તે પિત્તકફજ્વર, દાહ, તરસ, ઉલટી, એ સહુનો નાશ કરે છે તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે.

**પિત્તકફજ્વરનું લક્ષણ**—ટાઢ વાય, દાહ, ઘેન, મૂર્છા, ખાંસી, અને અન્ન ઉપર અરૂચિ થાય, તરસ ઘણી લાગે, મોઢું

ચીકણું અને કડવું થઇ જાય, એ વગેરે લક્ષણોથી જાણવું કે, એ તાવ પિત્ત તથા કફ બે દોષ એકઠા મળવાથી થયો છે.

## દાહજ્વર ઉપર લેપ.

**सहस्रधौतेन घृतेन [1]दिग्धदेहस्य दाहः कृशतां बिभर्ति ।**
**अन्याङ्गनासङ्गमसादरस्य स्वीयेषु दारेषु यथाभिलाषः ॥३०॥**

હજારવેળા જળથી ઘિ ધોશો, ચોળી શરીરે જ્વરદાહ ખોશો;
પરસ્ત્રિશું લમ્પટકેરિ જેમ, ઘટે સ્વનારીપ્રતિ પ્રીતિ તેમ. ૩૦

જેમ પરસ્ત્રીનો સંગમ કરવામાં પ્રીતિવાળા પુરૂષની ઇચ્છા પોતાની સ્ત્રી ઉપરથી કમી થઇ જાય છે તેમ, હજારવાર ધોએલું ઘી જેના શરીરને ચોળ્યું હોય તેનો દાહ પણ કમી થઈ જાય છે.

## બીજો ઉપાય.

**तृड्दाहमोहाः प्रशमं प्रयान्ति निम्बप्रवालोत्थितफेनलेपात् ।**
**यथा नराणां धनिनां धनानि समागमाद्वारविलासिनीनाम् ॥३१॥**

દાહ, તૃષા, મોહ, શમે સમૂળો, જો નિમ્બપત્રોતણું ફીણ ચોળો,
વારાંગના સંગતિથીજ જેમ, નાસે ધનીનું ધન વ્હાલિ! તેમ. ૩૧

જેમ વારાંગનાઓના સમાગમથી ધનવાન્ પુરૂષોનાં ધન નાશ પામે છે તેમ, લીંબડાની કુંપળોને પાણીમાં વલોવીને તેનું ફીણ શરીરે ચોળવાથી તરસ, દાહ અને મોહ, એ પિત્તજ્વરના ઉપદ્રવો શમી જાય છે–નાશ પામે છે.

## પિત્તજ્વર ઉપર ક્વાથ.

**[2]द्राक्षारग्वधयोः क्वाथः पीतः पित्तज्वरापहः ।**
**पर्पटाब्दामृतातिक्तायुक्तश्चेत्कि सुधा ततः ॥३२॥**

---

૧. 'दिग्धदेहस्य दाहः' ને બદલે 'कर्तुरभ्यङ्गमोषः' એવો પણ પાઠ છે. અર્થ એકજ છે. ૨. આ શ્લોક કેટલીક પ્રતોમાં નથી.

દ્રાક્ષ ને ગરમાળાનો, કાઢો પિત્તજ્વરો હરે;
ગળો, પર્પટ, કડુ, મોથા ભેળે, અમૃત શું કરે? ૩૨

દ્રાક્ષ અને ગરમાળાનો ક્વાથ પીધો હોય તો તે પિત્તજ્વરને દૂર કરનારો છે; પછી તે ક્વાથ જો પિત્તપાપડો, મોથ, ગળો અને કડુ, એ ઔષધોથી યુક્ત હોય તો પછી અમૃત પણ શો ગુણ કરનારૂં હતું ? અર્થાત્ દ્રાક્ષ, ગરમાળો, ખડસળિયો પિત્તપાપડો, મોથ, ગળો અને કડુ એ સર્વનો ક્વાથ પિત્તજ્વરવાળાને અમૃત જેવો ગુણ આપે છે.

## પિત્તજ્વર જીતવાનો ઉપાય.

**अमलैः कमलैरथानिलैरलसैः पुष्परजः समन्वितैः ।**
**जलकेलिकथाकुतूहलैरपि पित्तज्वरजा रुजो जयेत् ॥३३॥**

શુભ પંકજ પેખવાથકી, વળિ સુગન્ધિત મન્દ વાયુથી;
જલકેલિ, કથા, કુતૂહલે, નહિ પિત્તજ્વર વ્યાધિયો જિતે. ૩૩

નિર્મળ કમળોનો સ્પર્શ કરવાથી કે તેને ખીલેલાં જોવાથી પુષ્પના પરાગસહિત (સુગંધી) મંદ વાયુના સ્પર્શથી, જળક્રીડા કરવાથી અથવા ફુવારા વગેરે જળની રમતો જોવાથી, મનોરંજક કથાઓ સાંભળવાથી, કૌતુક જોવાથી કે, સાંભળવાથી,—એ સઘળાં વડે પણ પિત્તજ્વરના ઉપદ્રવોને જીતી શકાય છે—મટાડી શકાય છે.

## દાહનો ઉપાય.

**श्रीखण्डमण्डितकलेवरवल्लरीणां**
**मुक्ताफलाकुल[1]विशालकुचस्थलीनाम् ।**
**वैदग्ध्यमुग्धवचसां सुविलासिनीना—**
**मालिङ्गनं सकलदाहमपाकरोति ॥३४॥**

---

૧. કોઈ પ્રતમાં 'विलोल' (ચપળ) છે.

છે ચર્ચિયાં શરિર ચંદનથી જ જેનાં,
　　મોતીભર્યાં ચપળ છે સ્તનયુગ્મ જેનાં;
ચાતુર્ય મોહભરિ વાણિ વદંતિ બાળા,
　　આલિંગતાં દૂર થશે સહુ તાપજ્વાળા.　　૩૪

ચંદનવડે જેમની શરીરરૂપી વેલી અલંકૃત છે તથા મોતીના હારવડે જેની વિશાળ કુચસ્થલી (છાતી) ભરેલી છે, તેમ જ બોલવાની ચતુરાઇવડે જેનાં વચન મોહ ઉપજાવે એવાં છે, એવી સુંદર તરૂણીઓનાં આલિંગન સઘળા દાહને દૂર કરે છે.

## દાહનો બીજો ઉપાય.

**शय्या पल्लवपद्मपत्ररचिता वासो वयस्यैः समं**
**[1]कान्तारे कुसुमस्फुरत्तरुवरे वीणान्वितं गायनम् ।**
**आलापाश्च शुकालिकोकिलकृताः कान्ताश्च कान्ताकथा**
**वाताश्चामलवालजव्यजनजा दाघं निराकुर्वते ॥३५॥**

શય્યા પલ્લવ પદ્મપત્રથિ રચી કે મિત્ર સાથે વસે,
　　કે ખીલ્યા તરુયુક્ત રમ્ય વનમાં વાપીજલો પેખતે;
મેના પોપટના મધૂર સુરથી કે વ્હાલિ વાતો થકી,
　　કે પંખા ખસનાતણો સમિર એ દાહો સમાવે નકી.　૩૫

કમળના કોમળ પત્રથી રચેલી શય્યા, સમાન વયના મિત્રોની સાથે નિવાસ, પુષ્પથી શોભાયમાન ઉત્તમ વૃક્ષોવાળા વનમાં વીણા લેઇને કરેલું ગાયન, તથા ત્યાં પોપટ, ભમરા અને કોયલના

---

૧. શ્લોકમાંના બીજા ચરણને ઠામે **“कान्तारे कुसुमस्फुरत्तरुवरे वापीजलालोकनम्”** એવો પણ પાઠ છે. તેનો અર્થ એમ થાય કે “પુષ્પથી શોભાયમાન ઉત્તમ વૃક્ષોવાળા વનમાં બાંધેલાં તળાવનાં જળને જોતા બેસવું.”

આલાપ, મનોહર સ્ત્રીઓ, સ્ત્રીઓ સંબંધી કથાઓ અથવા મનોહર કથાઓ, તથા નિર્મળ વીરણવાળાના વીંજણાથી નાખેલા વાયુ, એ સર્વ દાહને દૂર કરે છે.

## દાહ માટે લેપ.

**अयि नितम्बिनि! गायनलालसे! मधुरवाणिनि! कामदालसे!**
**[1]वपुषि दाहवतां विहितं हितं हिमहिमांशुजलैरनुलेपनम् ॥३६॥**

અયિ નિતંબિનિ ! ગાયનલાલસે ! મધુરભાષણિ ! કામમદાલસે !
સુખડ, કર્પુર, વિરણુ, લેપથી, શરિર દાહ શમાય જરુરથી. ૩૬

હે વખાણવા યોગ્ય નિતંબવાળી! હે ગાવામાં પ્રીતિવાળી ! હે મધુર વચન બોલનારી ! અને કામ સંબંધી મદવડે અતિ આળસ વાળી હે સ્ત્રી ! જે પુરૂષોને શરીરે દાહ થયો હોય તેમને શરીરે સુખડનું ચંદન, કપૂર અને વીરણવાળો, એ સર્વનું લેપન કરવું તે હિતકર છે.

લેપ કરવા માટે ત્રણે ઔષધીઓ સમાન લેવી તથા ઠંડા જળમાં ઘસીને તેનો શરીરે લેપ કરવો. લેપ કરતાં વધેલો ભાગ સુકાઇ ગયો હોય તો તેને પાણીમાં પલાળીને ફરીને ઉપયોગમાં લેવો નહિ.

## દાહવાળાને સૂવાની જગા.

**शुभ्राभ्रविभ्रमधरे शशाङ्ककरसुन्दरे ।**
**चन्दनैश्चर्चिते हर्म्ये स्वापस्तापमपोहति ॥३७॥**

---

૧ આ શ્લોકના ત્રીજા ચરણને ઠેકાણે ' **हरति दाहमघर्मकराननने!** ' હે ચંદ્રમુખિ ! ( ચંદન, કપૂર અને વાળાનું લેપન ) દાહને હરે છે એવો પણ પાઠ છે.

**શુભ્ર અભ્ર સમ શોભતી, ચન્દ્રકિરણથી ચારૂ;**
**ચન્દન લીંપિ અગાશમાં, શયન તાપ હરનારૂં.　　૩૭.**

ધોળાં વાદળાંના જેવી શોભાને ધારણ કરનારાં અથવા જેને જોઇને ધોળાં વાદળાંનો ભ્રમ થાય એવા ચંદ્રના કિરણો સમાન સુંદર અથવા ચંદ્રકિરણવડે શોભાયમાન તથા ચંદનથી ચર્ચિત અર્થાત્ સુવાસિત હવેલીમાં સુઈ રહેવાથી દાહ દૂર થાય છે.

## અંતર્દાહ ઉપર હિમ.

**यदि पर्युषितं धान्यसलिलं सितया सह ।**
**प्रभातसमये पीतमन्तर्दाहं विनाशयेत् ॥३८॥**

પલાળિ ધાણા પાણિમાં, ધરો અગાસા માંહિ;
પિતાં પ્રભાતે સાકરે, જાશે અન્તર્દાહ.　　૩૮

જો રાત્રે પાણીમાં ધાણાને પલાળી રાખીને તે પાણી સવારમાં સાકર સાથે પીવામાં આવે તો અંતર્દાહ ( છાતીમાં અગન બળતી હોય તે ) મટાડે છે.

આ પાણી તે ધાણાનો હિમ કહેવાય છે. ચાર તોલા ઔષધ લાવીને તેને સારી પેઠે કચરીને ચોવીસ તોલા પાણીમાં રાત્રે માટીના વાસણમાં ( ખુલ્લી જગામાં તેમાં કાંઈ જીવજંતુ ન પડે તેવી રીતે કપડાથી મોઢું ઢાંકી ) પલાળી મૂકવી. સવારે ગાળી લેઈ તેમાંથી આઠ તોલા પીવી. એ જ રીતે ધાણા પણ આશરે દોઢ તોલો લેઇને તેને છગણા પાણીમાં પલાળી તેમાં, ક્વાથવિધિમાં કહ્યા પ્રમાણે ( વાતરોગ હોય તો ચોથે ભાગે–બે તોલા, પિત્તરોગ હોય તો આઠમે ભાગે–એક તોલો અને કફરોગ હોય તો સોળમે ભાગે ૦ાા તોલો ) સાકર નાખીને પીવું.

## કામપિત્તજ્વરમાં કરવાનો ઉપાય.

**पित्तज्वरे किं रसफाण्टलेपैः किं वा कषायैरमृतेन किं वा।**
**पेयं प्रियाया मुखमेकमेव लोलिम्बराजेन सदानुभूतम् ॥३९॥**

પિત્તજ્વરે શા રસ લેપ ફાંટ, કાઢો અને અમૃતનું શું કામ ?
પીવું પ્રિયાનું મુખપાન એક, લોલિંબરાજે જ સદા પ્રમાણ્યું. ૩૯

પિત્તજ્વરમાં રસ, ફાંટ, લેપ, કવાથ અને અમૃતનો પણ શો ઉપયોગ છે ? ( ત્યારે શું કરવું તો ), લોલિંબરાજે જેનો સદા અનુભવ કરેલો છે એવું પ્રિયાના મુખનું જ માત્ર પાન કરવું. અર્થાત્ ચુંબનાદિ વિલાસ કરવા.

આ ઉપાય કામથી ઉત્પન્ન થયેલા પિત્તજ્વરનો છે; બીજા હેતુથી થયેલા પિત્તજ્વરમાં આ ઉપાય કામનો નથી.

## એ જ ઉપાયનું બીજે પ્રકારે કથન.

**प्राणप्रेयसि! मा पिबन्तु पुरुषाः पित्तज्वरव्याकुला**
**नानावल्लिजलं विलम्बितफलं पाने विषादप्रदम् ।**
**तत्तैः किं क्रियतां चिकित्सकपते! मुग्धे! सुखं सेव्यतां**
**सद्यस्तापहरः सुधाधिकतरः कांताधरः केवलम् ॥४०॥**

પ્રાણપ્યારિ પિયો ન રોગિ પુરુષો પિત્તજ્વરે જે તપ્યા,
વેલાના રસ જે વિલમ્બથિ ફળે, આપે પિતાં જે વ્યથા;
ત્યારે વૈદ્યશિરોમણિ ! શું કરવું ? વ્હાલી સુખે સેવજો,
કાન્તાનો અતિમિષ્ટ જે અધર તે, છે નિત્ય મેં જે ભજ્યો. ૪૦

પ્રાણ સમાન વહાલી હે સ્ત્રી ! જે પુરુષો પિત્તજ્વરથી પીડાયેલા હોય તેમણે ભાતભાતની વેલીઓ (અર્થાત્ વનસ્પતિઓ) ના કવાથ, જે ઘણી મુદતે ફાયદો આપે છે તથા પીતાં ઘણું કષ્ટ આપે છે, તે પીવા નહિ. (સ્ત્રી કહે છે કે) હે વૈદ્યનાથ ! ત્યારે

તેમણે શું કરવું? (પતિ કહે છે કે) હે મુગ્ધે! તાપને તરત જ મટાડનારો અને અમૃત કરતાં પણ અધિક સ્વાદવાળો સ્ત્રીનો અધર (નીચલો ઓઠ) માત્ર તેમણે સુખેથી સેવવો.

## કામજ્વરનો ઉપાય.

[1]कान्ताकटाक्षदग्धानां वद वैद्य! किमौषधम् ।
दृढमालिङ्गनं पथ्यं क्वाथश्चाधरचुम्बनम् ॥४१॥

કાંતા કટાક્ષથી બળ્યો, ઔષધ શું વદ વૈદ્ય
દૃઢ આલિંગન પથ્ય ને અધરનું ચુંબન ક્વાથ.　　૪૧

હે વૈદ્ય! જે પુરુષો સુંદર સ્ત્રીઓના કટાક્ષવડે દગ્ધ થયા હોય, અર્થાત્ જેમને કામજ્વર સંબંધી દાહ થયો હોય તેમણે શું ઔષધ કરવું તે કહો? (વૈદ્ય ઉત્તર આપે છે કે) સ્ત્રીને દૃઢ આલિંગન કરવું એ પથ્ય અને તેના અધરોષ્ઠનું ચુંબન એ ક્વાથ જાણવો. મતલબ કે, જ્વરનો હેતુ દૂર કરવો એ એનો ઉપાય છે.

## કામજ્વરનો બીજો ઉપાય.

अतनुज्वरपीडितासि बाले! तव सौख्याय मतो ममोपवासः !
रसमर्पय वैद्यनाथ! नाहं भवदावेदितलङ्घने समर्था ॥४२॥

પિડાઇ કામજ્વરથી તું બાલા, થશે સુખી જો વસું પાસ તા'રા;
આનંદ આપો વસિ વૈદ્યનાથ, આજ્ઞાનું ઉલ્લંઘન ના કરાય.　　૪૨

### બીજો અર્થ.

પિડાઈ ભારે જ્વરથી તું બાલે, સુખી તું થાયે ઉપવાસ પાળે;
તો વૈદ્યનાથ રસ કોઇ આપો, ભૂખ્યાં ન મા'રાથી રહી શકાય.

---

૧. આ શ્લોક કેટલીક પ્રતોમાં છે માટે લીધો છે; સંસ્કૃત ટીકાકારે તે ટીકામાં ઉદાહરણ તરીકે આપ્યો છે.

હે સ્ત્રી ! તું કામજ્વરથી પીડાયલી છે માટે હું જો તારા સમીપમાં વસું તો તેથી તને સુખ થશે એમ મારૂં ધારવું છે. સ્ત્રી–ત્યારે તો હે વૈદ્યનાથ ! આપના સમાગમનો આનંદ આપો, કેમકે, આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાને હું સમર્થ નથી.

બીજો અર્થ—હે સ્ત્રી ! તું ભારે તાવથી પીડાયલી છે, માટે તું ઉપવાસ કરે તો તને સુખ થાય એમ મારૂં ધારવું છે. સ્ત્રી–હે વૈદ્યનાથ ! 'વિશ્વતાપહરણ' વગેરે કોઇ રસ આપો. કેમકે, આપે જે ઉપવાસ કરવાની મને આજ્ઞા કરી તે કરવાને હું અશક્ત છું.

## વાતપિત્તજ્વર ઉપર ક્વાથ.

**पञ्चमूल्यमृतामुस्ताविश्वाभूनिम्बसाधितः ।**
**कषायः शमयत्याशु वायुमायुभवं ज्वरम् ॥४३॥**

લઘૂપંચમુલ, શુંઠિકા, ગળો, મોથ કરિયાત;
કાઢો એ પીધા થકી, વાતપિત્તજ્વર જાય. ૪૩

પંચમૂલ, ગળો, મોથ, સુંઠ, કરિયાતું, એ ઔષધોથી તૈયાર કરેલો ક્વાથ વાતપિત્તજ્વરને તત્કાળ શમાવે છે.

[1]શાલિપર્ણી ( જેને સમેરવો કહે છે ), [2]પૃષ્ટિપર્ણી ( જેને નાનો સમેરવો કહે છે. ) રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂં, એ પાંચના મૂળનું 'પંચમૂળ' એવું નામ છે. માટે જ્યાં જ્યાં 'પંચમૂળ' કહેવામાં આવે ત્યાં ત્યાં એ પાંચ લેવાં. ક્વાથમાં કહેલી નવે વનસ્પતિઓ સમાન લેઈને તેમાંથી ચાર તોલાનો ક્વાથ સોળગણા પાણીમાં કરી અષ્ટમાંશ શેષ રાખી પીવું.

## કફજ્વરમાં અવલેહ.

**शृङ्गीकणाकट्फलपौष्कराणां क्षौद्रान्वितानां विहितोऽवलेहः ।**
**श्वासेन कासेन युतं वकास ज्वरं जयेदत्र न कापि शङ्का ॥४४॥**

---

૧. જંગલી ગંગરનાં મૂળ અને (૨) કાસનામૂળ, એમ કેટલાક વૈદ્યોનું કહેવું છે.

લ્યો કાકડાશિંગ, અનીલમાર, પીંપેર ને કટફળ એહ ચાર;
કફજ્વરો જે સહુખાંસિ શ્વાસ, જરૂર જાશે ન થવું નિરાશ. ૪૪

કાકડાસીંગ, પીંપર, કાયફળ, પુષ્કરમૂળ, એ ચાર ઔષધીઓનું બારીક ચૂર્ણ કરીને તેમાં મધ નાખીને તેનું ચાટણ કર્યું હોય તો તે શ્વાસ અને ખાંસી યુક્ત કફજ્વરનો નાશ કરે છે; એમાં કાંઇ પણ સંશય રાખવો નહિ.

શ્લોકમાં કહેલાં ઔષધો સમાન ભાગે લેઇને તેના વસ્ત્રગાળ કરેલા એક તોલા ચૂર્ણમાં બે તોલા મધ મેળવીને સવારમાં ચાટી જવું. એ રીતે કફજ્વર મટતા સુધી નિત્ય ચાટવું.

## તાવ અને શ્વાસવાળાને રુચિકર ઉપાય.

**भार्ङ्गीगुडूचीघनदारुसिंही शुण्ठीकणापुष्करजः कषायः ।**
**ज्वरं निहन्ति श्वसनं क्षिणोति क्षुधां करोति प्ररुचिं तनोति ॥४५॥**

શુંઠી, ગળો, પીંપર, મોથ, દાર, ભારંગ, એરંડજડોજ ધાર;
હૈ રિંગણીને કરિ ક્વાથ પાયે, જાયે જ્વર શ્વાસ ક્ષુધા પ્રકાશે. ૪૫

ભારંગ, ગળો, મોથ, દેવદાર, રીંગણી, શુંઠ, પીપર, અને પુષ્કરમૂળ, એ ઔષધો સમાન ભાગે લેઇ ચાર તોલા ઔષધનો ક્વાથ ચોસઠ તોલા પાણીમાં કરી આઠ તોલા રહે ત્યારે ગાળી લેઈ પીવો. એ ક્વાથ તાવનો નાશ કરે છે, શ્વાસનો ક્ષય કરે છે, ભૂખ ઉત્પન્ન કરે છે અને રુચી વધારે છે.

## મોંની કડવાસ કાઢનાર ઉપાય.

**मम द्वयं विस्मयमातनोति तिक्ताकषायो मुखतिक्तताघ्नः ।**
**निर्पीडितोरोजसरोजकोशा योषा प्रमोदं प्रचुरं प्रयाति ॥४६॥**

**દે છે મને વિસ્મય વાત આ બે, કાઢો કટૂનો કટુતા પળાવે;**
**પીડૂં પ્રિયાનાં સ્તન જેમ જેમ, પામે કૃશાંગિ મુદ તેમ તેમ. ૪૬**

બે વાતો મને આશ્ચર્ય પમાડે છે; એક તો એ કે, કડુનો ક્વાથ પીવાથી મોઢાની કડવાસનો નાશ થાય છે ( એટલે મુખનો કડવાસ મટાડવાને મુખને કડવું કરવું ) તે, તથા બીજું,—સ્તન રૂપી કમળના દોડાનું પીડન કરવાથી સ્ત્રી વધારે આનંદ પામે છે ( કોઈ પણ અંગનું પીડન કરવાથી દુઃખ થવું જોઈએ તેને બદલે અહીં સ્ત્રીને સુખ થાય છે ) તે.

પિત્તજ્વરવાળાનું મુખ કડવું થઇ જાય છે, માટે બે તોલા કડુનો ક્વાથ કરીને તે ક્વાથ બે તોલા પીવો.

## વાતકફમાં કટફલાદિ ક્વાથ.

**क्वाथ : कट्फलकट्तृणाब्दधनिकाशृङ्गयुग्रगन्धाभया–**
**भार्ङ्गीपर्प्पटविश्वदेवतरुजो बाल्हीकमध्वन्वितः ।**
**कासश्वासमुखामयज्वरचलश्लेष्मप्रकोपं हरेत्**
**तद्वत्कोमलकण्ठि! कण्ठजनितां पीडां च जेजीयते ॥४७॥**

ધાણા, રોહિસ, મોથ, કાયફળ, હરડે, શુંઠ, રેણું અને
ભારંગી, વજ, કાકડાશિંગ તથા દારૂતણો ક્વાથ જે;
પીતાં હિંગ મધુ વિમિશ્ર હરશે ખાંસી જ્વર શ્વાસને,
વ્યાધી જે મુખની, પ્રકોપ કફ, વાકેરો, ગળા પીડને. ૪૭

કાયફળ, રોહિસ ઘાસ, મોથ, ધાણા, કાકડાસીંગ, ઘોડાવજ, હરડે, ભારંગ, પિત્તપાપડો, શુંઠ, દેવદાર, એ અગિયાર ઔષધો સમાન ભાગે લેઇ કચરીને તેમાંથી ચાર તોલાનો ક્વાથ કરી આઠ તોલા ક્વાથમાં ચાર માસા ફુલાવેલી હિંગનું ચૂર્ણ તથા આશરે બે તોલા મધ નાખીને પીવો. હે કોમળ કંઠવાળી સ્ત્રી ! એ ક્વાથ ખાંસી, શ્વાસ, મુખના રોગ, તાવ, વાયુ અને કફનો પ્રકોપ હરે છે, તેમ જ કંઠમાં થયેલી પીડાનો પણ નાશ કરે છે.

ક્વાથમાં મધ નાખવાની જરૂર પડે તો, વાયુના પ્રકોપમાં ક્વાથની માત્રા કરતાં સોળમે ભાગે, પિત્તમાં આઠમે ભાગે, અને કફમાં ચોથે ભાગે નાખવું. અહીં કફનો પ્રકોપ માનીને બે તોલા મધ નાખવાનું કહ્યું છે. પણ કદાચ વાયુનું પ્રબળ અધિક માલમ પડે તો સોળમે ભાગે એટલે ાા તોલો મધ નાખવું. કેમકે દ્વિદોષ કે ત્રિદોષમાં પણ જે દોષ વધારે બળવાન્ હોય તે ઉપર આધાર રાખીને ચિકિત્સા કરવાની હોય છે. હિંગ વગેરે નાખવાનો નિયમ પણ અહીં બતાવીએ છીએ. જીરૂં, ગુગળ, જવખાર, સિંધવ, શિલાજિત, હિંગ, ત્રિકટુ ( સુંઠ, પીપર, મરી ), એમાંના કોઈ પદાર્થનું ચૂર્ણ ક્વાથમાં નાખવું હોય તો ચાર માસા નાખવું.

## અરુચિનો ઉપાય.

**गम्यते क्व गजगामिनि! त्वया मद्वचः शृणु कवीन्द्र! कथ्यताम्।**
**साज्यसैन्धवमरोचकापहं मातुलुङ्गफलकेसरं स्मृतम् ॥ ४८ ॥**

જાય છે તું ગજગામિનિ કહીં ? શુણ મારૂં કથનું; કહો કવી !
ચાટિ સિંધવ બિજોરુ ધી વિષે, રોગિ મુક્ત અરુચી થકી થશે. ૪૮

હાથીના જેવી ચાલવાળી હે સ્ત્રી ! તું કયાં જાય છે ? મારૂં વચન સાંભળ; સ્ત્રી—હે કવીંદ્ર ! કહો. કવિ—બીજોરાના ફળના ગર્ભમાં ઘી તથા સિંધવ નાખીને ખાવાથી અરૂચિનો નાશ થાય છે.

બીજોરાનો ગર્ભ બે તોલા લેવો તથા તેમાં આઠ માસા ઘી અને આઠ માસા અથવા રુચિકર લાગે તેટલો સિંધવ નાખવો.

## એ જ ઉપાયનું બીજે પ્રકારે કથન.

**अरुचिं हरति लुङ्गकेसरं सघृतं सैन्धवचूर्णचर्चितम् ।**
**रुचिमम्बुरुहस्य तन्वि! ते नयनं सज्जनरञ्जनं यथा ॥४९॥**

બિજપુરતણા જ ગર્ભને, ઘૃતને સિંધવ ચૂર્ણ સાથ જે,
ભજશે, તજશે અરુચિને, મુનિ શાંતિ જ્યમ જોઈને તને. ૪૯

હે નાજુક સ્ત્રી ! સજ્જનને રંજન કરનારૂં તારૂં નેત્ર જેમ કમળની શોભાનો નાશ કરે છે ( તારા નેત્ર આગળ કમળની શોભા જેમ ક્ષીણુ થઇ જાય છે ) તેમ ઘી સહિત અને સિંધવનાં ચૂર્ણથી યુક્ત બીજોરાનો ગર્ભ પણુ અરુચિનો નાશ કરે છે.

## એ જ ઉપાયનું ત્રીજે પ્રકારે કથન.

[1]शमयति केसरमरुचिं सलवणघृतमाशु मातुलुङ्गस्य ।
दाडिमचर्वणमथवा चरको रुचिकरि सूचयामास ॥५०॥

ગર્ભ બિજોરા કેરો, સિંધવ શું ભક્ષતાં અરુચિ ટળે;
અથવા દાડમદાણા, ખાતાં ટાળશે કહ્યુ ચરક મુનિયે. ૫૦

ઘી અને સિંધવ સહિત બીજોરાનો ગર્ભ અરૂચિને તત્કાળ શમાવે છે. અથવા દાડિમના બીજ ખાવા એ પણુ રુચી ઉત્પન્ન કરનારાં છે, એમ ચરક મુનિયે કહેલું છે.

## બીજો ઉપાય.

[2]सुतनु! सैन्धववह्निजमिश्रितं सुमुखि! लुङ्गफलान्तरकेसरम् ।
चलकफारुचिशोषजडत्वहृत् प्रथितखञ्जनगञ्जनलोचने! ॥५१॥

સુતનુ! સૈંધવ ને મરિ મેળવે, સુમુખિ! લુંગફલાંતરગર્ભથી;
અરુચિ, વા, કફ, શોષ, જડત્વ લે, પ્રથિત ખંજન ગંજન લોચને! ૫૧

હે સુંદર શરીરવાળી સ્ત્રી ! હે સુંદર મુખવાળી ! હે વિશાળ તથા ખંજન પક્ષીને જીતે એવાં નેત્રવાળી સ્ત્રી ! સિંધવ અને મરીઆંના ચૂર્ણથી મિશ્રિત બીજોરાનો ગર્ભ વાયુ, કફ, અરૂચિ, શોષ, અને જડત્વ, એ વિકારોનું હરણુ કરનારો છે.

---

૧. આ શ્લોક કેટલીક પ્રતોમાં નથી.

૨. આ શ્લોક સંસ્કૃત ટીકાવાળી પ્રતમાં નથી.

બે તોલા બીજોરાના ગર્ભમાં સ્વાદીષ્ટ થવા પુરતાં મરી અ
સિંધવ નાખવાં, અથવા ત્રણે ઔષધો સમાન લેઈ બે તોલા ખાવું

## સન્નિપાતનો ઉપાય.

ग्रन्थीन्द्रजामरपुरकृमिशत्रुभार्ङ्गी—
भृङ्गत्रिकट्वनलकट्फलपौष्कराणाम् ।
रास्नाभयाबृहतिकाद्वयदीप्यभूत—
केशीकिरातकवचाचविकावृकोणाम् ॥५२॥
क्वाथो हन्यात्सन्निपातान् समस्तान्
बुद्धिभ्रंशस्वेदशैत्यप्रलापान् ।
शुलाध्मानं विद्राधिश्लेष्मवातान्
वातव्याधीन् सूतिकानां [1]च तद्वत् ॥५३॥

છ વાવડિંગ, પિપળીમુળ, દેવદાર,
ભારંગ, ઈંદ્રજવ, ગુગળ, શુંઠ, મ્હાડ;
એરંડ, ચિત્રક, મરી, અજમો, કિરાત,
નિર્ગુડિ, કાયફળ, પીંપરની સંગાત;
હર્યો ભાંગરો, રિંગણિ બે, વજ, હરડેછાલ,
રાસ્ના અને ચવક સૌ સમભાગ ઘાલ;
એ કવાથથી દુર થશે સહુ સન્નિપાત,
બુદ્ધિચળી, શિત, લવારિ, પ્રસેવ ગાત્ર.
જશે એથિ વળિ વાત કફ, વાત વ્યાધિ જે અન્ય;
શૂળ, વિદ્રધી, પેટચઢ, રોગ સુવાવડ જન્ય. ૫૨–૫૩

પીંપરીમૂળ, ઈંદ્રજવ, દેવદાર, ગુગળ, વાવડીંગ, ભારંગ
ભાંગરો, સુંઠ, પીપર, મરી, ચિત્રો, કાયફળ, પુષ્કરમૂળ, રાસ્ના
હરડે, રીંગણી, ભોંયરીંગણી ( ભોટીંગણી ), અજમોદ, નગોડ

---

૧. 'च तद्वत्' ને ઠેકાણે 'विशेषात्'—'વિશેષે કરીને' એવો પણ પાઠ છે.

કરિયાતુ, ખોરાસાની વજ, ચવક, પહાડમૂળ એ સર્વ ઔષધ સમાન લેઇને તેની ચાર ચાર તોલાની પડીકીઓ કરવી. એક પડીકીનો સોળગણા પાણીમાં કવાથ કરીને તે અષ્ટમાંશ રહે ત્યારે પીવો. એ કવાથ સઘળા પ્રકારના સન્નિપાતને, બુદ્ધિભ્રંશને, પરસેવાને, શીતને, લવારીને, શૂળને, પેટ ચઢતું હોય તેને, પેટમાં વિદ્રધિ નામે ગાંઠ થાય છે તેને, કફને, વાયુને, અને તે જ પ્રમાણે સૂવાવડીના વાયુ સંબંધી રોગોને પણ નાશ કરે છે.

પાછળ અભિન્યાસજ્વરનું લક્ષણ આપ્યું છે તે જ સન્નિપાત જાણવો. ત્રણેદોષ કોપવાથી સન્નિપાત ઉપડે છે, માટે ત્રણે દોષનાં લક્ષણોથી એ ઓળખવો. અભિન્યાસ એ છેલ્લો સન્નિપાત છે. વૈદ્યશાસ્ત્રમાં તેર પ્રકારના સન્નિપાત કહેલા છે. સંધિગ, અંતક, રુગ્દાહ, ચિત્તવિભ્રમ, શીતાંગ, તંદ્રિક, કંડકુબ્જ, કર્ણિક, ભગ્નનેત્ર, રક્તષ્ઠીવી, પ્રલાપક, જિહ્વક, અને અભિન્યાસ: એ સર્વનાં લક્ષણ અહીં કહેતાં વિસ્તાર થાય માટે નામ માત્ર આપ્યાં છે. શ્લોકમાં જે ઔષધો કહેલાં છે તેમાં ભાંગરો, ચિત્રો, રીંગણીઓ, વગેરે ઔષધીઓનાં મૂળ લેવાં. પુષ્કરમૂળને ઠેકાણે દીવેલાનું મૂળ લેવું. લીલાંમૂળ હોય તે બમણાં લેવાં.

## બીજો ઉપાય.

अर्कानन्ताकिरातामरतरुरसनासिन्दुवारोग्रगन्धा—
तर्कारीशिग्रुपञ्चोषणघुणदयितामार्कवानां कषायः ।
सद्यस्तीव्रान् त्रिदोषानपहरति धनुर्मारुतं दन्तबन्धं
शैत्यं गात्रेषु गाढं श्वसनकसनकं सूतिकावातरोगान् ॥५४॥

રાસ્ના, કર્યાતુ, શુંઠી, પિપર, વજ, મરી, આકડો, દેવદાર,
ચિત્રો, અર્ણિ, ધમાસો, અતિવિખ, પિપરીમૂળ, શિગ્રૂની છાલ,
નિર્ગુડી, ભૃંગ કાઢો હરણ ધનુરનો, તિવ્ર ત્રિદોષ, વાય,
ખૂલે દન્તો, વપૂનું શિત ઘણું, સુતિકા ખાંસિ ને શ્વાસ જાય. ૫૪

આકડાનું મૂળ, ધમાસો, કરિયાતુ, દેવદાર, રાસ્ના, નગોડ, વજ, અરણીનાં પાંદડાં, સરગવાની અંતરૂછાલ, પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, ઠ, અતિવિખની કળી અને ભાંગરો, એ ઔષધો સમાન વજને લેઇને તેમાંથી ચાર તોલાનો સોળગણા પાણીમાં કવાથ કરીને આઠ તોલા શેષ રહે ત્યારે પીવો. એ કવાથ તીવ્ર એવા ત્રિદોષને તત્કાળ ( થોડી મુદતમાં ) મટાડે છે. વળી તે ધનુર્વાયુને, જે રોગમાં દાંત બંધાઇ જાય છે તેને, શરીરે અત્યંત શીત આવતું હોય તેને, શ્વાસને અને ખાંસીને, તથા સૂત્રાવડીના વાયુ રોગ ( સૂત્રારોગ ) ને હરે છે–મટાડે છે. આ કવાથ ત્રિદોષમાં સારો ફાયદો કરે છે.

## ત્રીજો ઉપાય.

**तिक्तातिक्तकपर्पटामृतशठीरास्नाकणापौष्करं**
**त्रायन्तीबृहतीसुरौषधशिवादुस्पर्शभार्ङ्गीकृतः ।**
**क्काथो नाशयति त्रिदोषनिकरं स्वापं दिवा जागरं**
**नक्तं तृण्मुखशोषदाहकसनश्वासानशेषानपि ॥८८॥**

કયાંતુ, કડુ, શુંઠ, રેણુ, હરડે, એરંડ ને કાચલી,
દારૂ, પીંપર, ત્રાયમાણુ, રિંગણી, ભારંગ, રાસ્ના વળી;
ધમાસો, અમૃતા, ઉકાળિ ભજતાં જાશે ત્રિદોષજ્વરો,
ખાસિ, શ્વાસ, તૃષાય, શોષ મુખકેરો, દાહ, ઊજાગરો. ૫૫

કડુ, કરિયાતું, પિત્તપાપડો, ગળો, ષડકચૂરો, રાસ્ના, પીપર, પુષ્કરમૂળ, ત્રાયમાણુ, રીંગણી ( નું મૂળ ), દેવદાર, હરડે, ધમાસો, ભારંગ, એ ઔષધોથી કરેલો કવાથ ત્રિદોષના સમૂહનો નાશ કરે છે. વળી દિવસે નિદ્રા, રાત્રે ઉજાગરો, તૃષા, મુખશોષ, દાહ, ખાંસી અને સઘળા પ્રકારના શ્વાસ એ સર્વને પણ આ કવાથ મટાડે છે.

## સન્નિપાત અને મોતમાં તફાવત નથી.

**सन्निपातस्य कालस्य कश्चिद्भेदो न विद्यते ।**
**चिकित्सको जयेद्यस्तं तस्मात्कोऽस्ति प्रतापवान् ॥५६॥**

સન્નિપાત ને મૃત્યુમાં, નથી તફાવત કોય;
જીતે તેને વૈદ્ય જે, ખરો પ્રતાપિ હોય. ૫૬

સન્નિપાતમાં અને કાળ ( મોત ) માં કાંઇ તફાવત નથી; જે વૈદ્ય તેના ઉપર જય મેળવે છે—એ સન્નિપાતને મટાડે છે તેના કરતાં બીજો પ્રતાપી વૈદ્ય કોણ છે ?

## સન્નિપાત મટાડનારને જે ન અપાય તે ઓછું.

**सन्निपातोदधौमग्नानुद्धरेद्यः कृपाकरः ।**
**तस्मै किं किं न देयं स्याद्वदकोविदनन्दिनि ! ॥५७॥**

સન્નિપાતોદધિમાં ડુબ્યા, વૈદ્ય કૃપાકર તારે;
તેને શું શું ન દીજિયે, કહે તું કોવિદ બાળે ? ૫૭

જે દયાળુ વૈદ્ય, સન્નિપાતરૂપી સમુદ્રમાં ડુબેલા રોગીઓને બચાવે છે તેને શું શું ન આપવું જોઇએ ? હે પંડિતની પુત્રી ! તે તું મને કહે.

## સન્નિપાત મટાડે તે જ વૈદ્યરાજ.

**त्रिदोषाजगरग्रस्तान् मोचयेद्यः स वैद्यराट् ।**
**आत्माऽपि तस्य दातव्यः किं पुनः कनकादिकम्? ॥५८॥**

ત્રિદોષાજગરથી છોડવે, વૈદ્ય શિરોમણિ હોય;
આત્મા તેપર વારિયે, કનકાદિક ગજુ કોય ? ૫૮

ત્રિદોષરૂપી અજગરે ગળેલા મનુષ્યોને જે છોડાવે છે—રોગ રહિત કરે છે, તેને જ વૈદ્યરાજ જાણવો; તેવા વૈદ્યને અર્થે આત્મા પણ આપવો ઘટે છે તો પછી સોનું વગેરે આપવું એમાં તે શું આશ્ચર્ય છે?

## ત્રિદોષ સંબંધી કર્ણશોથનો ઉપાય.

**यः शोथः श्रुतिमूलजः स कठिनः शान्ते त्रिदोषज्वरे**
**रक्तं तत्र जलौकया परिहरेत्सर्पिः पिबेच्चातुरः।**
**रास्नानागरलुङ्गमूलहुतभुग्दार्व्यग्निमन्थैः समैर्**
**लेपः स्यादरविन्दवन्द्यवदने! शोथव्यथाध्वंसनः ॥८९॥**

સોજો કર્ણ મુળે ત્રિદોષ જ્વરની શાંતિ પછી થાય જે,
છે મુશ્કેલ તથાપિ થાય દુર તે જોખો લગાડે ખરે;
રક્તશ્રાવથિ ગ્લાનિ તો ઘૃત પિયો ને શુંઠ, રાસ્ના તથા,
અર્ણિ, દારૂનિશા, બિજોરુમુલ, ચિત્રા લેપ ટાળે વ્યથા. ૫૯

જ્યારે ત્રિદોષજ્વર શાંત થાય છે ત્યારે કાનના મૂળ આગળ જે અત્યંત કઠિન સોજો આવે છે તે ઉપર જળો લગાડીને તે વડે ત્યાંથી રક્ત ઓછું કરવું; અને રોગીએ ચાર તોલા ઘી પીવું. હે કમળ સમાન વખાણવા લાયક મુખવાળી સ્ત્રી! પછી રાસ્ના, સુંઠ, બિજોરાનું મૂળ, ચિત્રો, દારૂહળદર, અરણીનું મૂળ એ ઔષધો સમાન ભાગે ઘસીને તે વડે સોજા ઉપર લેપ કરવો.

સન્નિપાતજ્વર ઉત્પન્ન થતાં પહેલાં સોજો આવ્યો હોય તો તે અસાધ્ય છે, મધ્યમાં આવ્યો હોય તો કષ્ટસાધ્ય છે અને અંતે આવ્યો હોય તો સાધ્ય છે. રોગીએ ઘી પીવું એમ જે લખેલું છે તે દેશ, કાળ, વય, અવસ્થા, વગેરે જોઇને પીવું.

## જીર્ણજ્વરનો પ્રતીકાર.

शूलात्पार्श्वशिरःस्थितात्कसनतः श्वासाच्च जीर्णज्वरन्
मुक्तः स्यात्पुरुषः पयः परिपिबन् पञ्चाङ्घ्रिणा पाचितम् ।
एकाऽसौ गुडपिप्पली विजयते जीर्णज्वराजीर्णजित्
क्षुन्मान्द्यारुचिपाण्डुजन्तुकसनश्वासलाम् किमन्यौषधैः ? ॥६०॥

બીલી, શેવણ, અર્ણિ, પાડળ તથા ટેંટૂ ઉકાળો ભજે;
ખાંસી મસ્તક પાર્શ્વશૂળ, શમશે જીર્ણજ્વર શ્વાસ જે,
સેવે પીંપર, ગોળ, જીર્ણજ્વર, અગ્નિમાંદ્ય, પાડુ, કૃમિ,
ખાંસિ, શ્વાસ, અજીર્ણ ને અરુચિ સૌ જાશે જ જાશે શમી. ૬૦

બીલીનું મૂળ, અરણીનું મૂળ, પાડળનું મૂળ ( પૂહાડ મૂળ ) અલવાનું ( મોટા અરડૂસાનું ) મૂળ, શેવણનું મૂળ, એ પાંચને મોટાં 'પંચમૂળ' કહે છે. એ પાંચ મૂળ સમાન ભાગે લેઈ તેમાંથી ચાર તોલાનો ક્વાથ કરીને અષ્ટમાંશ શેષ રાખી આઠ તોલા પીવાથી પાસામાં અને માથામાં જે શૂળ આવે છે તેથી મુક્ત થવાય છે; વળી ખાંસી, શ્વાસ અને જીર્ણજ્વર, એ રોગથી પણ રોગી પુરૂષ મુક્ત થાય છે. એકલી ગુડપિપ્પલી ( બે તોલા ગોળ અને એક તોલો પીંપરનું ચૂર્ણ ) ખાવાથી જ તે જીર્ણજ્વર, અજીર્ણ, જઠરાગ્નિની મંદતા ( ભૂખ ન લાગવાનો વ્યાધિ ), અરુચિ, પાંડુરોગ, કૃમિરોગ, ખાંસી અને શ્વાસને મટાડે છે; તો પછી બીજાં ઔષધને શું કરવાં છે ?

## બીજો ઉપાય.

जीर्णज्वरं कफकृतं कणयासमेतच्छिन्नोद्भवोद्भवकषायक एष हन्ति ।
रामो दशास्यमिव राम इव प्रलम्बं रामो यथा समरमूर्धनि कार्तवीर्यम् ॥६१॥

પીએ ગળો પિંપર સાથ કરેલ કાઢો. જાયે જરૂર જિરણજ્વર હોય ગાઢો;
રામે દશાસ્ય જયમ, જેમ પ્રલમ્બ રામે, માર્યો સહસ્રકર જેમ રણે જ રામે. ૬૧

જેમ રઘુપતિ રામ રાવણને હણે છે, જેમ બળરામ પ્રલમ્બાસુરને હણે છે, અને પરશુરામ જેમ સંગ્રામભૂમિમાં સહસ્રાર્જુનને હણે છે, તેમ, પીંપર સહિત ગળોનો ક્વાથ, કફથી ઉપજેલા જીર્ણજ્વરને હણે છે—અર્થાત્ મટાડે છે.

ચાર તોલા લીલી ગળોના વેલાને છૂંદીને ચોસઠ તોલા પાણીમાં ક્વાથ કરી આઠ તોલા શેષ રહે ત્યારે તેમાં ચાર માસા પીંપરનું ચૂર્ણ નાખીને થોડો થોડો ગરમ હોય ત્યારે પીવો.

## ત્રીજો ઉપાય.

पञ्चमूली कषायस्य सकृष्णस्य निषेवणात्  
जीर्णज्वरः कफो ूतो विदधाति पलायनम् ॥६२॥

શોવણ, બિલિ, પાડળ, અરણિ, ટૂંટૂમૂળ ક્વાથ;  
પીંપરસહ પીચે જશે, જીર્ણજ્વર કફજાત. ૬૨

( શ્લોક ૬૦મામાં કહેલાં ) પંચમૂળના ક્વાથમાં ચાર માસા પીંપરનું ચૂર્ણ નાખીને પીવાથી કફથી ઉત્પન્ન થયેલો જીર્ણજ્વર નાસવા માંડે છે—મટી જાય છે.

## ચોથો ઉપાય.

सठी शुण्ठी रेणुः सुरतरुरनन्ता बृहितका  
घनस्तिक्ता तिक्तं खलु नवभिरेभिर्विरचितः ।  
क्वषायः पातोयं मधुकणविमिश्रः शमयति  
त्रिदोषं निःशेषं विषममपि जीर्णज्वरमपि ॥६३॥

ધમાસો, કર્યાતુ, સુંઠ, શડકચૂરો, અરણિ ને  
કડૂ, રેણુ, મોથા, વળિ, અમરદારૂ જ લઇને;  
કરી કાઢો પીતાં મધ પિંપર સંગાત, સઘળા,  
પળાશે ત્રીદોષજ્વર, વિષમ જીર્ણજ્વર થયા. ૬૩

ષડકચુરો, સુંઠ, ખડસળિયો પિત્તપાપડો, દેવદાર, ધમાસો, રીંગણી, મોથ, કડુ, કરિયાતુ, એ નવ ઔષધો સમાન લેઇને તેમાંથી ચાર ચાર તોલાનો ક્વાથ કરી તેમાં મધ તથા પીંપર નાખીને પીવાથી તે સમગ્ર ત્રિદોષને, વિષમજ્વરને અને જીર્ણજ્વરને શમાવે છે—મટાડે છે.

ક્વાથમાં મધ નાખવાનું પ્રમાણ સાકરથી ઉલટું સમજવું. એટલે વાયુથી થયેલો વ્યાધિ હોય તો ક્વાથથી સોળમે ભાગે, પિત્તથી થયેલો વ્યાધિ હોય તો આઠમે ભાગે અને કફથી થયેલો વ્યાધિ હોય તો ચોથે ભાગે મધ નાખવું. પીંપરનું ચૂર્ણ ચાર માસા નાખવું.

## એકાંતરિયા તાવનો ઉપાય.

**वासापटोलत्रिफलाद्राक्षासम्याकनिम्बजः ।**
**समधुः ससितः क्वाथो हन्यादेकाहिकं ज्वरम् ॥६४॥**

અરડૂસો, ત્રિફળા, ગરમાળો, દ્રાક્ષ, લીમડાછાલ,
પટોળ કાઢો મધયુક્ત પીતાં, એકાંતર જ્વર ટાળે. ૬૪

અરડૂસી ( જેનાં ફુલ દેવને ચઢે છે તે ), પટોળ (કડવી આંખ ફુટામણી ), ત્રિફળા, દ્રાક્ષ, ગરમાળાની શીંગ, લીંબડાની અંતરૂછાલ, એ ઔષધો સમાન લેઇને વિધિપૂર્વક ક્વાથ કરી તેમાં મધ અને સાકર નાખી પીવાથી તે એકાંતરીયા તાવને મટાડે છે.

અરડૂસીનાં પાનાં ક્વાથ માટે લેવાં અને તે લીલાં હોય માટે બીજી ઔષધી કરતાં વજનમાં બમણાં લેવાં નહિ. પટોળનું મૂળ લેવું. ત્રિફળાને એક જ ઔષધ માનીને તે ત્રણે થઇને પટોળનાં સૂકા મૂળ જેટલું લેવું. એક મોટી હરડે, બે બેડાં, અને ચાર આમળાં, એ પ્રમાણમાં એકઠાં કરેલા ઔષધને ત્રિફળા કહે

છે. કેટલાકને મતે હરડાં ( જેને રંગ કરવામાં વાપરવામાં આવે છે તે ), બેડાં તથા આમળાં સમાન વજને લેઇ એકઠાં કરવાં તેને ત્રિફળા નામ આપવું, એમ છે. પણ આ કવાથમાં હરડે લેવી વધારે હિતકર છે માટે તે લેવી. દ્રાક્ષ કાળી લેવી. મધ અને સાકર કવાથમાં કયા પ્રમાણથી નાખવું તે આગળ કહેલું છે એટલે ફરી ફરી કહેતા નથી.

## બીજો ઉપાય.

**तन्वङ्गि! गङ्गोत्तरतीरभूमौ ममार हा! कोप्यसुतस्तपस्वी ।**
**जलाञ्जली तस्य कृते ददातु सैकाहिकः स्याद्यदि तेऽनुजन्मा ॥६५॥**

તન્વંગિ! ગંગોત્તર તીર દેખ્ય, મર્યો તપસ્વી સુતહીન એક;
જલાંજલી તેનિ નિમિત્ત દેઈ, એકાંતરો તાવ તું નાખ ખોઇ. ૬૫

હે તન્વંગિ ! ગંગા નદીના ઉત્તર કાંઠાની ભૂમિમાં કોઈ પુત્ર વિનાનો તપસ્વી મરી ગયેલો છે. જો તને તે એકાંતરિયો તાવ આવતો હોય તો તારા નાના ભાઇએ તે તપસ્વીને અર્થે જલાંજલિ આપવી અર્થાત્ તેનું શ્રાદ્ધ કરવું.

આગળ સઘળા જ્વરોને માટે દાન ધર્માદિક બતાવાશે, તેના જેવો જ આ ઉપાય છે. એકાંતરિયા તથા ચોથીયા તાવની કથા સાંભળવાનો કે એવા જ બીજા ટુચકા કરવાનો પ્રચાર લોકોમાં છે તે સશાસ્ત્ર છે એમ આ ઉપરથી સમજાય છે. વાગ્ભટ્ટ આદિક પ્રમાણ ગ્રંથોમાં પણ ગ્રહ, ભૂત, પિશાચાદિથી થતી પીડાઓનો પણ રોગગણનામાં સંગ્રહ કરી તેના તેવા તેવા પ્રતીકાર બતાવ્યા છે. જલાંજલિ આપવા વગેરે કર્મથી જ્વરાદિ મટે કે કેમ એવી શંકાવાળાએ માનસિક તત્ત્વજ્ઞાનનું સારી પેઠે અધ્યયન કરવું, એટલે સમજાશે કે એવા ઉપચારથી પણ મન ઉપર ચમત્કારિક

રીતે અસર થાય છે તથા મનની અસર દેહને લાગુ પડીને રોગાદિથી નિર્મુક્ત થવાય છે.[1]

## ત્રીજો ઉપાય.

**सशिशिरः सघनः समहौषधः सनलदः सकणः सपयोधरः ।**
**समधुशर्कर एष कषायको जयति बालमृगाक्षि! तृतीयकम् ॥६६॥**

વીરણ, પિંપર, ધાણા, સુંઠી, મોથ, રતાંજળિ કવાથ;
તરિયો નાસે સેવતા, મધ સાકરની સાથ. ૬૬

રતાંજળી, ધાણા, સુંઠ, વીરણવાળો, પીપર, મોથ, એ ઔષધો સમાન લેઈ તેમાંથી ચાર તોલાનો સોળગણા પાણીમાં ક્વાથ કરી તેમાં આગળ બતાવેલા પ્રમાણમાં મધ અને સાકર નાંખવી. હરિણનાં બાળકનાં નેત્ર જેવાં ચંચળ અને વિશાળ નેત્રવાળી હે સ્ત્રી ! એ કવાથ તૃતીયક (એકાંતરિયા) તાવને જીતે છે—મટાડે છે.

## ચોથીયા તાવનો પ્રતીકાર.

**चातुर्थिको गच्छति रामठस्य घृतेन जीर्णेन युतस्त नस्यात् ।**
**लीलावतीनां नवयौवनानां मुखावलोकादिव साधुभावः ॥६७॥**

જૂના ઘીમાં હિંગચૂરો ઉકાળી, લેતાં નસ્ય ચોથિયો જાય ચાલી;
રૂપે રૂડી યૂવતી દેખિ જેમ, સાધૂતા જે સાધુનિ જાય તેમ. ૬૭

નવી જુવાની જેમને પ્રાપ્ત થયેલી છે એવી સુંદરીઓનાં મુખ જોવાથી જેમ સાધુવૃત્તિ જતી રહે છે, તેમ જૂના ઘીમાં યુક્ત કરેલી હીંગનો નાસ લેવા (સુંઘવા)થી ચોથીયો તાવ પણ જતો રહે છે.

---

1. મ. ન. દ્વિવેદી કૃત 'પ્રાણવિનિમય' જુઓ.

એક તોલા જૂના ઘીમાં ચાર માસા હિંગનું ચૂર્ણ નાખી કકડાવવું. હીંગ લાલચોળ થઈ જાય ત્યારે તેને ગાળી લેવું અને ઠંડું પડવા દેવું. તેમાંથી રોગીની શક્તિ જોઇને દસ, આઠ કે ટીપાં ઘી નાકમાં નાખવું. કફરોગમાં સવારે, પિત્તરોગમાં મધ્યાને અને વાતરોગમાં સાયંકાળે નસ્ય યોજવું.

## બીજો ઉપાય.

**अखण्डितशरत्कालकलानिधिसमानने ! ।**
**चातुर्थिकहरं नस्य मुनिद्रुमदलाम्बुना ॥६८॥**

શરદ પુનમના ચંદ્રસમ, સુંદર મુખની વ્હાલિ;
અગસ્તપત્ર રસ નાસથી, જાય ચોથિયો ચાલિ. ૬૮

શરદ્ ઋતુના સંપૂર્ણ ચંદ્ર સમાન મુખવાળી હે સ્ત્રી અગથિયાના પાંદડાંના રસનાં દસ ટીપાં સુંઘવાથી તે ચોથીય તાવને હરે છે.

## ત્રીજો ઉપાય.

**सुरदारुशिवाशिवास्थिरावृषविश्वैः क्वथितः कषायकः ।**
**[1]मधुना सितया च संयुतः परिपीतः शमयेच्चतुर्थकम् ॥६९॥**

સુરદારૂ, અરડૂસો, સાલણ,શુંઠ, આંમળાં હરડ કાઢો,
મધ, સાકરશું પીતાં, જ્વર નાસે ચોથિયો ઘણો ગાઢો. ૬૯

---

૧ એ જ ઔષધનું બીજે પ્રકારે કથન.

**सुरदारुशिवावृषविश्वशिवास्थिरवारिशृतं सितया मधुना ।**
**अपहन्ति चतुर्थदिनप्रभवं ज्वरमाशु कुभृत्य इवाधिपतिम् ॥**

જેમ અધમ સેવક પોતાના ધણીનો વિનાશ કરે છે, તેમ દેવદાર હરડે, અરડૂસો, શુંઠ, આમળાં અને શાલિપર્ણીને પાણીમાં ઉકાળી પાણી ઠંડું પડવા દેઇ મધ સાકર સાથે પીવાથી તે ચોથે દિવસે ઉત્પ થનારા (ચોથીયા) તાવનો નાશ કરે છે.

દેવદાર, હરડે, આમળાં, શાલિપર્ણી, અરડૂસી, સુંઠ, એ ઔષધોથી ઉકાળેલા ક્વાથને મધ અને સાકરમાં મિશ્ર કરીને પીવાથી ચોથીયો તાવ મટે છે.

શાલિપર્ણી ગિરનારમાં મળે છે છતાં પણ આમાં આપેલા ઔષધ પ્રતિનિધિમાં જોવું. ક્વાથમાં મધ, સાકર નાંખવાનું પ્રમાણ આગળ બતાવ્યું છે તે પ્રમાણે નાંખવાં.

## શીતજ્વરના ઉપાય.

**तक्रं त्र्यूषणचूर्णयुक्तमथवा मद्यं हसन्तीं सतीं**
**तद्वत्कम्बलरल्लकानथ कुथान् शीतातुरः शीलयेत् ।**
**आलिङ्ग्युरमुं हिमावधि दृढं तारुण्यदर्पालसाः**
**काश्मीरागुरुलिप्तपीवरकुचाः कामं कुरङ्गीदृशः ॥७०॥**

સેવે છાશ, મરી, પિંપેર, સુંઠશું કે મદ્યને સેવતાં
તાપંતાં સગડીથિ, વસ્ત્ર ઉનનાં કે રેશમી ઓઢતાં;
કુંકૂમાગરુલિપ્ત પુષ્ટ કુચની કુંજાક્ષિ તારૂણિને,
આલિંગે દ્દઢ જ્યાં સુધી શિત શમે ટાઢો જશે તાવ જે. ૭૦

છાશમાં સુંઠ, પીંપર અને મરીઆનું ચૂર્ણ નાખીને તે પીવાથી અથવા મદ્ય પીવાથી, અથવા ધુમાડા વિનાના અગ્નિથી ભરેલી સગડીએ તાપવાથી, તે જ પ્રમાણે કામળા અથવા ઉનનાં વસ્ત્ર ઓઢવાથી શીત દૂર થાય છે; માટે શીતથી પીડાતા રોગીએ તેનું સેવન કરવું. વળી શીતથી પીડાયલા રોગીની ઇચ્છામાં આવે ત્યાં સુધી, જુવાનીના મદવડે આળસુ તથા કેસર અને અગરચંદનનો લેપ જેણે પોતાના પુષ્ટ સ્તન ઉપર કરેલો છે એવી હરણ સમાન ચંચળ નેત્રવાળી સુંદરીઓને ટાઢ જતા સુધી દ્દઢ આલિંગન કરવું. એથી પણ શીતજ્વર શમી જાય છે.

છાશ તાજી ચાર તોલા લેવી તથા તેમાં ત્રિકટુ (સુંઠ, પીપર, મરીનું) ચૂર્ણ એક તોલો નાખી પીવું.

## બીજો ઉપાય.

शक्राह्वदद्रुघ्नविषामृतानां निर्गुंडिकाभृङ्गमहौषधानम् ।
क्षुद्रायवानीसहितः कषायः शीतज्वरारण्यहिरण्यरेता: ॥७१॥

નગોડ, શુંઠ, ઇંદ્રજવો, પુંવાડ, ગળો, અતીવિખા, અજમોદ, ન્હાડ;
ભૂરિંગણી જ, ભૃંગતણો કવાથ, હરે શિતજ્વર જયમ વજ્ર આગ. ૭૧

ઇંદ્રજવ, કુંવાડીઆનું મૂળ, અતિવિખની કળી, ગળો, નગોડનું મૂળ ભાંગરાનું મૂળ, સુંઠ, ભોંયરીંગણીનું મૂળ, જવાન (અજમોદ), એ સર્વ સમાન ભાગે લેઇને તેમાંથી ચાર તોલાનો સોળગણા પાણીમાં કવાથ કરી અષ્ટમાંશ શેષ રાખી પીવો. એ કવાથ શીતજ્વરરૂપી વનને બાળી નાખનારા અગ્નિરૂપ છે. અર્થાત્ અગ્નિ જેમ વનને બાળે છે તેમ એ કવાથ શીતજ્વરનો નાશ કરે છે.

## વિષમજ્વરનો ઉપાય.

वाङ्माधुर्यजितामृतेऽमृतलता लक्ष्मीशिवाभे शिवा
विश्वाविश्ववरे घनो घनकुचे सिंही च सिंहोदरी ।
एभिः पञ्चभिरौषधैर्मधुकणायुक्तः कषायः कृतः
पीतश्चेद्विषमज्वरः किमु तदा तन्वङ्गि! न क्षीयते[1] ॥७२॥

---

१ એજ ઔષધનું બીજે પ્રકારે કથન.

सनागराया: सपयोधराया: ससिंहिकाया: सगडूचिकाया: ।
धात्र्या: कषायो मधुनाविमिश्र: कणाविमिश्रो मधुना ज्वरघ्नः ॥

સૂંઠ, મોથ, રિંગણિ, ગળો, વળી આમળાં કવાથ;
મધ, પીંપર સાથે પિયે, વિષજ્વર છે જાય.

સુંઠ, મોથ, મોટી રિંગણિ, ગળો આમળાં, એ ઔષધોનો કવાથ મધ અને પીંપર સહિત પીએ, તો તે જ્વરનો નાશ કરે છે.

આ શ્લોક લોલિમ્બરાજના પિતા દિવાકર ભટ્ટે કહેલો છે.

મીઠી અમૃતશી વચાળિ! અમૃતા લક્ષ્મી શિવા સુંદરા!
શીવા સૃષ્ટિ મનોહરા! સુંઠ તથા સિંહી સુસિંહોદરા!
મોથ મન્મથ મોહ કારિણિ પ્રિયે! એ પાંચનો ક્વાથ જે;
સેવે ક્ષૌદ્ર, કણાશું તે વિષમને વેગે તજે રે! તજે. ૭૨

પોતાની વાણીની મધુરતાવડે જેણે અમૃતને જીત્યું છે એવી હે સ્ત્રી! એક તો ગળો; લક્ષ્મી અને પાર્વતી સમાન સૌન્દર્યવાળી હે સ્ત્રી! બીજાં આમળાં; હે જગત્માં શ્રેષ્ઠ સ્ત્રી! ત્રીજી સૂંઠ; હે ઘનસ્તનવાળી? ચોથી મોથ; હે સિંહ સમાન ઉદરવાળી! પાંચમી રીંગણી; હે તન્વંગી (નાજુક અંગવાળી)! એ પાંચ ઔષધોવડે ક્વાથ કરીને તેમાં મધ અને પીંપરનું ચૂર્ણ (પાછળ કહ્યા પ્રમાણે) નાંખીને જો પીએ તો વિષમજ્વર શું ન મટી જાય? અર્થાત્ મટી જ જાય.

## બીજો ઉપાય.

**नान्यानि मान्यानि किमौषधानि? परन्तु कान्ते! न रसोनकल्कात!**
**तैलेन युक्तादपरप्रयोगो महासमीरे विषमज्वरेऽपि ॥७३॥**

લસણ ચટણિ સેવે તેલ સાથે કદા કો,
વિષમજ્વર સમીર વ્યાધિ ખોશે તદા તો;
બહુ અવર કહ્યાં છે ઔષધો શાસ્ત્ર પાને,
નથિ નથિ નથિ કાંતે! એહની કો સમાને. ૭૩

બીજાં માન્ય કરવા યોગ્ય ઔષધ શાસ્ત્રોમાં નથી કહ્યાં શું? કહ્યાં જ છે; તથાપિ હે કાંતે ભારે વાયુના રોગમાં તથા વિષમજ્વરમાં પણ તેલની સાથે લસણનું કલ્ક ખાવાના પ્રયોગથી બીજો પ્રયોગ શ્રેષ્ઠ નથી. અર્થાત્ આ પ્રયોગ સર્વોત્તમ છે.

લીલા ઔષધને અથવા સૂકા ઔષધને પાણી વગેરેમાં વાટીને બારીક ચટણી જેવું બનાવવું તેને કલ્ક કહે છે. આ જગોએ લસણનું એવું કલ્ક એક તોલો તથા તેલ બે તોલા લેઈ મિશ્ર કરી રોગીએ ખાઈ જવું.

## ત્રીજો ઉપાય.

भवति विषमहन्त्री चेतकी क्षौद्रयुक्ता
भवति विषमहन्त्री पिप्पली वर्धमाना ।
विषमरुजमजाजी हन्ति युक्ता गुडेन
प्रशमयति तथाद्या सेव्यमाना गुडेन ॥७४॥

વિષમજ્વર પળાશે હરડેથી ક્ષૌદ્ર સાથે,
દિનદિન વર્ધમાના પીપરોના કવાથે;
વળિ ચુરણ કરેલું કાળિજીરીનું ગોળે,
પિંપર, સુંઠ, મરી ને ગોળ સંગાત સેવે. ૭૪

બે તોલા મધ સાથે અડધો અથવા એક તોલો હરડેદળનું ચૂર્ણ ખાવાથી તે વિષમજ્વરનો નાશ કરે છે; નિત્ય નિત્ય ગણિત પ્રમાણમાં વધતી વધતી પીપરો ખાવાથી તે પણ વિષમજ્વરનો નાશ કરે છે ( તેટલી પીપરોનું ચૂર્ણ કરી મધ સાથે ચાટવું ). ગોળ સાથે કાળીજીરીનું ચૂર્ણ એક તોલો ખાવાથી વિષમજ્વરની પીડા નાશ થાય છે; તેમ જ એક તોલો ત્રિફળાનું ચૂર્ણ બે તોલા ગોળ સાથે સેવવાથી ( નિત્ય નિયમ પ્રમાણે ખાવાથી ) પણ વિષમજ્વરની પીડા શમે છે;

## ચોથો ઉપાય.

स्वकान्तिजितरोचने! चपललोचने! मालती—
प्रसूननिकरस्फुरत्कबरि! पञ्चवक्त्रोदरि!
पटोलकटुरोहिणीमधुकचेतकीमुस्तक—
प्रकल्पितकषायको विषममाशु जेजीयते ॥७५॥

અહો ચપલ લોચને! મદનમોહિની! સુંદરી!
ચમેલિ ફુલથી ભરી અલકવાળિ સિંહોદરી!
પટોળ, કડુ, મોથ, જેઠિમધ, હરડેનો કવાથ જે;
પિયે નિયમથી ખરે વિષમ તાવને તે જિતે. ૭૫

પોતાની કાંતિવડે જેણે ગોરોચના ( ગોરૂચંદન ) ને જીતી છે એવી અર્થાત્ ગોરોચના કરતાં પણ અધિક સુંદર એવી હે સ્ત્રી! હે ચંચળ નેત્રવાળી ! મોગરાના પુષ્પોના સમુદાય વડે શોભાયમાન કેશપાશવાળી હે સ્ત્રી ! હે સિંહસમાન ઉદરવાળી સ્ત્રી ! પટોલ, કડુ, જેઠીમધ, હરડે, મોથ, એ ઔષધો સમાન વજને લેઇ તેમાંથી ચાર તોલાનો વિધિપૂર્વક ક્વાથ કરીને અષ્ટમાંશ શેષ રાખી પીવાથી તે ક્વાથ વિષમજ્વરને તત્કાલ જીતે છે–વિષમજ્વરને જલદી મટાડે છે.

## પાંચમો ઉપાય.

**किमु भ्रमयसि प्रिये! कुवलयं कराभ्यामिदं**
**मदीयवचनं सुधारससमं समाकर्णय ।**
**पुराणविषमज्वरे कुलकनिम्बसिंहीन्द्रजा—**
**मृताघनकषायको मधुयुतो वरीवर्तते ॥७६॥**

ભમાવે કયમ નીલપદ્મ કરને વિશે સુંદરી ?
વચન મુજ આ સુધારસશું લે તું કાને ધરી;
જુના વિષમ તાવને રિંગણિ, લીમડો ને ગળો;
પટોળ વળિ ઈંદ્રજવ્ય મધ સાથ પીને દળો. ૭૬

હે પ્રિયે ! તું બન્ને હાથે આ કમળને શું ફેરવે છે? અમૃત સરખું મારૂં વચન સાંભળઃ ઘણા દિવસના જૂના વિષમજ્વરમાં, પટોલ, લીંબડાની અંતર્છાલ, ઇંદ્રજવ, ગળો અને મોથના ક્વાથમાં મધ નાખીને પીવો એ શ્રેષ્ઠ છે.

## છઠ્ઠો ઉપાય.

**यो भजेत् समधुश्यामां हे हेमकलशस्तनि! ।**
**विषमेषु व्यथास्तस्य न भवन्ति कदाचन ॥७७॥**

---

૧. કેટલીક પ્રતમાં 'घन' ને ઠામે 'कृत' શબ્દ છે. એ રીતે અર્થ કરતાં મોથ નહિ લેવી.

**પહેલો અર્થ**—હેમકલશસમ કુચવતી ! જે મધની સંગાત;
સેવે પીંપર ચુરણુ તે, તજે વિષમજ્વર બાધ.

**બીજો અર્થ**—હેમકલશસમ કુચવતી ! જે મધની સંગાત;
ભજે નસોતર ચુરણુ તે, તજે વિષમજ્વર બાધ.

**ત્રીજો અર્થ**—હેમકલશસમ કુચવતી ! જે મધની સંગાત;
તરુણી સેવે તેહની, થાય મદન પિડ નાશ.

**ચોથો અર્થ**—હેમકલશસમ કુચવતી ! જે મધની સંગાત;
ભજે કાલિકાદેવિને, તજે વિષમજ્વર બાધ ૭૭

સુવર્ણના કલશ સમાન સ્તનવાળી હે સ્ત્રી ! જે પુરૂષ ( બે તોલા )-મધ સહિત ( એક તોલો )-પીપરનું ચૂર્ણ સેવે-ખાય તેને વિષમજ્વરોમાં વિષમજ્વરની પીડા કદાપિ થાય નહિ. અર્થાત એથી વિષમજ્વર મટે છે.

**બીજો અર્થ**—સુવર્ણના કલશ સમાન સ્તનવાળી હે સ્ત્રી ! જે પુરૂષ મધ સહિત તરુણ સ્ત્રીનું સેવન કરે તેને કામ સંબંધી પીડા કદાપિ થતી નથી.

**ત્રીજો અર્થ**—હે હેમકલશસ્તનિ ! જે પુરૂષ ( બે તોલા ) મધ સાથે (૦॥ અથવા ૧ તોલો ) નસોત્તરના ચૂર્ણનું સેવન કરે તેને વિષમજ્વરની પીડાઓ કદાપિ થતી નથી.

**ચોથો અર્થ**—હે હેમકલશસ્તનિ ! જે પુરૂષ મદ્ય સહિત કાલિકાદેવીનું સેવન કરે તેને સંકટોમાં કદાપિ પીડા થતી નથી.

## સાતમો ઉપાય.

**क्षणमपि चलतां जहीहि मुग्धे ! शृणु वचनं मम तन्वि ! सावधाना ।**
**वसति शिरसि मेघनादमूले व्रजतितरां विषमो विशालदृष्टे ! ॥७८॥**

ક્ષણુ ભર તજિ ચંચળાઈ મુગ્ધે ! શુણુ કથવું મુજ તન્વિ ! સાવધાને;
શિરપર તાંદળજાનું મૂળ બાંધે, વિષમવ્યથા વિરમે વિશાળ દૃષ્ટે ! ૭૮

હે મુગ્ધે ! એક ક્ષણભર ચંચળતા છોડી દે, અને હે તન્વિ ! સાવધાન થઇને મારૂં વચન સાંભળ. હે વિશાળ નેત્રવાળી ! તાંદળજાનાં મૂળને વાટીને માથે બાંધવાથી વિષમજ્વર જતો જ રહે છે.

## આઠમો ઉપાય.

**विषममपहरत्यसौ कषायो मधुमधुरो मधुरामृताशिवानाम् ।**
**अहमिव तव कामिनि ! प्रकोपं चरणसरोरुहयोर्लुठन् हठेन ॥७९॥**

વિષમજ્વર હરે ક્વાથ આ તો, મધશું ગળો, લિમ. આંમળાં તણો તો,
જ્યમ તુજ ચરણે પડી હું વ્હાલી, તુજ રિસને કરૂં તૂજથી જ ન્યારી. ૭૯

હે કામિનિ ! હું જેમ તારા ચરણકમળમાં પડીને તારા કોપને બળાત્કારથી હરણ કરૂં છું, તેમ મધ નાખીને મીઠો કરેલો લીંબડો, ગળો અને આમળાંનો ક્વાથ વિષમજ્વરનું હરણ કરે છે. અર્થાત્ એ ત્રણના ક્વાથમાં મધ નાખીને પીવાથી વિષમજ્વર દૂર થાય છે.

## નવમો ઉપાય.

**अबले ! कृतकामबले ! चलदृक्कमले ! कमलातनु ! रत्नकले ! ।**
**अमृताऽब्दशिवं मधुमद्विषमे[1]ऽविषमे विषमेषुविलासरते ! ॥८०॥**

અયિ કામિનિ ચંચલ નેણિ ! પ્રિયે ! કમલાસમ શોભિત રત્નકલે !
મધ સાથ ગળો, શિવ, મોથ, ભજે, વિષમજ્વર સુંદરિ ! ઠામ તજે. ૮૦

હે અબળા ! કામબળને ઉત્પન્ન કરનારી હે સ્ત્રી ! હે ચંચળ નેત્રકમળવાળી ! હે લક્ષ્મી સમાન સુંદર દેહવાળી ! હે કામવિલાસમાં પ્રીતિવાળી રત્નકળા ! વિષમજ્વરમાં અને અવિષમ ( સામાન્ય ) જ્વરમાં ( પણ ), ગળો, મોથ, અને આમળાંનો ક્વાથ મધ સાથે આપવો.

---

૧. '**विषमेषुविलासरतेऽप्ततनु !**' એવો પણ પાઠ છે. અર્થ એવો છે કે 'કામવિલાસમાં પ્રીતિવાળી હે સુંદરી !' આવો અર્થ કરતાં ભાષાંતરમાંથી 'અવિષમજ્વરમાં' એટલા શબ્દ ઓછા વાંચવા.

## જ્વરનાશક ધૂપ.

**अयि कुशाग्रसमानमते! मते! मतिमतामतिमन्मथमन्थरे!**
**ज्वरहरं रुगरिष्टशिवावचायवहविर्जतुसर्षपधूपनम् ॥ ८१ ॥**

દરભ અગ્રથી સૂક્ષ્મ મતીવતી! સબલ કામથિ મંદગતીવતી!
ઘિ, જવ, કોષ્ટ, વચા, લિંમ, સર્ષવ, હરડ, લાખચુંવાથિ જ્વરો દળ. ૮૧

દર્ભના અગ્ર સરખી સૂક્ષ્મ બુદ્ધિવાળી હે સ્ત્રી! હે બુદ્ધિમાન પુરૂષોમાં અભિમત સ્ત્રી! અતિશય કામવડે મંદગતિવાળી હે સ્ત્રી! ઉપલેટ, લીંબડો, હરડે, વજ, જવ, ઘી, લાખ અને સરસવ, એ ઔષધોનો ધૂપ જ્વરને હરનાર છે.

આ શ્લોકમાં કહેલી ઔષધી સમાન લેઇને ઘી સિવાય બાકીનાં ઔષધોને કચરીને તેમાં ઘી નાખી એકત્ર કરવું. પછી અગ્નિ ઉપર તે ઔષધમાંથી થોડું થોડું નાખીને રોગીને અંગે ધુમાડો દેવો.

## ફરીને આવેલા જ્વરનો ઉપાય.

**तिक्तोशीरबलाधान्यपर्प्पटाम्भोधरैः कृतः ।**
**क्वाथः पुनः समायातं ज्वरं शीघ्रं निवारयेत् ॥८२॥**

કડુ, વાળો, બળ, રેણુ વળિ, ધાણા, મોથ, ક્વાથ;
ફરિ આવેલા તાવને, હરે સત્ય એ વાત. ૮૨

કડુ, વીરણવાળો, બલામૂળ (કાંસકીનાં મૂળ ?) ધાણા, પિત્તપાપડો, મોથ, એ ઔષધો સમાન ભાગે લેઈ તેમાંથી ચાર તોલાનો ક્વાથ કરીને પીવાથી તે ક્વાથ ફરીને આવેલા તાવને ત્વરાથી દૂર કરે છે.

## વિષમજ્વરાદિ ઉપર સારિવાદિ ઘૃત.

**[1]गोपीद्वयामलकीस्थिरामगधजातिक्तापथः पालिनी—**
**द्राक्षाश्रीफलयावनीहिमविषामुस्तेन्द्रजैः साधितम् ।**
**स्यादाज्यं विषमज्वरक्षयशिरः पार्श्वव्यथारोचक—**
**च्छर्दीशोषहलीमकप्रशमनं लीलालतामञ्जरि ! ॥८३॥**

ઉપરશાલ, ભુંઆમળી, પિંપર, શાલ્વણ, દ્રાખ, રક્તાંજળી;
બીલી, રિંગણિ ને નસોત્તર, કડૂ, વાળો, વિખા છે વળી;
મોથા, ઈંદ્રજવા, કવાથ, પકવ્યું ઘી શીર પાર્શ્વવ્યથા,
સંધીવા, છરદી, અરૂચિ, વિષમ, ક્ષૈ, શોષ વામે તથા. ૮૩

સારિવા, આમળી, ભોંયઆમળી, શાલીપર્ણી, પીપર, કડુ, વીરણવાળો, નસોત્તર, કાળીદ્રાક્ષ, બીલનું મૂળ, રીંગણી, અતિવિખની કળી, મોથ, ઈંદ્રજવ, એ ઔષધો વડે ઘી સિદ્ધ કરવું. હે લીલારૂપી વેલની મંજરીરૂપ રત્નકળા ! એ ઘી વિષમજ્વર, ક્ષય, માથાની અને પાસાંની પીડા, અરુચિ, ઉલટી, શોષ અને હલીમક (લોકો જેને હળધરવો કહે છે તે), એ રોગોને શમાવનારૂં છે.

ઉપરનાં ઔષધો સમાન ભાગે લેઈ તેથી આઠગણા પાણીમાં તેનો કવાથ કરી ચતુર્થાંશ શેષ રહે ત્યારે તેમાં કવાથથી ચોથે ભાગે ગાયનું ઘી નાખીને ઘી શેષ રહે ત્યાં લગી ઉકાળવું. ઘીના પાક ઉપર ફીણ આવીને જતું રહે ત્યારે તેને સિદ્ધ થયું જાણી નીચે ઉતારી ગાળી લેવું. એ ઘીમાંથી ચાર તોલા જેટલું ઘી રોગીએ ખાવું.

## સકળજ્વરમાં દાન ધર્માદિ રૂપ ઉપચાર.

**बलदलतरुसेवा होममन्त्रस्त्रिनेत्र—**
**द्विजजनगुरुपूजा कृष्णनाम्नां सहस्रम् ।**

---

૧. કોઇ પ્રતમાં **'गोपिण्ड्यामलकी'** એવો પાઠ છે, તે **'द्वया'** ને ઠામે **'ड्या'** વાંચવાની ભ્રાંતિથી થયો હશે એમ લાગે છે.

**मणिघृतिरपि दानान्याशिषस्तापसानां**
**सकलमिदमरिष्टं स्पष्टमष्टज्वराणाम् ॥८४॥***

પિંપળ તરુનિ સેવા, હોમ મંત્રો કર્યાથી,
શિવ, દ્વિજ, ગુરુ પૂજા વિષ્ણુનામો જપ્યાથી;
તપસિ શુભ વચોથી, દાન, ધારે મણીને,
અઠવિધ જ્વર કેરા, કાળ એ લ્યો ગણીને. ૮૪

પીંપળાની સેવા કરવી, હોમ કરવો, મંત્ર જપવા, શિવ, બ્રાહ્મણ, અને ગુરૂઓની પૂજા કરવી, શ્રીકૃષ્ણસહસ્રનામનો પાઠ કરવો, મણિઓ અંગે ધારણ કરવી, દાન આપવાં, તપસ્વીઓના આશીર્વાદ લેવા, એ સઘળાં આઠે જ્વરોનાં ચોખ્ખાં અરિષ્ટ છે. અર્થાત્ આઠે પ્રકારના જ્વરોને નાશ કરવાનાં એ નિમિત્ત છે.

## જ્વરવાળાને ઉપદેશ.

**अयि रत्नकले! कलानिधे! कुशले! कोकिलकोमलस्वरे! ॥**
**ज्वरवान् ज्वरवर्जितोऽथवा लघु कुर्यादशनं दिनात्यये ॥८५॥**

અયિ રત્નકલે! કલાનિધે! કુશલે! કોકિલ કોમલ સ્વરે!
કદિ તાવ હશે નહી હશે, મિત આહાર કરો નિશા વિશે. ૮૫

હે રત્નકળા! હે કળાના ભંડારરૂપ! અથવા હે ચંદ્ર તુલ્ય! હે ચતુરા! કોયલના જેવા કોમળ સ્વરવાળી હે સ્ત્રી! જ્વરવાળાએ અથવા જ્વર વિનાનાએ દિવસ આથમ્યા પછી થોડું ભોજન કરવું. એટલે હલકું પણ થોડું ભોજન કરવું.

**इतिश्रीदिवाकरभट्टसूनुमहाकविश्रीलोलिम्बराजविरचिते**
**वैद्यजीवनकाव्ये ज्वरप्रतीकारे प्रथमोल्लासः ॥१॥**

---

* **चलदलतरुसेवा विप्रदेवार्चनं च ग्रहभजनमजस्रं विष्णुनाम्नां सहस्रम् । हरति सुमणिमन्त्रा धारणं चौषधीनां सकलमिदमरिष्टं स्पष्टमष्टज्वराणाम् ॥**

પીંપળાના વૃક્ષની સેવા કરવી, બ્રાહ્મણ અને દેવનું પૂજન કરવું, નિરંતર ગ્રહોનું ભજન (જપાદિકે કરીને) કરવું, વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરવો, ઔષધીઓને અંગે ધારણ કરવી, તથા ઉત્તમ મણિમંત્રનો પ્રયોગ કરવો, એ સર્વ આઠે જ્વરનાં સઘળાં અરિષ્ટ(દુશ્ચિન્હ)ને સ્પષ્ટ હરે છે.

महाकविश्रीलोलिम्बराजविरचित

# वैद्यजीवनकाव्य ।

## द्वितीयोल्लासः

## અતિસાર ચિકિત્સા.

અત્યાર સુધી જ્વરના પ્રતીકારનું કથન કર્યું છે. પણ જ્વર આવે છે ત્યારે તેની સાથે બીજા પણ કેટલાક ઉપદ્રવ થાય છે. અતિસાર અથવા કળશિયો, તે ન હોય તો ઝાડાનો કબજો, તરસ, ખાંસી, શરીરે કળતર, ઉલટી, હિક્કા ( હેડકીનો રોગ ). મૂર્છા ( બેભાનપણું ), અને અરુચિ, એ દશ જ્વરના ઉપદ્રવ કહેવાય છે. જ્વરમાં એ બધા અથવા એમાંના થોડા ઘણા ઉપદ્રવ હોય છે, માટે જ્વરની સાથે તેમની પણ ચિકિત્સા બતાવવી અવશ્ય ધારી લોલિમ્બરાજ પ્રથમ અતિસારની ચિકિત્સા કહે છે. અતિસારની ચિકિત્સા કરતાં સૂતર પડે માટે અમે અન્ય ગ્રંથોમાંથી અતિસારનું સંક્ષિપ્ત નિદાન અહીં આપીએ છીએ.

### અતિસારનું નિદાન.

હેતુ—ભારે, ચીકણું, અતિ ઉનું, પાતળું, જાડું, ટાઢું, વગેરે ખાવાથી, વિરુદ્ધ ભોજનથી, ખાધા ઉપર ખાવાથી અજીર્ણથી, પોતાને સદે નહિ તેવું ખાવાથી, ઘણુંક સ્નેહપાન કરવાથી, વગર યુક્તિએ વિષનો ઉપયોગ કર્યાથી, ભયથી, શોકથી, નઠારાં પાણી પીવાથી, અતિશય મદ્યપાનથી, પ્રકૃતિને માફક નહિ એવું કાંઇ બનવાથી, પાણીમાં બહુ રમવાથી, જોરમાં વાગવાથી, પેટમાં કૃમિનો

ઉપદ્રવ થવાથી, વગેરે કારણોથી અતિસાર થાય છે. (આ હેતુઓને તજવા એ જ અતિસાર રોગમાં પથ્ય છે.)

**સામાન્ય લક્ષણ**—જળના ધાતુ (રસ) જઠરાગ્નિને શમાવીને વિષ્ઠા સાથે મળી જાય છે. પછી વાયુ તેને ગુદા માર્ગે વારંવાર બહાર કાઢે છે. એ રોગને અતિસાર, કળશિયો કે ઝાડાનો રોગ કહે છે.

**પૂર્વરૂપ**—અતિસાર થવાનો હોય ત્યારે છાતી, નાભિ, ગુદા, પેટ, કૂખો એ જગોએ તોડ થાય છે; શરીર શિથિલ થઇ જાય છે; વાછૂટ થતી નથી; ઝાડો નરમ થાય છે; પેટ ચડે છે; અને ખાધેલું પચતું નથી.

**પ્રકાર**—એ રોગ છ પ્રકારનો છે; વાતાતિસાર, પિત્તાતિસાર, કફાતિસાર, ત્રિદોષાતિસાર, શોકાતિસાર, આમાતિસાર, અને રક્તાતિસાર. પહેલા ચાર તો તે તે દોષના લક્ષણોથી ઓળખવા, શોકાતિસારમાં ચણોઠીના રંગ જેવા લોહીનો મળ સહિત ઝાડો થાય છે, આમાં રક્તાતિસારના પ્રકારનો પણ સમાસ થાય છે. આમાતિસારમાં જૂદા જૂદા રંગનો મરડા સહિત ઝાડો થાય છે અને રક્તાતિસારમાં લોહીનો ઝાડો થાય છે.

**અસાધ્યત્વ**—લટી, તાવ, ખાંસી, શ્વાસ, તરસ, મોહ, સોજો, ચૂંક, હેડકી, અરુચિ, એ ઉપદ્રવો જે અતિસારવાળાને હોય તેનો અતિસાર ઔષધોથી મટતો નથી.

## જ્વરાતિસારનો ઉપાય.

**अमृतातिविषासुरराजयवस्तनयित्नुकिरातकविश्वपयः**
**अतिसारहरं ज्वरनाशकरं शृणु निर्जितकुञ्जरकुम्भकुचे! ॥१॥**

શુંઠ, નાગરમોથ, કર્યાતું, ગળો, જવઇંદ્ર, અતીવિખ, કવાથ કરો;
અતિસાર હરે, જ્વરનાશ કરે, સુણ નિર્જિત કુંજર કુંભ કુચે! ૧

હાથીના કુંભસ્થળને જેણે જીત્યા છે એવા કઠિન સ્તનવાળી હે સ્ત્રી ! તું સાંભળ : ગળો, અતિવિખની કળી, ઇંદ્રજવ, મોથ, કરિયાતું, સુંઠ, એ ઔષધોનો ક્વાથ આઠ તોલા પીવાથી તે અતિસારને હરે છે અને તાવનો નાશ કરે છે.

## બીજો ઉપાય.

**शीतोशीरकयुग्मवत्सकवृकीपद्माह्वधान्यामृता—**
**भूनिम्बाम्बुदबालबिल्वकविषाविश्वौषधैः साधितः**
**क्काथो माक्षिकसाक्षिको विजयते हृल्लासतृष्णावमी—**
**दाहारोचकसङ्घभङ्गचतुरः सर्वातिसारज्वरान् ॥२॥**

વાળા બે, અતિવીખ, પહાડ, અમૃતા, ધાણા, કડાછાલને,
કર્યાતું, સુંઠ, મોથ, પદ્મક, બિલી, રક્તાંજલી ક્વાથને;
સેવંતાં મધ સાથ વાંતિ અરુચી તૃષ્ણા અને મોળને,
તાવો જે અતિસારના સહુ હરે, શંકા ન રાખો મને. ૨

રતાંજળી, વીરણવાળો, કાળોવાળો, કડાછાલ, પહાડ મૂળ, પદ્મકાષ્ટ, ધાણા, ગળો, કરિયાતું, મોથ,બીલીના મરવા, અતિવિખની કળી, શુંઠ, એ ઔષધો સમાન ભાગે લેઇને તેમાંથી ચાર તોલાનો ક્વાથ કરી તેમાં પાછળ બતાવ્યા પ્રમાણે મધ નાખીને પીવાથી તે ક્વાથ ઓડકાર (જેમાં પેટમાંથી પાણી પાછું મોઢામાં આવે છે તે), તરસ, ઉલટી, દાહ અને અરુચિ, એ ઉપદ્રવોના સમુદાયને નસાડી મુકવામાં કુશળ છે, તેમ તે સર્વ પ્રકારના અતિસાર અને જ્વરને હરે છે—અથવા ત્રિદોષાતિસાર અને જ્વરને હરે છે.

## ત્રીજો ઉપાય.

**पञ्चाङ्घ्रिवृक्ष्यब्दबलेन्द्रबीजत्वक्सेव्यतिक्तामृतबिल्वविश्वैः ।**
**ज्वरातिसारान् सवमीन् सकासान् सश्वासशूलान् शमयेत्कषायः ॥३॥**

પાંચે મુળો, સુંઠ, ગળો, કડુ, બીલિ, પ્હાડ, મોથા, ઉશીર, બલ્લબીજ, કડાનિછાલ;
ઇંદ્રજ્જવોસહ ક્વાથ હરે શુળોને, તાવાતિસાર, વળિ, ઉધ્રસ શ્વાસ સૌને. ૩.

મોટાં પંચમૂળ (બીલીમૂળ, અરણીમૂળ, અલવા (મોટા અરડૂસા)નું મૂળ, પાડળમૂળ, શેવણમૂળ ) પહાડમૂળ, મોથ, બલબીજ (કોઇ 'બલા' ને ઠેકાણે કાંસકીનાં મૂળ લેવાનું કહે છે), ઇંદ્રજવ, કડાછાલ, વાળો, કડુ, ગળો, બીલી, સુંઠ, એ ઔષધોને સમાન ભાગે લેઈ તેમાંથી ચાર તોલાનો ક્વાથ કરી પીવાથી તે ઉલટી, ખાંસી, શ્વાસ અને શૂળ સહિત જ્વરાતિસારને શમાવે છે.

## ચોથો ઉપાય.

**कफाधिके वा पवनाधिके वा द्वयाधिके वा गुरुपञ्चमूलम् ।**
**पित्ताधिके स्याल्लघुपञ्चमूलं पुनः पुनः पृच्छसि किं मृगाक्षि ? ॥४॥**

વધે કદી સમિર કે કફવૃદ્ધિ પામે, કે બે વધે મહતપંચમુલે વિરામે;
જો પિત્તવૃદ્ધિ લઘુપંચમુળોથિ શામે, પૂછે તું વાર બહુ સુંદરિ! કોણ કામે ? ૪

જ્વરાતિસારમાં કફનો વધારો હોય અથવા વાયુનો વધારો હોય અથવા કફ અને વાયુ બન્નેનો વધારો હોય તો મોટાં પાંચ મૂળનો ક્વાથ પીવો; અને પિત્તનો વધારો હોય તો નાનાં પાંચમૂળનો ક્વાથ પીવો, હે હરિણના નેત્ર સમાન નેત્રવાળી સ્ત્રી! તું ફરી ફરીને શું પૂછે છે! મોટાં તથા નાનાં પાંચમૂળ પાછળ કહી ગયા છીએ તે લેવાં. ક્વાથનો વિધિ પાછળ કહ્યો તે પ્રમાણે કરવો.

## શોફાતિસારનો ઉપાય

**सदेवदारुः सविषः सपाठः सजन्तुशत्रुः सघनः सतीक्ष्णः ।**
**सवत्सकः क्वाथ उदाहृतोऽसौ शोफातिसारांबुधिकुम्भजन्मा ॥५॥**

અતિવિખ સુરદારૂ ને કડોકરિ છાલ,
 કૃમિરિપુ, મરિ, મોથા, પ્હાડનું મૂળ ઘાલ;
સહુ જણસ ઉકાળો છે કહ્યો વ્હાલિ! સાર;
 નિયમ સહ ભજંતાં જાય શોફાતિસાર.  ૫

દેવદાર, અતિવિખની કળી, પહાડમુળ, વાવડીંગ, મોથ, મરીઆં, કડાછાલ એ ઔષધો સમાન ભાગે લેઇ તેમાંથી ચાર તોલાનો ક્વાથ કરી તે પીવો. એ ક્વાથ સોજા સહિત અતિસારરૂપી સમુદ્રને શોષણ કરવાને અગસ્ત્ય મુનિ જેવો છે. અર્થાત્ અગસ્ત્ય મુનિએ એક જ અંજલિમાં આખા સમુદ્રનું શોષણ કર્યું હતું તેમ આ એક જ ક્વાથ સોજા સહિત દુસ્તર અતિસારને મટાડે છે.

## અતિસારનો પ્રતિકાર.

**अयि प्रिये! प्रीतिभृतां मुरारौ किं [1]बालकश्रीघनधान्यविश्वैः? ।**
**यस्याप्यतीसाररुजो न तस्य किं बालकश्रीघनधान्यविश्वैः ? ॥६॥**

પ્રીયે ! પ્રભૂભગતને કય કામ છે શું ?
બાળો, શ્રી, વારિધર, ધાન્ય, ને વિશ્વ એ શું ?
જેને ન પીડ અતિસારનિ તેહને શું ?
વાળો, શ્રી, વારિધર, ધાન્ય ને વિશ્વ એ શું ? ૬

### બીજી રીત.

છે પ્રીતિ વ્હાલિ ! પ્રભુના પદમાંહિ જેને,
શ્રી, બાલ, ધાન્ય, ધન, વિશ્વથિ શૂં જ તેને ?
પીડા નથી અતિસૃતિતણિ તન્ન જેને,
શ્રી, બાલ, ધાન્ય, ધન, વિશ્વથિ શૂં જ તેને ?

હે પ્રિયે ! હરિને વિષે પ્રીતિવાળા પુરુષોને બાળક, લક્ષ્મી, અતિશય ધાન્ય અથવા વૃષ્ટિ અને ધાન્ય તથા ત્રણે લોક, એ સર્વ શું કરવાં છે ? અર્થાત્ હરિભક્તિમાં એ પદાર્થો અંતરાય રૂપ છે માટે હરિભક્તો તેમાં આસક્તિ રાખતા નથી; તેમ જ જેને જન્મમરણની પીડાઓ નથી ( જે જીવન્મુક્ત છે ) તેમને પણ બાળક, લક્ષ્મી, વૃષ્ટિ,

---

૧ આ શ્લોકમાં **बाल** શબ્દના **ब** અક્ષરથી **ब** અને **व** નું ગ્રહણ થાય છે, તેનું પ્રમાણ:—**डलयोर्बलयोश्चैवरलयोःशसयोस्तथा इत्यादि ।**

ધાન્ય અને ત્રણે લોકનો શો ઉપયોગ છે? કેમકે તે તો સદા પૂર્ણકામ હોય છે. (ઉત્તરાર્ધનો પ્રસ્તુત અર્થ)-જેને અતિસારના રોગની પીડાઓ નથી તેને પણ વીરણવાળો, નાની બીલીઓ, મોથ, ધાણા અને સુંઠ, એ પાંચ ઔષધો શા ઉપયોગનાં છે?

આ ઔષધોને સમાન લેઇને પાછળ કહ્યા પ્રમાણે તેનો કવાથ કરવો. સુશ્રુતમાં એનું ચૂર્ણ લેવાનું કહ્યું છે. માટે તેમ કરવું હોય તો સમાન ભાગે લેઇ બારીક ખાંડી ચાળીને તેમાંથી એક તોલો ચૂર્ણ ખાવું. આ ઔષધને "ધાન્યપંચક" કહે છે.

## પિત્તાતિસારનો ઉપાય.

**पित्तातिसारो धान्याम्बुबिल्वाब्दानां निरुध्यते ।**
**[1]केनात्रज्ञायते कर्ता पण्डितेन त्वया विना ॥७॥**

ધાણા, બિલી, ઊશિર, મોથ, કેરૂં, રોકે પિત્તાતિસૃતિ જો અવેરૂ;
સલીલ વ્હાલી! તુજવીણ કોય; કર્તા લહે આ કવિતા તણોય. ૭

**બીજી રીતે.**

પિત્તાતિસારને મારે, મોથ, વાળો, બિલી અને;
ધાણાનું કવિ ના જાણે, કર્તા ત્યાં અર્થ શો બને?

ધાણા, વાળો, બીલી અને મોથ, એ ઔષધોના પાણી (કવાથ) વડે પિત્તાતિસાર રોકાય છે. હે પણ્ડિતે! તારા વિના બીજા કોઇથી અહીં કર્તા સમજાતો નથી.

---

૧. આ શ્લોકમાં કવિયે વાક્યનો કર્તા એવી રીતે મુકયો છે કે તે વાંચનારને ઝટ સમજાય નહિ, માટે એને 'કર્તૃગુપ્ત' કહે છે. ઉપલક દૃષ્ટિથી જોતાં આવો અર્થ લક્ષ્યમાં આવે છે: "ધાણા, વાળો, બીલી અને મોથના... પિત્તાતિસાર રોકાય છે. હે સ્ત્રી! તારા વિના બીજા કયા પણ્ડિતથી આ વાક્યનો કર્તા સમજાય છે?" શ્લોકમાં '**केन**' પદનો અર્થ 'કોનાવડે' એવો ઝટ લક્ષ્યમાં આવે છે ને કર્તાપદ જડતું નથી; પણ જ્યારે '**केन**'

## અતિસારનો સામાન્ય ઉપાય.

**इन्द्रजमेघमदाकुसुमश्रीलोध्रमहौषधमोचरसानाम् ।**
**चूर्णमिदं गुडतक्रविमिश्रं हन्त्यचिरादतिसारमुदारम् ॥८॥**

ઇંદ્રજવો, સુંઠ, લોધર, બીલી, ધાવડિ, મોથ મુચારસ મેલી;
ચૂરણ એ ગુડ છાશશું પીતાં, ઝટ્ટ ટળે અતિસારનિ ચિન્તા. ૮

ઇંદ્રજવ, મોથ, ધાવડીનાં ફૂલ, નાની બીલીઓ, લોધર, સુંઠ, મોચરસ, એ ઔષધો સમાન ભાગે લેઈ તેનું બારીક ચૂર્ણ કરી તેમાંથી એક તોલો ચૂર્ણ લેઇને તેને ચાર તોલા છાશ તથા એક તોલો ગોળમાં મેળવીને પીવું. એ ચૂર્ણ ભારે અતિસારને પણ થોડા વખતમાં નાશ કરે છે-મટાડે છે.

## બીજો ઉપાય.

**कल्याणि! काञ्चनलताललिताङ्गयष्टे!**
**ताम्बूलशालिलपने! ललने! शृणु त्वम् ।**
**शुंठीमदाकुसुममोचरसाजमोदास्**
**तक्रान्विताः प्रशमयन्त्यतिसारसारम्[२] ॥९॥**

કલ્યાણિ! કાંચનલતા લલિતાંગયષ્ટી!
તાંબૂલ શોભિ અધરે! શુણ તું રુપાળી!
જો સૂંઠ, મોચરસ, ધાવડિ, અજમોદ;
સેવે સછાશ પળશે અતિસાર જોર. ૯

---

પદનો અર્થ 'જળવડે' એવો ધ્યાનમાં આવે છે ત્યારે કર્તા પદનો ખુલાસો મળવાની ગ્રંથ કર્તાએ શ્લોકમાં '**केन**' એવા દ્વિઅર્થિ પદવડે કરેલો ચમત્કાર જોઇ આનંદ થાય છે.

૧. કેટલીક પ્રતમાં '**निपीतं**'—'પીધું' એવો પણ પાઠ છે.

૨. '**सारम्**' ને બદલે '**मुग्रम्**' (મોટી બલવાનૂ)' એવો પાઠ કેટલીક પ્રતોમાં છે.

હે કલ્યાણિ! સુવર્ણની વેલ સમાન સુંદર અંગરૂપી યષ્ટી જેની છે એવી હે સ્ત્રી! તાંબૂલવડે શોભાયમાન મુખવાળી હે સુંદરી! તું સાંભળ: સૂંઠ, ધાવડીનાં ફુલ, મોચરસ, અજમોદ, એ ચાર ઔષધ સમાન લેઇ તેનું ચૂર્ણ કરીને તેમાંથી એક તોલા ચૂર્ણ ચાર તોલા ગાયની તાજી છાશમાં નાંખીને પીવાથી તે અતિસારના બળને શમાવે છે.

## ત્રીજો ઉપાય.

अतिसारप्रशमनी चित्रपत्रकशोभिनी[1] ।
वृद्धिदा तनुवह्नेश्च श्यामा श्यामेव राजते ॥१०॥
ચિત્રક, તમાલપત્ર, નસોતર ચૂર્ણ, છાશમાં સેવ;
અતીસાર પળશે, વળિ વધશે જઠરાગ્નિ નિર્ભેવ.

### બીજી રીત.

જે છે અતીસાર શમાવનારી, જે ચિત્રપત્રે વળિ શોભનારી;
જે મન્દ અગ્નિતણિ દિપ્તિકારી, શ્યામા જ શ્યામાસમ સૂખકારી. ૧૦

જેમ, શરીરના અતિશય બલને શમાવનારી, ચિત્ર વિચિત્ર પત્રક (ગાલ અને સ્તનાદિ ઉપર કાઢેલાં ચિત્રામણ) વડે શોભનારી, અને કામાગ્નિની વૃદ્ધિ કરનારી તરૂણ સ્ત્રી શોભે છે તેમ, અતિસારના રોગને શમાવનારી, ચિત્રાનાં મૂળ અને તમાલપત્રવડે શોભનારી ( અર્થાત્ સંયુક્ત ) તથા શરીરના અગ્નિને (અર્થાત્ જઠરાગ્નિને) વધારનારી શ્યામા ( નસોત્તર ) પણ શોભે છે.

મતલબ કે ચિત્રા, તમાલપત્ર અને નસોત્તર એ ત્રણને સમાન લેઈ તેનું ચૂર્ણ કરીને તેમાંથી એક તોલા ચૂર્ણ ચાર તોલા છાશમાં પીવાથી અતિસાર મટે છે. પણ પ્રથમ ૦। તોલા ચૂરણથી આપતા

---

૧. 'शोभिता' એવો પાઠ છે.

જવું. 'શ્યામા'નો અર્થ 'પીંપર' કરીને નસોત્તરને બદલે પીંપર લેવી એવું પણ કેટલાક વૈદ્યોનો મત છે. તેમ જ તમાલપત્રને ઠામે જાયપત્ર કે જાવંત્રી લેવી એમ પણ કોઈ વૈદ્યો કહે છે પણ તે બાબત તેમના સિવાય બીજું પ્રમાણ નથી.

## રકતાતિસાર અને આમાતિસારનો ઉપાય.

**बाले! बाललताप्रवाललतिकाकाराङ्घ्रिहस्ताधरे!**
**मल्लीमाल्यलसत्कुचक्षितिधरे! रत्नोज्ज्वलन्मेखले!।**
**चञ्चत्कुण्डलमण्डले! विजयते रक्तामशूलान्विता—**
**तिसारं कुटजाब्दबिल्वकविषोदीच्यैः कषायः कृतः ॥११॥**

બાલે! બાલલતા પ્રવાલ લતિકા કારાંઘ્રિ હસ્તાધરે!
મલ્લીપુષ્પનિ માલયુક્ત કુચની! રત્નોજ્જવલન્મેખલે!
બીલી, મોથ, કડાનિ છાલ વળિ વાળો ને વિષા કવાથ જે;
સેવે તે અતિસાર આમશુલ લોહી સાથનો રે તજે. ૧૧

ઉછરતી વેલની કુંપળોની લતા સમાન રાતા જેના પગ, હાથ અને ઓઠ છે એવી હે બાળા ! મોગરાના પુષ્પોના હારવડે જેનો સ્તનરૂપી પર્વત શોભે છે એવી હે સ્ત્રી ! રત્નોવડે જેની મેખલા ( સ્ત્રીઓને કેડે પહેરવાનું ભૂષણ ) પ્રકાશિત છે એવી હે સ્ત્રી ! જેને કાને શોભાયમાન કુંડળો પહેરેલાં છે એવી હે સ્ત્રી !

જે અતિસારમાં લોહી પડતું હોય તથા જેમાં આમ (જરસ) પડતું હોય એવા અતિસારને, કડાછાલ, મોથ, નાની બીલીઓના મરવા, અતિવિખની કળી, અને વીરણવાળો, એ ઔષધીઓથી કરેલો કવાથ જીતે છે—મટાડે છે તાત્પર્ય કે એ પાંચ ઔષધો સમાન લેઇને તેનો ચાર તોલાનો સોળગણા પાણીમાં કવાથ કરી અષ્ટમાંશ શેષ રાખી પીવાથી આમાતિસાર તથા રક્તાતિસાર મટે છે.

## જીર્ણાતિસાર ઉપર મહાગંગાધર ચૂર્ણ.

धातक्यामलकीपयोधरवृकीकट्वङ्गयष्टीमधु—
श्रीजम्ब्वाम्रफलास्थिनागरविषाह्वीबेरलोध्रेन्द्रजैः।
तुल्यांशं विहितं सतन्दुलजलं गङ्गाधराख्यं मह—
चूर्णं तूर्णमपाकरोति सकलं जीर्णातिसारं परम् ॥१२॥

શુંઠી, નાગરમોથ, પ્હાડમુળ, ટેંટૂ, આંમળાં, ધાવડી,
વાળો, લોધર, બીલિ, જેઠિમધ, જાંબૂ, આંબાનિ ગોટલી;
એ સૌ ઇંદ્રજ ને વિખાશુ સમભાગે લઇ ચોખા જળે,
એ ગંગાધર ચૂર્ણ વેગથિ મહા જીર્ણાતિસારો હરે. ૧૨

ધાવડીનાં ફૂલ, આંમળાં, મોથ, પહાડમૂળ, અરલુ કે જેને લોકો મોટો અરડુસો કહે છે તે, જેઠીમધ, નાની બીલીઓ, જાંબૂડાના ઠળિયાની મીજ, કેરીની ગોટલી, સૂંઠ, અતિવિખ, વાળો, લોધર, ઇંદ્રિજવ, એ સર્વ ઔષધો સમાન ભાગે લેઇને તેનું ચૂર્ણ કરવું. એને મહાગંગાધર ચૂર્ણ કહે છે. એ ચૂર્ણ એક તોલો લેઇને તેથી ચોગણા ચોખાના ધોવરામણમાં મેળવીને પીવાથી ઘણા લાંબા વખતનો મોટો અતિસાર હોય તેને પણ જલદી દૂર કરે છે.

ઉપરના ઔષધમાં 'कट्वङ्ग' નામે વનસ્પતિનો અર્થ ટેંટૂમૂળ લખ્યો છે. પણ 'ટેંટૂમૂળ' વનસ્પતિ પ્રાપ્ત થવી કઠિન છે. અનુભવી વૈદ્યો 'कट्वङ्ग'ને ઠામે કડાછાલ લેવાનું પસંદ કરે છે. કડાછાલ અતિસારને મટાડનારી છે માટે ટેંટૂમૂળને ઠામે તે લેવાને બાધ નથી. એક તોલો ખાંડેલા ચોખાને આઠગણા પાણીમાં ચોળીને ધોયા પછી પાણી ગાળી લેવું. એ ચોખાનું ધોવણ પીવાના ઉપયોગમાં લેવું.

જે મનુષ્યોને તાવ આવતો હોય, તેનાથી અન્ન ખવાતું ન હોય, તેને શરીરે સોજો ચડયો હોય, તેને શૂલ આવતું હોય, હેડકીનો ઉપદ્રવ થયો હોય, મૂર્છા આવતી હોય, કફનું જોર વિશેષ હોય, ઉલટી થતી હોય, શ્વાસ ઉપડતો હોય, અને એ બધાની સાથે તેને અતિસારનો રોગ પણ થયેલો હોય, તો તેણે ગમે તેમ કરીને પણ ગોવિંદ, ગોપાળ, ગદાધર, એવાં હરિનાં નામનું સ્મરણ કરવું. અર્થાત્ શ્લોકમાં કહ્યા તેવા ઉપદ્રવો અતિસાર રોગવાળાને થાય ત્યારે તે અતિસાર અસાધ્ય જાણવો.

## આમરક્તાતિસારનો ગ્રન્થાંતરમાંથી પ્રયોગ.

**जातीफलं नागरसर्पफेनौ खर्जूफलं भिन्नमिदं च नित्यम्।**
**योज्यं द्विनिष्कं च करीषजातादरण्यजाद्भस्म समं च सर्वैः ॥१७॥**

**निष्कार्द्धमात्रं भिषजा प्रयोज्यंद्विवारमेतच्छुभतन्दुलोदैः ।**
**जीर्णातिसारे रुधिरामयुक्तेहितः सशूले बहुवेगयुक्ते ॥१८॥**

લ્યો જાતીફળ, સૂંઠ, ફેણ અહિનૂં, ખારેક સમભાગથી,
સર્વેની સમતોલ ભસ્મ વળિ અડૂટૈયાનિ સંભાળથી;

માસો દોઢ સવાર—સાંજ ભજતાં ચોખાતણે ધોવણે,
જાશે જીરણ, રક્ત, આમશુલ, અતીસાર વેગે ઘણે. ૧૭—૧૮

જાયફળ, સુંઠ, અફીણ, ખારેક (ઠળીઆ વગરની) એ સર્વ સમાન લેઇને જૂદું રાખવું. પછી જંગલનાં અડાયાંની ભસ્મ લેઇ તે બધા ઔષધની બરાબર તેમાં મેળવવી. પછી એ એકઠા કરેલા ચૂર્ણમાંથી બેઆની પૂર લેઇને તેને ચોગણા ચોખાના ધોવરામણમાં મેળવીને પી જવું. એ રીતે દરરોજ સવાર સાંજ બે વખત પીવું. એ ઔષધને જાતિફલાદિ ચૂર્ણ કહે છે. તે લોહી અને જરસ સહિત ઘણા દિવસનો મરડો થયો હોય તથા જેમાં

આંકડી અને શૂળ આવતાં હોય અને જે ઘણા વેગે આવતાં હોય એટલે વારંવાર ઝાડે ફરવા જવું પડતું હોય તેને મટાડે છે.

એ ઔષધને કોઇ ગ્રંથમાં 'જાતિફલાદિપુટપાક' નામ આપ્યું છે. પુટપાક પણ ઉપર કહ્યા તેવા અતિસારમાં સારો ગુણ કરે છે. આ પુટપાક કરવાનો વિધિ આ પ્રમાણે છે. જાયફળ, સુંઠ તથા અફીણને એકત્ર ઘૂંટીને તેનું બારીક ચૂર્ણ ખારેકમાં ઠળીઆની જગોએ ભરવું. ચૂર્ણ વધારે હોય તો બે, ત્રણ, કે વધારે ખારેકો ભરવી. પછી તે ખારેકોને વડ કે જાંબૂડાનાં પાંદડાંમાં મજબૂત લપેટીને તે ઉપર ભીના ચીંથરાનો સજ્જડ પાટો વીંટવો તથા તે ઉપર માટીનો લેપ બે આંગળ જાડો કરીને તેને અડાયાંના અગ્નિમાં મૂકી દેવો. પુટપાકવાળો ગોળો જ્યારે લાલચોળ થાય ત્યારે બહાર કાઢીને તેને ઠંડો પડવા દેઇને અંદરથી ખારેકો કાઢી લેવી. તે ખારેકોમાં તેના જેટલી જ વજનમાં જંગલી અડાયાંની રાખ ભેળવીને ખલમાં ઘુંટીને ચૂર્ણ કરવું. આ ચૂર્ણ લોહી, આમ, તથા શૂળવાળા મરડાના કે અતિસારના રોગીએ ઉપર કહ્યા પ્રમાણે સાંજ સવાર બે બે આનીપૂર ચોખાના ધોવરામણમાં પીવું.

---

## ગ્રહણી રોગ.

**હેતુ**—અતિસાર થઇને મટી ગયા પછી જ્યારે રોગી ખાવા પીવાનો વિચાર રાખતો નથી ત્યારે તેનો જઠરાગ્નિ બિગાડ પામીને ગ્રહણી અથવા જેને ( સંગ્રહણી ) કહે છે તે રોગને ઉત્પન્ન કરે છે.

**પૂર્વરૂપ**—તેથી તરસ, આળસ, દાહ, અપચો, શરીરનું ભારેપણું, વગેરે થવા માંડીને બળનો ક્ષય થાય છે.

**લક્ષણ**—પછી જે ખાધું હોય તેનો આમ થઇને ગુદા વાટે પડે છે. વખતે પકવ થઇને પડે છે, અને વખતે તે કઠણ કે પાતળો હોય છે. ઝાડો થતાં મરડો પણ થાય છે.

**પ્રકાર**—એ રોગ વાત, પિત્ત, કફ, ત્રિદોષ અને આમ, એ દોષોના કારણથી પાંચ પ્રકારનો થાય છે, વાતાદિ દોષથી ઉત્પન્ન થયેલા ગ્રહણી રોગમાં તે તે દોષનાં લક્ષણ જોવામાં આવે છે, તે ઉપરથી કયા પ્રકારનો ગ્રહણી રોગ છે તે બુદ્ધિમાન્ જાણી શકે છે. ત્રિદોષ ગ્રહણીમાં ત્રણે દોષનાં લક્ષણ મિશ્ર હોય છે. આમ સંગ્રહણીમાં આંતરડાં બોલે, આળસ અને દુર્બળતા થાય, ઝાડો નરમ, જાડો, ચીકણો, ધોળો, શબ્દ સહિત, કટિમાં વેદના સહિત અને થોડા મરડા સહિત આમવાળો થાય, દિવસે રોગ વધે અને રાત્રે શાન્તિ માલમ પડે.

**અસાધ્યત્વ**—સૂતેલા રોગીના પાસામાં શૂળ અને જળ-ઘંટીયંત્રના જેવો શબ્દ થાય, તેને ઘંટીયંત્ર સંગ્રહણી કહે છે. એ મટવો મુશ્કેલ છે.

## સંગ્રહણી રોગમાં દીપન પાચન.

**यवानीनागरोशीरधनिकातिविषाघनैः ।**
**बालबिल्वद्विपर्णीभिर्दीपनं पाचनं भवेत् ॥१९॥**

શાલવણ, પિઠવણ, અતિવિષા, ધાણા, શુંઠ, અજમોદ;
બિલિ, વાળો, મોથા ચુરણ, દીપન પાચન થાય. ૧૯

જવાન ( અજમોદ ), સૂંઠ, વીરણવાળો, ધાણા, અતિવિખની કળી, મોથ, નાની બીલીઓ, શાલિપર્ણી. પૃષ્ટિપર્ણી, એ ઔષધો સમાન ભાગે લેઇને તેનું ચૂર્ણ કરીને એક તોલો ખાવું. એથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે તથા મળનું પાચન થાય છે.

## ગ્રહણી ઉપર પુનર્નવાદિ કવાથ.

**पुनर्नवावह्निजबाणपुङ्खाविश्वाग्निपथ्याचिरबिल्वबिल्वैः ।**
**कृतः कषायः शमयेदशेषान् दुर्नामगुल्मग्रहणीविकारान् ॥२०॥**

સાટોડિ, શુંઠી, મરિ, હર્ડછાલ, ચિત્રો, ઉન્હાળિ, કણુજીનિ છાલ;
બીલી ઉકાળી નિયમે ભજાશે, ગોળો, અરરશ, ગ્રહણી પળાશે. ૨૦

સાટોડી, મરીઆં, શરપંખો, સૂંઠ, ચિત્રો, હરડેદળ, કરંજ ( કણજી )ની અંતર્છાલ, બીલી, એ ઔષધો સમાન ભાગે લેઇને તેમાંથી ચાર તોલાનો પાછળ કહેલા વિધિ પ્રમાણે કવાથ કરીને પીવો. એ કવાથ અર્શ, ગુલ્મ ( ગોળાનો રોગ ) તથા ગ્રહણી રોગ—સહુને શમાવે છે.

## બીજો ઉપાય.

**शुण्ठीछिन्नरुहाविषाजलधरैस्तुल्यैः कषायः कृतो**
**मन्दाग्नौ ग्रहणोगदेपि सततं सामानुबन्धे हितः ।**
**शुण्ठीकल्कशृतं घृतं प्रपिबतः प्लीहामवातपहं—**
**स्याद्वायोरनुलोमनं ग्रहणिका वेगेन जङ्गम्यते ॥२१॥**

શુંઠી, મોથ, ગળો, અતીવિખતણો કાઢો કરીને પિયે,
મંદાગ્નિ, ગ્રહણીથિ પીડિતતણા આમાનુબંધો જશે;
શુંઠી કલ્ક પચાવ્યું ઘૃત પ્લીહા, આમવાયૂ હરે,
વાયુ થૈ અનુકૂલ ને ગ્રહણિકા વેગેથિ નાશી જશે. ૨૧

સૂંઠ, ગળો, અતિવિખની કળી, મોથ, એ સર્વ ઔષધો સમાન ભાગે લેઇને તેમાંથી ચાર તોલાનો વિધિપૂર્વક કવાથ કરીને પીવાથી તે મંદાગ્નિમાં તથા આમસહિત ગ્રહણીના રોગમાં સદૈવ હિતકર છે. તેમ જ સૂંઠના કલ્કમાં સિદ્ધ કરેલા ઘીને પીવાથી બરોળ અને આમવાયુ મટે છે, વાયુ તેના સ્વાભાવિક માર્ગમાં

ગમન કરનારો થાય છે અને ગ્રહણી રોગ જલદી મટી જાય છે. ( ૩૦ મા શ્લોકના અર્થમાં આ જ પ્રયોગ છે. )

સૂંઠનો ક્વાથ ઘીથી ચોગણો નાંખવો એટલે ૧૬ તોલા સૂંઠના ક્વાથમાં ચાર તોલા ગાયનું ઘી નાંખીને ઉકાળવું. જ્યારે ઘી ઉપર ફીણ આવીને જતું રહે ત્યારે તેને ઉતારીને ગાળી લેવું તથા ઠંડું પડયા પછી તેટલું ઘી પી જવું. ઘી પીવાની માત્રા ચાર તોલાની છે. ઘી સિદ્ધ કરતી વખતે તેના કલ્કમાં ઘી પકવવું હોય તો તેનો ક્વાથ ચોગણો લેવો, એવો નિયમ ધ્યાનમાં રાખવો.

## ત્રીજો ઉપાય.

**पाठाविषाकुटजवृक्षफलत्वगब्दतिक्तामदारसजनागरबिल्वचूर्णम् ।**
**सक्षौद्रतण्डुलजलं ग्रहणीप्रवाह रक्तप्रवाहगुदरुग्गुदजेषु दद्यात् ॥२२॥**

મોથા, પ્હાડ, અતીવિખા, કડુ, કડાકેરી ત્વચા, ધાવડી-
પુષ્પો, શુંઠ, સુબાલ બીલિ, રસવંતી, ઇંદ્રજવ્યો વળી;
દીધાથી મધ સાથ ચૂર્ણ કરિ એ ચોખાતણે ધોવણે,
જાશે સંગ્રહણી, પ્રવાહ રુધિરશ્રાવ, વ્યથા અર્શની. ૨૨

પહાડમૂળ, અતિવિખની કળી, ઇંદ્રજવ, કડાછાલ, મોથ, કડુ, ધાવડીનાં ફૂલ, રસવંતી ( રસાંજન ), સૂંઠ, નાની બીલીઓ, એ ઔષધોનું ચૂર્ણ મધ તથા ચોખાના ધોવરામણ સાથે ગ્રહણીના પ્રવાહમાં, રક્તના પ્રવાહમાં, ગુદામાં થતી પીડામાં તથા અર્શ રોગ ઉપર આપવું. અર્થાત્ એ ચૂર્ણ એક તોલો લેઇને તેમાં બે તોલા મધ તથા ચાર તોલા ચોખાનું ધોવરામણ નાખીને પીવાથી ઉપર કહેલા રોગો મટે છે.

## ચોથો ઉપાય.

**तुल्यांशं सकलं किराततिक्तकामुस्तेंद्रजत्र्यूषणं**
**भागाश्चंद्रकलामिताः कुटजतो भागद्वयं चित्रकात् ।**

चूर्णं [1]रत्नकलाभिधं गुडपयोयुक्तं च पांडुज्वरा—
तीसारारुचिकामलाग्रहणिकागुल्मप्रमेहापहम् ॥२३॥*

કર્યાતું, કડુ, મોથ, ઇંદ્રજવ, શુંઠી ને મરી, પીંપરો,
સર્વે ભાગ, કડાનિ છાલ છદ્દશો, બે ભાગ ચિત્રામુળો;
છે એ રત્નકલાખ્ય ચૂર્ણ ગુડ પાણીશું અતીસારને,
ગોળો, પાંડુજ્વર, પ્રમેહ, કમળો, મંદાગ્નિ, ગ્રહણી હણે. ૨૩

કરીઆતું, કડું, મોથ, ઈંદ્રજવ, સૂંઠ, પીંપર, મરી, એ સર્વ સરખે ભાગે એટલે એક એક તોલો લેવાં; કડાછાલ સોળ ભાગ એટલે સોળ તોલા લેવી, ચિત્રો બે ભાગ એટલે બે તોલા લેવો; એ સર્વનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણને 'રત્નકળા ચૂર્ણ' કહે છે. રત્નકળા ચૂર્ણ એક તોલો લેઇને તેમાં તેટલો જ ગોળ તથા ચાર તોલા પાણી મેળવીને પીવાથી પાંડુ ( પંડ )રોગ જ્વર, અતિસાર, અરૂચિ, કમળો, ગ્રહણીરોગ, ગુલ્મ અને પ્રમેહ એ રોગ મટે છે.

## પાંચમો ઉપાય.

अजाजिकाहिङ्गुपटुत्रयाणां क्षारद्वयं ग्रन्थिकटुत्रयाणाम् ।
चव्याजमोदाग्निशिचित्रकाणां चूर्णसमांशंविदधीतधीमान् ॥२४॥
कोष्णाम्बुनाकोलरसेनयुक्तंतक्रान्वितंकाञ्जिकमिश्रितं वा ।
पेपीयमानं सुखदं नृणां स्यागुल्मग्रहण्यामगुदाङ्कुरेषु ॥२५॥

---

૧. रत्नकलाकृतं (રત્નકલાએ કરેલું) એવો પણ પાઠ છે.

* આ શ્લોકના ઉત્તરાર્ધનો નીચે પ્રમાણે પણ પાઠ છે:—

"चूर्णोऽगस्तिरयं हिमाम्बुगुडयुक्तः सेव्यमानो हरेत्
गुल्मारोचककामलाग्रहणिकातीसारपाण्डुज्वरान्"

'એ ચૂર્ણને 'અગસ્તિ' ચૂર્ણ કહે છે. તે ચૂર્ણ ઠંડું પાણી તથા ગોળ સાથે ખાવાથી ગુલ્મ, અરુચિ, કમળો ગ્રહણી, અતિસાર, પાંડુ, અને જ્વરને મટાડે છે.

## એ જ ઉપાયનું બીજી રીતે કથન.

क्षारद्वन्द्वपटुत्रिकत्रिकटुकैश्चव्याजमोदानलैः
कृष्णामूलकहिङ्गुजीरमिशिभिस्तुल्यैर्विधेयं रजः ।
पीतं कोष्णजलेन कोलपयसा तक्रेण वान्यौषधा—
न्मुग्गुल्मगुदाङ्कुर ग्रहणिषु प्रायः प्रियं प्रेयसि! ॥२८॥

જીરૂ, વર્યાળિ, શુંઠી, ત્રિલવણ, હિંગશેકેલિ, બે ખાર ભેળી
પીંપેરો, ચવ્ય, ચિત્રામુલ, મારિ, પિંપળીમૂલ, અજમોદ મેલી;
નિત્યે જે ચૂર્ણ સેવે ઉષણ સલિલમાં છાશમાં કાંજિમાં કે,
કાઢામાં બોરડીના ગ્રહણિ અરશને, આમ, ગોળો, તજે તે. ૨૪–૨૫

જીરૂં, હીંગ, સિંધવ, સંચળ બિડલવણ (બીડખાર), જવખાર, શાજીખાર, પીપરીમૂળ, સુંઠ, પીંપર, મરી, ચવક, અજમોદ, સુઆ અને ચિત્રો, એ ઔષધો સમાન ભાગે લેઇને તેનું ચૂર્ણ કરવું. તે ચૂર્ણને એક તોલાની માત્રા પ્રમાણે લગાર ગરમ કરેલા પાણીમાં, બોરડીની અંતરૂછાલના કવાથમાં, છાશમાં અથવા કાંજીમાં મેળવીને પીવાથી તે ગુલ્મરોગ, ગ્રહણીરોગ, આમવાત અને અર્શ એ રોગમાંથી મુક્ત કરી મનુષ્યોને સુખ આપે છે.

ચૂર્ણમાં હીંગ શેકેલી લેવી તથા જે પ્રવાહી સાથે પીવું હોય તે ચાર તોલા લેવું. 'मिशि' નો અર્થ વરિયાળી કરીને કોઈ સુઆને ઠેકાણે વરિયાળી લે છે.

જવખાર, શાજીખાર, સિંધવ, સંચળ, બિડખાર, સુંઠ, પીંપર, મરી, ચવક, અજમોદ, ચિત્રો, પીપરીમૂળ, હિંગ, જીરૂ, સુઆ એ સર્વે ઔષધો સમાન લેઈને તેનું ચૂર્ણ કરવું. હે પ્રિયા ! એ ચૂર્ણને ( એક તોલો ) લેઇને ગરમ પાણી સાથે, બોરડીના કવાથ સાથે, છાશ સાથે અથવા બીજા કોઈ ( કાંજી ) વગેરે ઔષધ સાથે પીએ

તો તે છાતીની પીડા, ગુલ્મ, અર્શ અને ગ્રહણી રોગમાં વિશેષે કરીને પ્રીતિજનક ( રોગહારી હોવાથી ) છે.

ઉપરના બન્ને શ્લોકોમાં ઔષધ કાંજી સાથે પણ પીવાનું કહ્યું છે, માટે એ કાંજી બનાવવાની ક્રિયા સંક્ષેપમાં અહીં બતાવીએ છીએ. માટીની નવી માટલી આણીને તેને સરશીયું તેલ ચોપડીને તેમાં નિર્મળ પાણી નાખવું, પછી રાઈ, જીરૂ, હીંગ, સિંધવ, સુંઠ અને હળદર, એ ઔષધોનું ચૂર્ણ, ભાત સાથે ઓસામણ, કળથીનો ક્વાથ, થોડોક વાંસનો પાલો, એ તેમાં નાંખવું. અને પાણીના પ્રમાણમાં તેમાં પાંચ દસ વડાં ઘીમાં તળીને તેમાં નાંખીને વાસણનું મોઢું ત્રણ દિવસ બંધ કરી મૂકવું. એ પાણી ખાટું થાય છે તેને કાંજી કહે છે. એ કાંજી ગાળી લેઇને ઉપયોગમાં લેવી.

## છઠ્ઠો ઉપાય-ક્ષારાદિ ગુટિ.

**द्विक्षारषट्कटुपटुव्रजहिङ्गुदिप्यैः स्यात्सारलुङ्गबदरैकरसेन युक्तः ।**

**[1]श्लेष्मानिलग्रहणिकाद्दगुडःप्रशस्तोनक्षत्रमुख्यमुखि ! दीपनपाचनोऽलम् ॥ २६ ॥**

બે ખાર પંચમિઠ ને કટુ ખટ્ટ સાથ, ચન્દ્રાનને ! હિંગ અને અજમોદ વાટ;
બીજોરૂં, બોરડિ રસે ગુટિ બાંધિ ખાવે, ખોશે સમીર, ગ્રહણી કફદીપ્તિ લાવે.

જવખાર, શાજીખાર, સુંઠ, પીંપર, મરી, ચિત્રો, ચવક, પીપરીમૂળ, સિંધવ, સંચળ, બિડખાર, સમુદ્રમાંથી નીપજતું મીઠું, ( ઘશિયું મીઠું ), વરાગડું મીઠું શેકેલી હિંગ, અજમોદ, એ

---

૧. '**श्लेष्मानिलाग्रहणिकागुदजेषु शस्तो लोकत्रयैकसति ! दीपनपाचनोऽयम्**' 'એ (ગોળી) કફ, વાયુ અને ગ્રહણી રોગમાં હિતકર છે. તથા હે ત્રણેલોકમાં સર્વોત્તમ સતિ ! એ જઠરાગ્નિનું સારી રીતે દીપન કરનાર તથા મળનું પાચન કરનાર છે.' એવો પણ પાઠ છે.

ઔષધોને સમાન ભાગે લેઈ તેનું ચૂર્ણ કરીને તેમાં ચૂર્ણથી ચોગણો દાડમના બીજનો રસ ( દાડિમસાર ), બીજોરાનો રસ, અથવા બોરડીનો ક્વાથ, એમાંથી ગમે તે એક મેળવીને તેની ગોળીઓ કરવી. એ ગોળીઓમાંથી એક તોલા પ્રમાણે ઔષધ ખાવું. એ ગોળીઓ કફ, વાયુ, ગ્રહણી અને અર્શમાં હિતકર છે. તથા હે ચન્દ્રમુખી ! એ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા મળનું પાચન કરનાર પણ છે.

## સાતમો ઉપાય.

**चूर्णं चित्रकचव्यश्रीविश्वभेषजनिर्मितम् ।**
**तक्रेणसहितं हन्ति ग्रहणीं दुःखकारिणीम् ॥२७॥**

ચિત્રો, ચવ્ય, બિલી, શુંઠી, નિત્ય છાશશું સેવશે;
પળશે ગ્રહણી મોટી, દુઃખ દેનારિ જે હશે. ૨૭

ચિત્રો, ચવક, નાની બીલીઓ, સુંઠ, એ ચાર ઔષધો સમાન લેઇને તેનું ચૂર્ણ કરીને તે ચૂર્ણ એક તોલા પ્રમાણે ચોગણી છાશમાં પીવાથી તે દુઃખકારી ગ્રહણી રોગને હણે છે—ગ્રહણી રોગ—મટાડે છે.

## આઠમો ઉપાય.

**त्वकाग्निमरीचानां चूर्णं तक्रेण सेवितम् ।**
**ग्रहण्युदरगुल्मार्शः क्षुन्मान्द्यप्लीहनाशनम् ॥२८॥**

જો સંચળ, મરી, ચિત્રો ચૂર્ણ છાશશું સેવશે;
ગ્રહણી, પેટ, મંદાગ્નિ, અર્શ, ગુલ્મ પ્લિહા જશે. ૨૮

સંચળ, ચિત્રો, અને મરીઆં સમ ભાગે લેઈ એ ત્રણનું ચૂર્ણ એક તોલો ચોગણી છાશમાં નિત્ય સેવવા ( ખાવાથી)થી ગ્રહણીરોગ, ઉદર ( પેટ )ના રોગ, ગુલ્મ (ગોળાનો રોગ), અર્શ, જઠરાગ્નિનું મંદપણું, અને બરોળની ગાંઠ, એ રોગોનો નાશ થાય છે.

## ઝાડાની કઠિનતાનો ઉપાય

**कृच्छ्रेण कठिनत्वेन यः पुरीषं विमुञ्चति ।**
**सघृतं लवणं तस्य पाययेत्क्लेशशान्तये ॥२९॥***

દુઃખે કરિ અતી કાઠો, ઝાડો જેને થતો હશે;
ઘી, સિન્ધવ પિયે એના, ક્લેશની શાંતિ તો થશે. ૨૯

જેને દુઃખે કરીને કઠણ ઝાડો થતો હોય તેને તે દુઃખની શાન્તિ થવા માટે ઘી સાથે સિંધવ પાવો. ચાર તોલા ગરમ કરેલા ઘીમાં ચાર માસા સિંધવ નાંખીને પીવું.

## ગ્રહણીનો ઉપાય.

**वातानुलोमनं सर्पिः शुण्ठिकल्केन साधितम्**
**कासश्वासज्वरप्लीहपाण्डुग्रहणिनाशनम्॥३०॥***

સૂંઠ કલ્કે પકાવ્યું ઘી, વાયુ ચોકસ રાખશે;
કાશ, શ્વાસ, જ્વર, પ્લીહા, પાંડુ, ગ્રહણી નાસશે. ૩૦

સુંઠના કલ્કવડે સિદ્ધ કરેલું ઘી વાયુને તેના સ્વાભાવિક માર્ગમાં સ્થાપનાર છે, તથા ખાંસી, શ્વાસ, તાવ, બરોળ, પાંડુરોગ અને ગ્રહણી રોગને નાશ કરનાર છે. (શ્લોક ૨૧ ના ઉત્તરાર્ધના અર્થમાં આ જ પ્રયોગ છે.)

## આમગ્રહણીનો ઉપાય.

**आजं पयो जलधरेन्द्रजवालबिल्व—**
**ह्रिबेरमोचरसकल्कयुतं विपक्वम् ।**
**आमानुबन्धसहितं रुधिरान्वितं च**
**सद्यो निहन्ति गृहिणि ! ग्रहणीविकारम् ॥३१॥**

---

* આ બે શ્લોક કેટલીક પ્રતોમાં નથી.

વાળો, નાગર મોથ, મોચરસ બીલી ઈંદ્રજવ્યોનિ જે,
વાટી ચટ્ટણિ અષ્ટગૂણ બકરીદૂધે, જલે ચોગણે;
શીજાવી દુધ શેષ રાખિ ભજતાં તત્કાળ તે તો ખરે,
ભારે આમ રુધિરયુક્ત ગ્રહણી, હે ગૃહિણી! નાસશે. ૩૧

મોથ, ઇંદ્રજવ, નાની બીલીઓ, વીરણવાળો, મોચરસ એ સર્વ સમાન લેઇને તેનું ચાર તોલાનું કલ્ક (પાણીમાં વાટી ચટણી) કરી કલ્ક કરતાં આઠગણા બકરીના દૂધમાં તે કલ્ક નાખવું તથા દૂધ કરતાં ચારગણું પાણી નાંખીને તેને ઉકાળવું. પછી જ્યારે દૂધ માત્ર શેષ રહે ત્યારે નીચે ઉતારી દૂધ ગાળી લેઈને તેમાંથી આઠ તોલા કે જઠરાગ્નિનું બળ વિશેષ હોય તો પાચન થાય તેટલું દૂધ પીવું. હે સ્ત્રી! એ દૂધ આમસહિત તથા રુધિરસહિત ગ્રહણીરોગને તત્કાળ નાશ કરે છે—મટાડે છે.

**इतिश्रीदिवाकरभट्टसूनुमहाकविश्रीलोलिम्बराजविरचिते वैद्यजीवनकाव्येग्रहणीप्रतीकारेद्वितियोल्लासः ॥२॥**

---

महाकविश्रीलोलिम्बराजविरचित

# वैद्यजीवनकाव्य ।

## तृतीयोल्लासः ।

## શ્વાસ અને કાસ.

**હેતુ**—ધુમાડો કે ધૂળ ગળામાં પેસવાથી, અતિશય મહેનત કરવાથી, ચીકણો, કોદરા, રુક્ષ પદાર્થ ખાવાથી, શ્વાસનળીમાં અન્ન જળનો પરમાણુ જવાથી, છીંક આવતી અટકાવવાથી, દાહકારક પદાર્થ ખાવાથી, ભારે તથા બદ્ધકોષ્ઠ કરનારા પદાર્થ ખાવાથી, શીતળ થયેલા પદાર્થ ખાવા પીવાથી, ઠંડે પાણીએ નહાવાથી, અતિશય તાપ કે અતિશય વાયુ સેવવાથી, અતિભાર ઉચકવાથી, ઘણી મુસાફરી કરવાથી, જોરથી વાગવાથી, આમ સંબંધી રોગ થવાથી, સ્ત્રી સંગથી, ક્ષયરોગથી, વિષમ ભોજનથી, અતિ ભોજનથી, વગેરે કારણોથી ખાંસી, હિક્કા અને શ્વાસ, એ વ્યાધિઓ ઉપજે છે. ( એ હેતુઓથી દૂર રહેવું એ, રોગમાં પથ્ય છે.)

**પૂર્વરૂપ**—( ખાંસીનું )—ગળામાં કફ ઉપજે, તેમાં ચેળ ઉત્પન્ન થાય, અવાજ બદલાય, વગેરે લક્ષણોથી જાણવું કે ખાંસી ઉત્પન્ન થવાની છે.

**લક્ષણ**—પ્રાણવાયુ ઉદાનની સાથે મળીને ભાગેલા કાંસાના વાસણના અવાજ જેવા અવાજ સાથે એકાએક મુખમાંથી બહાર નીકળે છે તેને કાસ, ખાંસી કે ઉધરસ કહે છે. તથા પ્રાણવાયુ પોતાનું સ્થાન છોડી કફ સહિત વારંવાર આવે અને જાય તેને શ્વાસ કે દમ કહે છે.

**પ્રકાર** ( ખાંસીના )—પાંચ છેઃ-વાતકાસ એટલે વાયુથી થયેલી ખાંસીમાં ગળુ છોલાય છે—સૂકી ઉધરસ આવે છે, કફ પડતો નથી; પિત્તકાસમાં મોંમાંથી કડવા પિત્તના ગળફા પડે છે; કફકાસમાં મધુર ગળફા પડે છે; ઉરઃક્ષતકાસ છાતીને જોર પહોચવાથી થાય છે. એમાં પ્રથમ સૂકી અને પછી લોહીના ગળફાવાળી ઉધરસ થાય છે. ઉધરસ આવ્યા પછી કબૂતરની પેઠે ગળામાં અવાજ થાય છે. ( આ પ્રકાર ભયંકર છે. ) ક્ષયકાસ—એમાં લોહી અને પરૂના ગળફા પડે છે. શોકથી તથા વ્રણ વગેરેથી ઉપજે છે.

શ્વાસ પણ પાંચ પ્રકારનો છે. મહાશ્વાસ, ઊર્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ, અને ક્ષુદ્રશ્વાસ, એમાંના પહેલાં ત્રણ શ્વાસ અસાધ્ય છે.

## કાસનો ઉપાય.

**अतः परं कोमलवाणि ! कासश्वासप्रतीकारमुदीरयामः ।**
**निहन्ति कासं लघुपञ्चमूलीकृतः कषायश्चपलासहायः ॥१॥**

કહું હવે હું દમ ખાંસિકેરા, ઉપાય રે હે મૃદુ બોલિ બાળા !
ખાંસી હરે પંચ લઘૂ મુલીનો, કાઢો ભુકો લૈ મહિ પીંપળીનો.

હે કોમળ વચન બોલનારી સ્ત્રી! હવે અમે ખાંસી અને શ્વાસની ચિકિત્સા કહીએ છીએ. લઘુ પંચમૂળોનો કવાથ કરીને તેમાં પીપરનું ચૂર્ણ નાખીને પીવાથી તે ખાંસીને મટાડે છે.

શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, (ભોરીંગણી), ગોખરૂમૂળ, એ પાંચને 'લઘુ પંચમૂળ' કહે છે. એ ઓષધો સમાન લેઈને તેમાંથી ચાર તોલાનો કવાથ કરી અષ્ટમાંશ શેષ રહે ત્યારે તેમાં પીપરનું ચૂર્ણ ચાર માસા નાખીને કવાથ પીવો.

## શ્વાસ તથા ખાંસીનો ઉપાય.

**घनविश्वशिवागुडजा गुटिका त्रिदिनं वदनाम्बुजमध्यधृता ।**
**हरति श्वसनं कसनं ललने! ललनेव हिमं हृदयोपगता ॥२॥**

હરડે, શુંઠ, મોથનિ ગોળિ કરો, ગુડશું ત્રણ દીન મુખેશું ધરો;
ઉધરસ્સ હરે, દમ નાશ કરે, હિમ ચાંપિ પ્રિયા જ્યમ શીત હરે.　૨

મોથ, સૂંઠ, હરડે, એ ત્રણ ઔષધો સમાન ભાગે લેઈ તેનું ચૂર્ણ કરીને તેમાં ચૂર્ણથી બમણો ગોળ નાખીને ગોળી કરવી. એ ગોળી ત્રણ દિવસ સુધી મુખરૂપી કમળમાં રાખવી. હે સુંદરી! જેમ હૃદય સાથે આલિંગિત સ્ત્રી શીતને હરે છે તેમ એ ગોળી શ્વાસ અને કાસને હરે છે. (ગોળી મોંમાં રાખવાની છે માટે પ્રમાણ બતાવ્યું નથી તથાપિ મુખમાં રાખવાને અનુકૂળ પડે એવડી ગોળી કરવી, તથા એક ગોળી થઈ રહે એટલે બીજી ગોળી મોંમાં રાખવી).

## કાસશ્વાસ ઉપર બીભીતકાવલેહ.

**आजस्य मूत्रस्य शतं पलानां शतं फलानां च कलिद्रुमस्य ।**
**पक्वं समश्याशु निहन्ति कासं श्वासं च तद्भस्मवकं बकासम् ॥३॥**

અજાતણા મૂત્ર સમાન લેઈ, બહેડાં શિજાવો મૃદુ આંચ દેઇ;
તેમાં મધૂ નાંખિ ભજો ત્રિદીન, ખાંસી, કફ, શ્વાસ જશે બલીન.　૩

બકરીનું મૂત્ર દશ શેર લાવવું તથા તેમાં સો બેઢાંનાં ફળ નાખીને તેને રાંધવાં. પકવ થાય ત્યારે તે બેઢાંના ઠળિયા કાઢી નાખીને જે ભાગ રહે તેમાં મધ મેળવીને તે ખાવું. ( ખાવામાં બેઢાં એક તોલો અને મધ બે તોલા લેવું. ) એ અવલેહ ખાંસીને, શ્વાસને તથા બળવાન્ કફને હણે છે.

---

૧ ' शतंपलानाम् ' એવો પણ પાઠ છે અર્થ ' દશ શેર બેઢાં લેવાં ' થાય પણ એ પાઠ સટીક પ્રત જોતાં સમીચીન લાગતો નથી.

## કાસાદિ ઉપર આર્દ્રકાવલેહ.

**आर्द्रादर्धतुला गुडादपि तथाऽर्धाम्रं च कुस्तुम्बरी—**
**दीप्यायोजरणत्रिजातजलदाद्देतत्पचेद्युक्तितः ।**
**लेह्यो रत्नकले ! तवैव कथितः प्राणप्रियाया मया**
**कासार्शोज्वरपीनसश्वयथुरुग्गुल्मक्षयध्वंसनः ॥४॥**

લ્યો આદુ શરશેર; ગોળ સમ તે; ધાણા જિરૂ, મોથ જે,
અજમો, લોહ, ત્રિજાત, વસ્તુ દર બે તોલા પ્રમાણે સજે;
યુક્તીથી કરિ પાક વ્હાલિ ! ભજતાં આ આદુના લેહને,
સોઝો, પીનસ, અર્શ, કાસ, ક્ષય, ગોળો ના રહે તેહને. ૪

પાંચશેર આદુ લાવી તેને છોલીને બારીક કાતળીઓ કરવી. પછી પાંચશેર ગોળમાં તે નાખવી. પછી ધાણા, અજમોદ, લોહભસ્મ, જીરૂ, તજ, તમાલપત્ર, એલચી, મોથ એ સર્વ ઔષધો બે બે તોલા લેઈને તેમનું ચૂર્ણ કરીને તેમાં નાખવું. પછી તેને ચૂલે ચઢાવીને પાક કરવો. એ પાક તૈયાર થાય ત્યારે તેને નીચે ઉતારી બીજા માટીના વાસણમાં કે કાચની બરણીમાં ભરી લેવો અને તેમાંથી દરરોજ સવારમાં ચાર તોલા પ્રમાણે ખાવો. હે રત્નકળા ! તું મારી પ્રાણપ્રિયા છે માટે આ અવલેહ મેં તને જ કહ્યો છે. એ અવલેહ ખાંસી, અર્શ, તાવ, પીનસ ( સળેખમનો અથવા નાકમાં છોડ બાઝે છે તે વ્યાધિ ), સોજાનો રોગ, ગુલ્મ રોગ, અને ક્ષય રોગ, એ સર્વને નાશ કરનારો છે.

પાક કરતાં કરતાં તે અવલેહ તૈયાર થયો કે કેમ, તે જાણવું જરૂરનું છે માટે અહીંઆં તે ટૂંકામાં બતાવીએ છીએ. પાક થયો એટલે અવલેહને ચપટીમાં લેઇ ચપટી ઉઘાડીએ તો તાર માલમ પડે છે તેને પાણીમાં નાખીએ એટલે બૂડે છે, આંગળીથી દાબીએ તો કઠણ અને ચીકણો લાગે છે. તે પાકની ગંધ, રંગ અને રસ

પહેલાંનાં કરતાં જૂદી તરેહનાં થઈ જાય છે. એ ઉપરથી પાક થયો ન થયો તે જાણીને ઔષધનો ઉપયોગ કરવો. કેટલાક વૈદ્યો પ્રથમ ગોળમાં આદાનો પાક કરીને પછી તેમાં ધાણા વગેરેનું ચૂર્ણ નાખીને હલાવીને એકત્ર કરે છે. એ ચૂર્ણોમાં લોહભસ્મ ગણાવી છે તે ધાતુ ઉપધાતુના શોધનમારણમાં કહ્યા પ્રમાણે તૈયાર કરવી.

## શ્વાસાદિક ઉપર ચિન્તામણિ ચૂર્ણ.

**रास्नाबलापद्मकदेवदारुफलत्रिकत्र्यूषणवेल्लचूर्णः ।**
**चिन्तामणिः क्षौद्रघृतोपपन्नः[1] श्वासांश्च कासांश्च निराकरोति ॥५॥**

રાસ્ના, બલા, પદ્મક, દેવદાર, મરી, કટુત્રી, ત્રિફળા સુધાર;
ચિન્તામણી આ મધશું ભજ્યાથી, છોડાવશે ખાંસિ દમ વ્યથાથી. ૫

રાસના, બલબીજ, પદ્મકાષ્ઠ, દેવદાર, હરડે, બેઢાં, આમળાં, સુંઠ, પીપર, મરી, વાવડીંગ, એ ઔષધો સમાન લેઇને તેનું સૂક્ષ્મ ચૂર્ણ કરવું. એ ચૂર્ણને ચિન્તામણિ ચૂર્ણ કહે છે કેમકે એ ઇચ્છિત ગુણ કરે એવું છે. એ ચૂર્ણને ઘી તથા મધ સાથે યુક્ત કરીને ચાટવાથી તે શ્વાસ અને ખાંસી એ રોગોને દૂર કરે છે.

એ ચૂર્ણ એક તોલો વજનમાં લેઇને તેમાં એક તોલો ઘી તથા બે તોલા મધ મેળવીને ખાવું. ઘી અને મધ જોડે લેવાનાં હોય ત્યારે તે સમાન વજનમાં લેવાં નહિ એ શાસ્ત્રકારોનો અભિપ્રાય છે, તે ધ્યાનમાં રાખવો.

## શ્વાસ ઉપર વાસાદિ ક્વાથ.

**वासाहरिद्राधनिकागुडूची भार्ङ्गिकणानागरधावनीनाम्[2] ।**
**क्काथेन मारीचरजोन्वितेन श्वासः क्षयं याति न कस्य पुंसः ॥६॥**

---

૧ 'युतोपपन्नः' એવો પણ પાઠ છે, પણ ટીકાવાળી પ્રતો જોતાં બરોબર લાગતો નથી.

૨ 'रिङ्गणीनाम्' એવો પણ પાઠ છે. અર્થ એક જ છે.

અર્ડુસિ, ધાણા, હળદી, ગળો, હ્યો, ભારંગ, શુંઠી, રિંગણી, પિપેરો;
કાઢા વિશે ચૂર્ણ મરીનું ભેળો, સેવે જશે શ્વાસ ન કાણકરો ? ૬

અરડૂશીનાં પાંદડાં, હળદર, ધાણા, ગળો, ભારંગ, પીપર, સુંઠ, રીંગણી એ ઔષધો સમાન લેઇને તેનો વિધિપૂર્વક કવાથ કરીને તેમાં ચાર માસા મરીઆંનું ચૂર્ણ નાખીને આઠ તોલા કવાથ પીવો. એ પીવાથી કયા પુરુષનો શ્વાસ નથી ક્ષય થતો વારૂ ? અર્થાત્ જે કોઈ એ કવાથ પીએ તેનો શ્વાસરોગ મટે જ છે.

## કાસ ઉપર લવંગાદિ વટી.

**तुल्या लवङ्गमरिचाक्षफलत्वचः स्युः सर्वैः समश्च गदितः खदिरस्य सारः।**
**बुब्बूलवृक्षजकषाययुजां चतुर्णा कासान्निहन्ति वटिका घटिकाष्टकान्ते।७।**

સખાં લવિંગ મરિ બ્હેડ હળો લઇને, એની સમાન વળિ ખેરજ સાર લૈને;
દો ભાવના બુબુલછાલ કવાથકેરી, એ ગોળિ ખાંસિ હરશે ઘડિ આઠ માંહિ.

લવંગ, મરીઆં, બેઢાંની છાલ, એ ત્રણ સમાન ભાગે લેઇને તે સર્વની બરાબર ખેરસાર લેવો. પછી એ ચારેના ચૂર્ણને બાવળની અંતર્છાલના કવાથની ભાવના આપીને તે જ કવાથમાં તેની ગોળી બાંધવી. એ ગોળી આઠ ઘડી થતાંમાં બધા પ્રકારની ખાંસીઓને હણે છે—અર્થાત્ તમામ સાધ્ય ખાંસીઓને જલદી મટાડે છે. (ઔષધ ડૂબે એટલા કવાથમાં ઔષધને પલાળી રાખી તેને સૂકવવું તેને ભાવના આપી કહે છે).

## કાસાદિ ઉપર શુંઠી કવાથ.

**वातं निर्दलयन् कफं कवलयन्नुन्मूलयन् पीनसं**
**दृष्टिं निर्मलयन् प्रभां प्रबलयन् हृद्रोगमुत्सारयन् ।**

૧. 'बुब्बुलवल्कलकषाययुतं च चूर्णं' એવો પણ પાઠ છે. અર્થ એક જ છે.

निःशेषं जठरामयं प्रशमयन्नुद्दीपयन् पावकं
कासश्वासनिराससाधनमसौ विश्वाकषायः स्मृतः ॥८॥

વાયૂને હરતો, કફો નિગળતો, પીનસ્સને છેદતો,
કર્તો નિર્મલ દૃષ્ટિ, કાંતિ ભરતો, હૃદ્રોગને ફેડતો;
હર્તો પેટ વ્યથા સહૂ, પ્રકટતો અગ્નિ, હરે શ્વાસને,
ખાંસી સંહરતો, કવાથ કથિયો શુંઠીતણો એ તને. ૮

ચાર તોલા સૂંઠને ચોસઠ તોલા પાણીમાં ઉકાળીને અષ્ટમાંશ શેષ રહે ત્યારે પીવો. એ કવાથ વાયુને દળી નાખે છે, કફનો કાળીઓ કરી જાય છે, પીનસ (સળેખમ) રોગને મૂળમાંથી ઉખેડી નાખે છે, દૃષ્ટિને નિર્મળ કરે છે, કાંતિને વધારે તેજસ્વી કરે છે, હૃદયના રોગને દૂર ખસેડી નાખે છે, અતિસાર, આમવિકાર, ગુલ્મ આદિક સમસ્ત જઠરના વ્યાધિઓને શમાવી દે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે તથા ખાંસી અને શ્વાસનો નાશ કરવાનું એ સાધન છે.

## શ્વાસનો ઉપાય (અંતર્બહિર્લાપિકા)

रूपं कीदृक् कमलवदने ! नुः परे सौ गिरेः स्यात्
सम्बुद्धिः का मधुरवचने ! किं हुताशस्य बीजम् ।
कस्य क्वाथः श्वसनशमनो वल्लभेनेति पृष्टा
विद्वद्वंद्या द्रुतिमदमदात्सोत्तरं नागरस्य ॥९॥

'નૃ' નૂં કેવૂં 'સુ' પ્રત્યયપરે રૂપ પંકેરુહાક્ષી !
શું છે સંબોધન અચલનું ? બીજ અગ્નિનિ ષષ્ઠી ?
શાના કવાથે દમ શમિ જશે ? સ્વામિયે પૂછ્યું જ્યારે,
વિદ્વદ્વંદ્યા ત્વરિત વદિ ત્યાં "નાગરાના જ" ત્યારે. ૯

### બીજી રીતે

હસ્તી જેથી જલ મુખ ધરે વર્ણ આદિ વિચાર,
વીભક્તિ પ્રત્યય નિર્ગુણતણી વર્ણ છેલો સંભાળ;

શું છે હાનું પ્રતિકુલ? પછે શ્વાસ શાના ક્વાથે?
દીધો સ્ત્રીએ ઉત્તર "શુંઠિના" પૂછિયું જ્યાંહિ નાથે, ૯

હે કમળ સમાન મુખવાળી સ્ત્રી! 'नृ' શબ્દનું 'सु' પ્રત્યય-પર છતાં (પ્રથમા વિભક્તિના એક વચનમાં) કેવું રૂપ થાય? ઉત્તર-'ना'. હે મધુર વચન બોલનારી સ્ત્રી! પર્વત વાચક 'अग' શબ્દનું સંબોધનનું એક વચન શું? ઉત્તર-'अग.' અગ્નિનું બીજ શું? ઉત્તર-'र.' કોનો ક્વાથ શ્વાસને શમાવનારો છે? એ પ્રમાણે પોતાના પ્રિય સ્વામીએ પુછવાથી વિદ્વાનોએ વંદન કરવા જેવી તે સ્ત્રી તત્કાળ બોલી કે 'ना+अग+र=नागर' (સૂંઠ) નો, તાત્પર્ય કે સૂંઠનો ક્વાથ શ્વાસને મટાડે છે.

## શ્વાસનો બીજો ઉપાય.

**कटुतैलेनसंयुक्तो गुडो यावन्नसेवितः ।**
**तावन्नस्यति किं श्वासः पीयूषमधुराधरे ! ॥१०॥**

જ્યાં સુધી સર્ષિયા સાથે, ગોળ સેવા નથી કરી;
ત્યાં સુધી શ્વાસ શું જાશે, કહે મિષ્ટ સુધાધરી! ૧૦

અમૃતના સરખા મધુર હોઠવાળી હે સ્ત્રી! સરસીઆ તેલમાં ગોળ મેળવીને જ્યાં સુધી ખાધો ન હોય ત્યાં સુધી શ્વાસ રોગ નાશ પામે છે શું?

## શ્વાસ અને ખાંસીનો ત્રીજો ઉપાય.

**सेवितं मधुखण्डाभ्यां चूर्णं मरिचजं यदि ।**
**किमर्थं क्रियते चिन्ता कासश्वासपराजितैः ॥११॥**

મધ, સાકરશું સેવે, મરી ચૂરણ જો કદી;
ખાંસિ ને શ્વાસથી હાર્યા, ચિંતા શા કારણે કરે? ૧૧

જો મધ અને સાકર સાથે મરીઆંનું ચૂર્ણ સેવ્યું હોય તો

ખાંસી અને શ્વાસથી હારી ગયેલા રોગીઓએ શું કરવા ચિંતા કરવી જોઇએ ? અર્થાત્ મરીઆંનું ચૂર્ણ ०। તોલો લેઇને તેમાં ०॥ તોલો સાકર તથા ०॥ તોલો મધ નાખીને ચાટવાથી શ્વાસ અને ખાંસી મટે છે.

## ખાંસીનો ચોથો ઉપાય (નિરોષ્ઠ્ય.[1])

**अयि रत्नकले ! नीलनलिनच्छदनेक्षणे ! !**
**सिंहीकषायः सकणः कासग्रासकरः[2] क्षणात् ॥१२॥**

અહો રત્નકલા! કાંતા! નીલપંકજ લોચની!
હરે ખાંસી પિંપેરીશું, સેવા રિંગણી ક્વાથની. ૧૨

નીલ કમળના પત્ર જેવાં નેત્રવાળી હે રત્નકળા ! રીંગણીના ક્વાથમાં પીંપરનું ચૂર્ણ ચાર માસા નાખીને પીવાથી તે ખાંસીને તત્કાળ ખાઇ જાય છે—અર્થાત્ મટાડે છે.

## શ્વાસ અને કાસનો પાંચમો ઉપાય (દૃષ્ટકૂટ[3].)

**रावणस्य सुतो हन्यान्मुखपङ्कजधारितः ।**
**श्वसनं कसनं चापि तमिवानिलनन्दनः ॥१३॥**

દશકંધતણો પુત્ર, મુખે ધારી ગળો રસ;
મારશે ખાસિ ને શ્વાસ, તેને જેમ કપીશ્વર. ૧૩

રાવણના પુત્રને મુખરૂપી કમળમાં ધારી રાખ્યો હોય તો, તેને જેમ વાયુપુત્ર હનૂમાને માર્યો તેમ, તે પણ શ્વાસને અને

---

૧ આ શ્લોકમાં હોઠને હોઠ ન અડે અને શ્લોક બોલાય એવા અક્ષરોની રચના કવિયે કરી છે.

૨ '**कासश्वासहरःस्मृतः**' એવો પણ પાઠ છે.

૩ આ 'દૃષ્ટકૂટ' એટલે ભેદ ભર્યા શબ્દોમાં કહેલા શબ્દોના બીજા અર્થથી સમજાય એવો ભેદ ભર્યો શ્લોક છે.

ખાંસીને હણે છે. એવો અર્થ ઉપરથી દેખાય છે પણ તે અસં-ભવિત હોવાથી વૈદ્યક પક્ષને અનુસરીને આ રીતે અર્થ કરવો:- રાવણનો પુત્ર—અક્ષ—બેઢાં, તેને મુખમાં રાખવાથી શ્વાસ અને કાસ મટે છે. અર્થાત્ બેઢાંની છાલને મુખમાં રાખવી.

## શ્વાસનો છઠ્ઠો ઉપાય.

**अयि प्राणप्रिये ! जातिफललोहितलोचने ! ।**
**शुण्ठीभार्ङ्गीकृतः क्वाथः श्वासत्रासाय पाययेत् ॥१४॥**

અલિ પ્રાણપ્રિયે ! જાતીફલ રક્તાશી લોચની !
શુંઠ, ભારંગનો ક્વાથ, શ્વાસ ત્રાસ હરે અતી. ૧૪

હે પ્રાણ પ્રિયા ! જાયફળના જેવાં રક્ત નેત્રવાળી હે સ્ત્રી ! શ્વાસ રોગને ત્રાસ પમાડવા માટે સૂંઠ અને ભારંગનો ક્વાથ પાવો. દરેક ઔષધી બે બે તોલા લેઇને વિધિપૂર્વક અષ્ટમાંશ શેષ રહે તેવો ક્વાથ કરીને તે આઠ તોલા ક્વાથ પી જવો તેથી શ્વાસ મટે છે.

## સાતમો ઉપાય (ખાંસીનો.)

**अस्ति प्राणपते ! मम प्रियतमा कन्दर्पलीलासखी**
**कासक्लेशवशादतीव कृशतां प्राप्तास्ति सा साम्प्रतम् ।**
**तस्यास्त्वं कथयोपचारमधुनाक्षौद्रान्वितं दीयतां**
**विश्वग्रंथिकणाकलिद्रुमभवं चूर्णं चकोरेक्षणे ! ॥१५॥**

વ્હાલા પ્રીતમ એક વ્હાલિ મુજની કંદર્પલીલા સખી,
થૈ તે દુર્બળિ ખાંસિના દરદથી દેહે કહું છું નકી;
તેનો શો કરવો ઉપાય કથશો શુંઠી પિંપેરો અને,
બ્હેડાં, પીંપળીમૂળ ચૂર્ણ મધશું દેજો ચકોરેક્ષણે ! ૧૫

હે પ્રાણપતિ ! કંદર્પલીલા નામે મારી એક અતિશય વહાલી સખી છે, તે હમણા ખાંસીના દુ:ખથી ઘણી જ સૂકાઇ ગઈ છે;

માટે હમણા તેનો કાંઈ ઉપાય બતાવો. સ્વામી—હે ચકોર સમાન નેત્ર વાળી! સૂંઠ, પીંપરીમૂળ, પીપર અને બેઢાંની છાલ, એ ચારે સમાન ભાગે લેઈ તેનું ચૂર્ણ કરીને તેમાંથી એક તોલો ચૂર્ણ બે તોલા મધ સાથે આપવું.

## આઠમો ઉપાય (ખાંસીનો)

**संयुक्तं गुडसर्पिभ्यां चूर्णं त्रिकटुसंभवम् ।**
**निहन्ति तरसा कासांस्त्रासानिव सतां हरिः ॥१६॥**

ગોળ ને ઘી સાથે જો, ત્રિકટુ ચૂર્ણ ખાય તો;
હરે ખાંસી ત્વરાથી તે, (જેમ) સંત પીડા હરી હરે. ૧૬

ગોળ અને ઘી સાથે ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી)નું ચૂર્ણ ખાય તો, જેમ હરિ સત્પુરૂષોના ત્રાસનો ત્વરાથી નાશ કરે છે તેમ તે ચૂર્ણ તમામ પ્રકારની ખાંસીઓનો ત્વરાથી નાશ કરે છે.

સુંઠ, પીપર, મરી સમાન ભાગે લેઈ તેનું ચૂર્ણ એક તોલો લેવું. તેમાં એક તોલો ગોળ ને બે તોલા ઘી નાખી ચાટી જવું.

## શ્વાસ અને ખાંસીનો નવમો ઉપાય.

**पिप्पलीपिप्पलीमूलविभीतकमहौषधैः ।**
**मधुना सेवितैः कासः प्रशाम्यति कुतूहलात् ॥१७॥**

પિંપળી, પિંપળીમૂળ, બ્હેડાં ને શુંઠિ ચૂર્ણને;
મધશું સેવતાં નાસે, ખાંસી આશ્ચર્યકારક. ૧૭

પીપર, પીંપરીમૂળ, બેઢાંની છાલ, સૂંઠ, એ ઔષધો સમાન લેઇને તેનું ચૂર્ણ મધ સાથે સેવવાથી આશ્ચર્યકારક રીતે ખાંસી શમી જાય છે! (ચૂર્ણ એક તોલો અને મધ બે તોલા લેવું.)

## દશમો ઉપાય.

**एक एवार्द्रकरसः समधुः श्वासकासजित् ।**
**रतिवल्लभचांपेयचापचारुकलेवरे ! ॥१८॥**

એકલો રસ આદાનો, મધશું શ્વાસને હરે;
રતિવલ્લભ ચાપેય ચાપ ચારુ કલેવરે ! ૧૮

કામદેવનું ધનુષ્ય ચંપો છે. એ ચંપાના સરખા સુંદર શરીરવાળી હે સ્ત્રી! એકલો આદાનો રસ બે તોલા લેઇને તેમાં આઠ માસા મધ નાખીને પીવાથી તે શ્વાસ તથા ખાંસી મટાડે છે.

## એ જ ઉપાયનું બીજે પ્રકારે કથન.

**शृङ्गवेररसो येन मधुना सह सेवितः ।**
**श्वासकासभयं तस्य न कदाचित् कृशोदरि ! ॥१९॥**

આદાનો રસ જે સેવે, મધની સાથ મેળવી;
શ્વાસ ને કાસની બીતી, ન તેને છે કૃશોદરી ! ૧૯

હે સૂક્ષ્મ ઉદરવાળી સ્ત્રી! જે પુરૂષે આદાનો રસ મધ સાથે સેવ્યો હોય તેને શ્વાસ અને ખાંસીનો ભય કદાપિ હોતો નથી.

## અગિયારમો ઉપાય (ખાંસીનો.)

**पुलोमजावल्लभसूनुपत्नीतातात्मभूशेखरवाहनस्य ।**
**सौन्दर्यदूरीकृतरामरामे ! कषायकः काससमीरसर्पः ॥२०॥**

શચીપતી પુત્રતણા પ્રિયાના, પિતાતણો આત્મજ શિર્ષ જેના;
વાહન તેનું જલમાં ઉકાળી, પીતાં જશે ખાસિની પીડ ભારી. ૨૦

રામની સ્ત્રી સીતાની સુંદરતાને પણ જેણે આઘી બેસાડી છે અર્થાત્ તેના કરતાં પણ સુંદર એવી હે સ્ત્રી! ઇંદ્રાણીના પતિ[ઇંદ્ર]ના નાના ભાઈ (વામન–વિષ્ણુ)ની પત્ની(લક્ષ્મી)ના પિતા[સમુદ્ર]નો

પુત્ર (ચંદ્ર) જેના મસ્તક ઉપર છે એવા (શિવ)ના વાહન(વૃષ-અરડૂસી)નો કવાથ ખાંસીરૂપી વાયુને ભક્ષણ કરનારા સર્પરૂપ છે. અર્થાત્ અરડૂસીનાં પાંદડાંનો કવાથ આઠ તોલા પીવાથી ખાંસી મટે છે.

## બારમો ઉપાય (ખાંસીનો.)

**अयि ! तालफलस्तनि ! रत्नकले ! वृषवारि पिबेन्मधुयुक्कसने ।**
**न वदामि कदापि बुधाधिपतेरिदमौषधमौषधिनाथमुखि ! ॥२१॥**

અયિ તાલફલસ્તનિ રત્નકલે ! રસ અર્ડુસિનો મધ સાથ પિયે;
તજશે કફ, ઔષધ ચંદ્રમુખી ! ન કહું કહિ ઈંદ્ર પુછે હું કથી. ૨૧

તાડફળ જેવાં સ્તનવાળી હે રત્નકળા ! ખાંસીના વ્યાધિમાં અરડૂસીના પાંદડાંનો રસ બે તોલા લેઈને તેમાં આઠ માસા મધ નાખીને પીવો. હે ચંદ્રમુખિ ! આ ઔષધ જો કદાપિ ઈંદ્ર પૂછવા આવે તો તેને પણ હું કહેતો નથી ! અર્થાત્ એ ઘણું ચમત્કારિક છે.

## તેરમો ઉપાય (ખાંસીનો)

**फलत्रयंछिन्नरुहाहुताशरास्नाकृमिघ्नंसिकटुत्रयाणाम् ।**
**चूर्णं समांशं सितया समेतं कासं जयेन्नात्र विचारणीयम् ॥२२॥**

રાસ્ના, ગળો, ચિત્રક, વાવડીંગ, ફલત્રય, ત્રીકટુ સર્વ સંગ;
સમાન લૈ સાકરશું ભખંતા, ખાંસી જશે, રંચ કરો ન શંકા. ૨૨

ત્રિફળા (હરડે, બેહડાં, આમળાં), ગળો, ચિત્રો, રાસ્ના, વાવડિંગ ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), એ સર્વ ઔષધો સમાન લેઈને તેનું ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણ એક તોલો ને સાકર બે તોલા મેળવીને ખાવાથી તે ખાંસીને મટાડે, એમાં કાંઇ શંકા જેવું નથી.

# આમવાત.

**હેતુ**—વિરુદ્ધ ભોજન કરવાથી, જઠરાગ્નિ મંદ હોવાથી, એકને એક જગોમાં બેસી રહેવાથી, ચીકણા (સ્નિગ્ધ) ભોજન કરવાથી, કસરત ન કરવાથી, વગેરે કારણોથી નહિ પચેલા અન્નનો રસ વાયુ વડે નસોમાં ચઢી જાય છે અને આમવાત નામે વ્યાધિ ઉત્પન્ન કરે છે.

**લક્ષણ**—તે થાય છે ત્યારે શરીર જકડાઈ જાય છે, તથા અરુચિ, તરસ, આળસ, ભારેપણું, અપચો, તાવ, સોજો, એવાં ચિન્હ થાય છે. વળી હાથ, પગ, માથું, ઘૂંટી, ત્રિક, ઘૂંટણ, જંઘા, વગેરેના સાંધાઓમાં જ્યાં જ્યાં દોષ (વાયુ અને આમ) જાય ત્યાં ત્યાં વીંછી કરડયો હોય તેવી વેદના થાય છે તથા તે જગો ફુલે છે.

**પ્રકાર**—વાત, પિત્ત, કફ અને ત્રિદોષ વડે એ રોગ ચાર પ્રકારનો થાય છે, તે, તે તે દોષનાં લક્ષણ વડે ઓળખવો.

## આમવાતનો ઉપાય.

**दशमूलकषायमिश्रितं वा ललने ! विश्वकषायमिश्रितं वा ।**
**प्रपिबेत्कटिकुक्षिबस्तिशूले ध्रुवमेरण्डजमेकमेवतैलम् ॥२३॥**

દશે મુળોના જ કષાય માંહી, કે સુંદરિ ! શુંઠિ ક્વાથ માંહી;
એરંડિયું મેળવિ રોગિ પાશે, કુક્ષી, કટી, બસ્તિનિ શૂલ ખોશે. ૨૩

પાછળ લઘુ પંચમૂળ અને મોટા પંચમૂળ ગણાવી ગયા છીએ. એ બન્ને મળીને દશમૂળ થાય છે. એ દશમૂળ સમાન લેઇને તેના ક્વાથમાં, અથવા સૂંઠના ક્વાથમાં એરંડીઉં એકથી ચાર તોલા સુધી નાખીને પીવું. હે સુંદરી ! આમવાતના વ્યાધિમાં જેને કટિમાં, કૂખમાં અને પેઢામાં શૂળ (દુઃખ) થતું હોય તેને એ એરંડીઉં જ માત્ર ઓકસ સુખ ઉપજાવે છે.

## આમવાતનો બીજો ઉપાય.

**रास्नामृतानागरदेवदारुपञ्चांघ्रियुग्मेन्द्रयवैः कषायः ।**
**रुबुकतैलेन समन्वितोऽयं भेत्ताभवेदामसमीरणस्य ॥२४॥**

રાસ્ના, ગળો, ને સુંઠ, દેવદાર, લ્યો ઈંદ્રજવ્યો દશ મૂલ સાર;
એરંડિયૂ કવાથનિ માંહે મેલી, કાઢે પિતાં અમ સમીર ઠેલી. ૨૪

રાસના, ગળો, સૂંઠ, દેવદાર, દશમૂળ, ઈંદ્રજવ, એ સઘળાનો કવાથ કરીને તેમાં એરંડીઉં દશ માસા નાખીને પીવું. એ કવાથ આમ વાયુને તોડે છે–મટાડે છે.

## ત્રીજો ઉપાય.

**विलासिनी विलासेन विलासिहृदयं यथा ।**
**तथा गुडूची विश्वेन हरेदामसमरिणम् ॥२५॥**

રંગીલી હાવભાવેથી, જેમ રંગીતનું મન;
તેમ શુંઠી ગળો કવાથે, આમવાયુ હરે જન. ૨૫

જેમ કોઇ વિલાસિની સ્ત્રી પોતાના હાવભાવથી વિલાસી પુરુષના હૃદયનું હરણ કરે છે તેમ ગળો, સૂંઠ, સાથે મળીને આમવાયુને હરે છે–અર્થાત્ સૂંઠ અને ગળોનો કવાથ આમવાયુને મટાડે છે.

---

# નેત્રરોગ.

**હેતુ**—આંખમાં ધૂળ પડવાથી, ધૂમાડો લાગવાથી, સૂર્યનું તેજ લાગવાથી, કાળંગડાં વગેરેનું શાક ખાવાથી, અતિ ખાટું અને તીખું ખાવાથી, અતિ સ્ત્રી સેવનથી, ઉજાગરાથો, તેમ જ ગંડૂષ (કોગળા ભરવા), અંજન, નસ્ય, વગેરે ન કરવાથી નેત્રના રોગ થાય છે. (નેત્રરોગ વાળાએ તેના હેતુઓ તજવા એ પથ્ય છે.)

**પ્રકાર**—આંખના જૂદા જૂદા ભાગોના રોગ ગણતાં તે ચોરાણું પ્રકારના છે જે પ્રકાર અહીં કહેવાની જરૂર નથી. તિમિર, પડળ, કાચ, ફૂલ, નેત્રકોપ (આંખો દુખવી) એ પ્રકાર પ્રસિદ્ધ છે.

**લક્ષણ**—આંખમાં કળતર થવું, આંસુ નીકળવું, આંખ રાતી થવી, આંખે સોજો થવો, એ આંખો દુખવાના લક્ષણ છે. અસ્પષ્ટ દેખાવું એ તિમિરનું લક્ષણ છે, પડળવાળો એક વસ્તુને અનેક રૂપે દેખે છે. કાચવાળો ઉંચે જુએ ત્યારે આંખની આગળ સૂક્ષ્મ વસ્ત્ર હોય તેવું ઝાંખુ દેખાય છે; અને બીજો જુએ ત્યારે સ્પષ્ટ દેખાય છે.

## આંખ દુખતી હોય તેનો ઉપાય.

**सम्यक् स्विन्नाश्छगणकरसे[1] काननोत्थाः कुलित्था-**
**श्चैले बध्द्वा परिहृततुषाः प्रौढसीमंतिनीभिः ।**
**सूक्ष्मं पिष्ट्वा पटुरसनिशाचूर्णपूर्णाः क्षपायां**
**चक्षुःक्षिप्ताः रुधिरविकृतिं संहरन्ति त्र्यहेण ॥२६॥**

બાંધો રાની કળથિ સુમુખી ! વસ્ત્રની પોટલીએ,
શીજાવી તે બકરિ મૂત્રમાં છાતરાં તો હરીને;
ઝીણૂં વાટી પછિ મહિ ધરો બોળ, સિંધવ્ય હલ્દી,
રાત્રે લેપે ત્રિદિન નયને, સૂધરે નેત્ર જલ્દી. ૨૬

ચીમેડને લાવીને તેની પોટલી બાંધીને ગાયના છાણના રસમાં સારી રીતે બાફવી. પછી પ્રૌઢ વયની સ્ત્રીઓએ તેને ફોલી નાખવી. પછી તેને ખૂબ બારીક વાટીને તેમાં લગાર સિંધવ, બોલ અને હળદરનું સૂક્ષ્મ ચૂર્ણ ભેળવવું. એ ચીમેડને રાત્રે આંખમાં ભરવી. તેથી તે ત્રણ દિવસમાં આંખમાં બાઝેલા બધા લોહીને તોડી નાખે છે.

---

૧. '**छागजरसे**' એવો પણ પાઠ છે.

આંખો દુખે ત્યારે લોકો આંખમાં ચીમેડ ભરે છે અને વિશેષે કરીને એ ઉપચાર સ્ત્રીઓજ કરે છે, માટે અહીં પણ ગ્રંથકારે સ્ત્રીઓને એ કામની સોંપણી કરી હોય એમ જણાય છે. ચીમેડને શ્લોકમાં કહ્યું છે તેમ છાણમાં બાફ્યા સિવાય જ (કદાચ બાફવાની વાત તેમને ખબર નહિ હોય તેથી) ફોલીને તેમાં લગાર મીઠું નાખીને કાંસાની થાળીમાં કાંસાની વાટકીથી વાટે છે. ખૂબ બારીક થાય ત્યારે તેને અંગુઠાના નખ ઉપર ચઢાવીને રોગીની આંખનું ઉપલું પોપચું ઉંચું કરી તેમાં તે ચૂર્ણ દાબે છે. એથી આંખમાં અગન બળીને ગરમ પાણી નીકળી જાય છે. પછી આંખે ઘીમાં ગરમ કરેલાં રૂના પેલવાં બાંધીને રોગી થોડીવાર સૂઇ રહે છે. આવો પ્રકાર લોકમાં પ્રચલિત છે.

## બીજો ઉપાય.

**लोलिंबराजकविना वनितावतंसशिग्रोरमुष्य कथितोऽस्ति किमूपयोगः।**
**एतस्य पल्लवरसात्समधोः किमन्यत् दृग्व्याधिमात्रहरणे महिलाग्रगण्ये! ॥**

લોલિમ્બરાજ કવિયે પ્રિય કંથ મ્હારા !
શો ઉપયોગ કથિયો શિગ્રુનો રૂપાળા !
એનાં પ્રિયે ! દળતણો રસ મદ્ધ સાથ,
નેત્રે લગાડિ હરશે ચખરોગ માત્ર. ૨૭

હે સ્વામિ ! સ્ત્રીઓના કાનના અલંકારરૂપ આ સરગવાનો લોલિંબરાજ કવિએ શો ઉપયોગ કહેલો છે? સ્વામી—હે સર્વોત્તમ સ્ત્રી! આંખના સમગ્ર વ્યાધિનું હરણ કરવાને એનાં પાંદડાંના રસને મધમાં મેળવી તેનાં ટીપાં આંખમાં નાંખવાં, એ વગર બીજું શું કહ્યું છે?

આંખમાં ઔષધનાં તે ટીપાં આઠથી બાર લગી બે આંગળ દૂરથી નાંખવાં, અને તે સો આંખ મીચકારા જેટલી વાર આંખમાં રહેવા દેવાં.

## એ જ ઔષધનું બીજે પ્રકારે કથન.

**जयतिमारुतपित्तकफैः कृतां बहुविधामपि लोचनयोर्व्यथाम् ।**
**नयनयोर्निहितो मधुनान्वितो बहलपल्लवपल्लवजो रसः ॥२८॥**

સરગુવાદળનો રસ મધ્ધશું, ચખવિશે મુકતાં નકિ જાણ તું;
સમિર, પિત્ત, કફે બહુ વીધની, ઉપનિ પીડ જશે સહુ નેત્રની. ૨૮

સરગવાનાં પાંદડાંના રસને મધ સહિત આંખમાં નાંખવાથી વાયુ, પિત્ત અને કફ, એ દોષોએ કરેલી નેત્રની અનેક પ્રકારની પીડા નાશ પામે છે.

## આંખમાં પડેલા અર્જુનનો ઉપાય.

**कुवलयनयनेऽर्जुनं कफोब्धेः सहसितयाशु निराकरीकरोति ।**
**प्रियकरमिव कामिनी नवोढा लघुकुचशालिनि वक्षसि प्रयुक्तम् ।२९।**

કમલનયનિ ! હૈ સમુદ્રફેણ, ઉપલશુ બારિક વાટિ આંજ્ય નેણ;
અરજુન ચખરોગ લે નિવારી, પ્રિય કર છાતિથી જેમ નવ્ય નારી. ૨૯

હે કમળનેત્રે ? જેમ નાનાં સ્તનવડે શોભતા વક્ષ:સ્થળમાં યોજેલા પ્રિયતમના હાથને નવોઢા કામિની તરત જ દૂર ખસેડી નાખે છે તેમ, સાકર સહિત સમુદ્રફીણ પણ આંખમાં પડેલા અર્જુનને તરત જ દૂર કરે છે—મટાડે છે. (આંખના ધોળા ભાગમાં સસલાના લોહી જેવું રાતું બિંદુ પડે છે તેને અર્જુન કહે છે. તેથી કાંઈ પીડા થતી નથી.)

સાકર તથા સમુદ્રફીણ સમાન લેઈ તેનું અતિ સૂક્ષ્મ ચૂર્ણ કરીને આંગળીવતી અંજન કરવું. અંજન આંખની કીકીની નીચેના ભાગમાં કરવું. વાદળાંના દિવસમાં કે બહુ તાપ પડતો હોય ત્યારે અંજન કરવું નહિ.

## રતાંધળાપણાનો ઉપાય.

**निराकरोति नक्तांध्यं गोशकृत्सहिता कणा ।**
**यथा रतेन रमणी रमणस्य महाबलम् ॥३०॥**

---

૧. **'रमणी रमणस्येव बलं भुक्त्वा पुनः पुनः'** એવો પણ પાઠ છે, અર્થ એક જ છે.

ગાય છાણશું પીંપેરો, રક્તાંધતા કરે પરી;
(જેમ) રતીથી રમણી મોટું, સ્વામીનું બલ લે હરિ.  ૩૦

જેમ સ્ત્રી પોતાના રતિ વિલાસથી પોતાના સ્વામીનું બહુ બળ દૂર કરે છે તેમ ગાયના છાણના રસને ગાળીને તેમાં પીપરને ઘસીને આંજવાથી તે રતાંધળાપણું દૂર કરે છે.

## આંખમાં પડેલા ફૂલનો ઉપાય.

**श्यामेऽश्यामे ! प्रियश्यामे ! श्यामाबोधितमानसे ! ।**
**शुक्लं क्षपयति क्षिप्रं माक्षिको माक्षिकान्वितः ॥३१॥**

હે શ્યામા ! ગૌરવર્ણાંગી ! કાલિકા પ્રિય સુંદરી !
સ્વર્ણમાક્ષી મધે વાટી, આંજતાં ફુલ લે હરી.  ૩૧

હે ગૌર અંગવાળી શ્યામા! (સોળ વર્ષની તરુણિ!) શ્યામવર્ણની દેવી કાલિકા જેને પ્રિય છે એવી હે સ્ત્રી! સોળ વર્ષની તરુણી એ જેના મનની વાત જાણનારી છે અર્થાત્ શ્યામા જેની સખી છે એવી હે સ્ત્રી! મધ સાથે સુવર્ણમાક્ષિક મેળવીને આંખમાં આંજવાથી આંખમાં પડેલું ફૂલ તત્કાળ ગળાવા માંડે છે.

## આંખના રોગનો સામાન્ય ઉપાય.

**इति निगदितमार्यैर्नेत्ररोगातुराणां निशि समधुघृताभ्या सेविता स्यात्सुखाय।**
**अपि न भवति लीलालोलदृष्टे! त्वमभ्या जनयति बत कस्माद्वैपरीत्यं परंतु॥**

---

१ આ શ્લોકના નીચે પ્રમાણે પાઠાંતરો છે.

**इति निगदितमार्यैर्नेत्ररोगाकुलानां निशि समधुघृताभ्या सेविता स्यात्सुखाय।**
**अपि न भवति मुग्धे! ते स्वसाऽहो किमभ्या जनयति बत कस्माद्वैपरीत्यं परंतु**
**इतिनिगदितमार्यैः सेव्यमाना विधत्ते निशिसमधुघृताभ्या दृग्विकारापकर्ष।**
**किमु भवति भवत्या नानुजाभ्या गुणज्ञे! जनयति बत कस्माद्वैपरित्यं परन्तु॥**

અવ્યા ઘી મધ સાથ સેવિ કદિ જો રાત્રી વિશે સુંદરી !
ટાળે નેત્રતણા વિકાર સહુ, વૈદ્યો એમ ભાખે વળી,
છે અવ્યા તુજ બ્હેન વ્હાલિ ! તદપી દે વૃદ્ધિ તે રોગને,
એ આશ્ચર્ય વિલાસવાળિ નયની ! લાગે અતીશે મને. ૩૨

ચરકાદિક મુનિઓએ એમ કહ્યું છે કે નેત્રના રોગવાળા પુરુષોએ રાત્રે મધ અને ઘી સાથે ત્રિફળા (હરડે, બેહાં, આંમળાં)નું ચૂર્ણ ખાવું (ચૂર્ણ એક તોલો, ઘી એક તોલો અને મધ બે તોલા લેવું) તેથી સુખ થાય છે. વારુ, ત્યારે હે વિલાસયુક્ત ચંચળ નેત્રવાળી સ્ત્રી ! તું શું અવ્યા (રૂપ લાવણ્યાદિમાં શ્રેષ્ઠ) નથી ? પણ એ ખેદકારક છે કે તારૂં સેવન નેત્ર રોગવાળાને વિપરીત ફળ કેમ ઉત્પન્ન કરે છે ? અર્થાત્ નેત્ર રોગવાળાને સ્ત્રી સેવન અહિતકર છે.

## પાંડુ અને કામલા રોગ.

**હેતુ**—અત્યંત સ્ત્રી સંગથી, અતિશય તીખું, ખાટું, ખારૂં કે મદ્ય સેવવાથી, માટી ખાવાથી તથા દિવસે ઉંઘવાથી પાંડુરોગ થાય છે.

**લક્ષણ**—ત્વચા, નેત્ર, નખ, વગેરે પીળાં થાય, સોજો ચઢે, ઉલટી થાય, તાવ આવે, ખાંસી થાય, શ્વાસ ચઢે, અગ્નિ મંદ પડે, વગેરે લક્ષણથી પાંડુરોગ ઓળખવો.

**પ્રકાર**—વાતપાંડુ, પિત્તપાંડુ, કફપાંડુ, ત્રિદોષપાંડુ અને મૃત્પાંડુ (માટી ખાવાથી થયેલો પાંડુ): એવા પાંચ પ્રકારનો આ વ્યાધિ

---

ચરકાદિ મુનિઓએ એમ કહેલું છે કે રાત્રે ઘી અને મધ સાથે અવ્યા (ત્રિફળા) નું સેવન નેત્રરોગથી પીડાતા પુરુષોને સુખ ઉપજાવે છે; હે મુગ્ધે ! તારી બેન પણ શું અવ્યા (શ્રેષ્ઠ) નથી ? પણ તેનું સેવન નેત્રરોગ-વાળાને વિપરીતપણું (નેત્રરોગની વૃદ્ધિ) કેમ ઉપજાવે છે ?

બીજા પાઠાંતરમાં—'હે ગુણ જાણનારી સ્ત્રી ! તારી નાની બેન શું અવ્યા (શ્રેષ્ઠ) નથી ?' એટલો અર્થમાં ફેરફાર છે.

છે. મૂત્રપાંડુમાં ઝાડો, લોહી અને કફ યુક્ત થાય છે. લોકો આ રોગને પંડરોગ કહે છે.

કામલા—એને કમળો કહે છે. પાંડુ રોગમાંથી એની ઉત્પત્તિ છે. ઘણું પિત્ત વધવાથી શરીર છેક પીળું થઇ જાય તથા નેત્રથી સઘળું પીળું દેખાય તેને કમળો કહે છે.

## પાંડુ અને કમળાનો ઉપાય.

**त्रिफलावृषभूनिम्बतिक्तादार्व्यमृताकृतः ।**
**क्वाथो मधुसमायुक्तः कामलापाण्डुरोगजित् ॥३३॥**

ત્રિફળા, કડુ, કર્યાતુ, ગળો દારુનિશા તથા;
મધશું અર્ડુસી કવાથ, કમળાની હરે વ્યથા. ૩૩

હરડે, બેઢાં, આમળાં, અરડુશી, કરિયાતું, કડુ, દારૂહળદર, ગળો, એ ઔષધો સમાન લેઇને તેમાંથી ચાર તોલાનો ક્વાથ સોળગણા પાણીમાં અષ્ટમાંશ શેષ રહેતાં લગી કરીને તેમાં (પિત્ત, વાત કે કફના વ્યાધિના પ્રમાણમાં અનુક્રમે સોળમો, આઠમો કે ચોથો હિસ્સો) મધ મેળવીને પીવો, તેથી પાંડુ અને કમળો એ રોગ મટે છે.

## કમળાનો ઉપાય.

**देवदालीफलरसो नस्यतो हन्ति कामलाम् ।**
**सन्देहो नात्र सम्फुल्लनीलोत्पलविलोचने ! ॥३४॥**

બંદાલી ફળ રસને, નાકમાં નાંખવા થકી;
પળારો કમળો નીલાં ખીલ્યાં કમળ આંખશી ! ૩૪

### બીજી રીતે

રસ બંદાલી ફળનો, નાક વિશે ખેંચતાં ખસે કમળો;
ખીલેલાં નિલ પંકજ, સદશ લોચની ! જરા ન શંક કરો.

કુકડવેલાના ફળનો રસ સુંઘવાથી કમળો નાશ પામે છે. ખીલેલા નીલ કમળ સમાન નેત્રવાળી હે સ્ત્રી ! એમાં સંદેહ નથી.

વાડા ઉપર વેલાને એ ફળ લાગે છે તે કંકોડા કરતાં સહજ મોટાં અને કંકોડા કરતાં મોટા કાંટા (કાકર) વાળાં હોય છે. તે સુકાય છે ત્યારે નીચેથી પોલાં થઇ જાય છે. તે સૂકાં મળે તો તેને પાણીમાં પલાળી તેનો રસ સૂંઘવો. વાડાવેલાનો રસ પણ એમ સૂંઘવામાં આવે છે પણ તે બહુ તીવ્ર છે. આ રસ સૂંઘવાથી પુષ્કળ છીંકો આવી નાકમાંથી પીળું પાણી ગળે છે.

## બીજો ઉપાય.

**गिरिमृद्धात्रिरात्रीणामञ्जनं कामलापहम् ।**
**इदं यदि भवेन्मिथ्या शपथस्तु तवाङ्गने ! ॥३५॥**

નિશા, ગેરૂ, આંમળા ત્રી આંજે કામલા હરે;
આ જો મિથ્યા થાય તો સ્ત્રી ! તાહરા સમ છે મને. ૩૫

સોનાગેરૂ, આમળાં, હળદર, એ ત્રણને જળમાં ઘસીને અંજન કરવાથી કમળો મટે છે. હે સ્ત્રી ! આ પ્રયોગ જો નિષ્ફળ થાય તો મને તારા સમ છે !

## ત્રીજો ઉપાય.

**अये ! मनोज्ञकुण्डले ! स्फुरन्मुखेन्दुमण्डले ! ।**
**गवां पयः सनागरं [1]निहन्ति कामलाभरम् ॥३६॥**

અલી ! મનોજ્ઞ કુંડલે ! સ્ફુરન્મુખેંદુ મંડલે !
સૂંઠ ગાય દૂધથી, હરાય કામલા નકી. ૩૬

સુંદર કુંડળવાળી તથા શોભાયમાન્ મુખરૂપી ચંદ્રમંડળવાળી હે સ્ત્રી ! સૂંઠનું ચૂર્ણ નાખી ગાયનું દૂધ પીવાથી કમળાનો ભાર નાશ પામે છે.

---

**૧. 'निहन्ति तन्वि ! कामलाम्' 'प्रिये ! निहन्ति कामलाम्' એવા જૂદા જૂદા પાઠ બીજી પ્રતોમાં છે.**

# સ્ત્રી રોગ અને બાળ રોગ.

જ્વરાદિ રોગ તો પુરુષોને, સ્ત્રીઓને અને બાળકોને સાધારણ છે; પણ કેટલાક રોગ ખાસ સ્ત્રીઓને અને બાળકોને જ થાય છે, તે અહીંયાં સંક્ષેપમાં બતાવ્યા છે.

## સ્ત્રી રોગ—આર્તવ દોષ.

**હેતુ**—વિરુદ્ધ ભોજનથી, ખાધા ઉપર ખાવાથી, ગર્ભપાતથી, અતિ મૈથુનથી, ભયથી, મુસાફરી કરવાથી, શોકથી, બહુ ખેંચવાથી, ભાર ઉપાડવાથી, વાગવાથી, અને દિવસે સૂવાથી, સ્ત્રીઓનો આર્તવ બગડીને આ રોગ ઉપજે છે.

**લક્ષણ**—વાતાદિક દોષનાં ચિન્હ સહિત અનિયમિત વખતે આર્તવ વહે, તથા શરીરે કળતર, વેદના, (અને રોગની વૃદ્ધિ ઘણી થાય તો) દુર્બળતા, ચકરી, મૂર્છા, મદ, તરસ, દાહ, લવરી, શરીરની ફીકાશ, ઘેન, અને વાયુના ઉપદ્રવો થાય છે.

**પ્રકાર**—વાતાર્તવ, પિત્તાર્તવ, કફાર્તવ, ત્રિદોષાર્તવ, પૂયાર્તવ (પરૂ જેવો આર્તવ વહે), કુણપાર્તવ (મુડદાની ગંધ જેવો ગંધાતો આર્તવ વહે), ગ્રંથ્યાર્તવ (આર્તવમાં ગાંઠો જેવો પદાર્થ નીકળે), ક્ષીણાર્તવ (બહુ ઓછો આર્તવ વહે), અને મલાર્તવ (મળ જેવો આર્તવ વહે), એવા આઠ છે.

---

## રક્ત પ્રદર.

**હેતુ**—આર્તવ દોષનાં લક્ષણો સમેત ઋતુકાળ ઉપરાંત નિરંતર લોહી રૂપે આર્તવ વહે એને લોકો લોહીવા કે લોહી ખંડનો રોગ કહે છે.

**પ્રકાર**—વાતપ્રદર (માંસરસ જેવા રંગનું), પિત્તપ્રદર (પીળા,

લીલા કે કાળા રંગનું), કફપ્રદર (કાંજી ઓસામણ જેવું), ત્રિદોષ પ્રદર (મધ, ઘી, હરતાળ જેવું મજ્જા સરખું અને શબના સરખા ગંધવાળું), એવા ચાર છે,

## યોનિ દોષ.

**હેતુ**—સ્ત્રીઓના મિથ્યાચાર, દુષ્ટ આર્તવ, અને બીજ દોષથી એ રોગ ઉપજે છે.

**પ્રકાર**—શુષ્કા, વામની, ષંઢિતા, અંતર્મુખી, સૂચીમુખી, વગેરે વીસ છે. પ્રત્યેકનાં જુદાં જુદાં લક્ષણ મોટા ગ્રંથોમાંથી જોવાં.

## યોનિકંદ.

**હેતુ**—દિવસે સુવાથી, અતિ ક્રોધથી, અતિ મહેનત કરવાથી, અતિ મૈથુનથી, નખ કે દાંત વગેરે વાગવાથી, વાતાદિક દોષ કોપ પામી આ રોગ ઉત્પન્ન કરે છે.

**લક્ષણ**—સ્ત્રીની યોનિમાં નારંગી જેવડો રુધિર અને પરૂ મળીને થયો હોય તેવો એક ગોળો બાઝે છે તેને યોનિકંદ કહે છે.

**પ્રકાર**—વાત, પિત્ત, કફ અને ત્રિદોષનાં લક્ષણો યુક્ત ચાર પ્રકારનો એ રોગ થાય છે.

---

## ગર્ભરોગ.

**હેતુ તથા લક્ષણ**—ગર્ભવતી સ્ત્રીને અતિ ભય ઉપજવાથી, વાગવાથી, તેના વિષમપણે બેસવા ઉઠવાથી, ગર્ભ ઉપર દબાણ થવાથી, ગર્ભવતી અતિ તીક્ષ્ણ કે અતિ ગરમ ખાય પીએ તેથી, ગર્ભ સ્ત્રવે છે, પડે છે કે વાંકો ચુંકો, વિષમ થઇ જાય છે તેને ગર્ભ રોગ કહે છે.

**પ્રકાર**—જૂદા જૂદા પ્રકારે ગર્ભનો ઉપમર્દ થવાથી એ રોગ

ઉપવિષ્ટક, નાગોગદર, વગેરે આઠ પ્રકારનો છે. ચાર માસ સુધીમાં ગર્ભ પડે તો ગર્ભસ્રાવ જાણવો અને પાંચમામાં કે છઠ્ઠામાં પડે તો ગર્ભપાત જાણવો.

---

## સૂતિકાવાતરોગ.

હેતુ—જન્મતી વખતે બાળક પૃથ્વી પર પડયું કે તરત યોનિમાં વાયુનો પ્રવેશ ન થાય તેમ તેને દબાવવી જોઇએ. એ પ્રમાણે યોનિનું રક્ષણ ન થવાથી સૂતિકા રોગ ઉપજે છે, તેને સૂતિકાવાત અથવા સૂવારોગ કહે છે.

લક્ષણ—યોનિમાં વાયુનો પ્રવેશ થવાથી છાતીમાં કે કૂખોમાં શૂળ મારે છે, પેટ ચઢે છે, શરીરે કળતર થાય છે, તાવ આવે છે, કંપ થાય છે, તરસ લાગે છે, શરીર ભારે થાય છે, અને અતિસાર થાય છે, એ સૂતિકાવાતરોગનું લક્ષણ છે.

## સૂતિકારોગ.

સૂવાવડી સ્ત્રીની માવજત કરવામાં ગફલત થવાથી, તેને ક્લેશ થવાથી, વિષમ ભોજનથી અને અજીર્ણમાં ભોજન કરવાથી જ્વર, અતિસાર, સોજો, શૂળ, પેટ ચડવું, બળહાનિ, ઘેન, અરુચિ, વગેરે જે વ્યાધિઓ થાય છે તેને સૂતિકા રોગ કહે છે. સૂવાવડી સ્ત્રીને જે રોગ અને ઉપદ્રવ થાય છે તે સર્વ એકલા 'સૂતિકારોગ' નામથી પણ કહેવામાં આવે છે.

## સ્તનરોગ.

વાતાદિક દોષ સ્તનમાં માંસ અને રુધિરને બગાડે છે તેથી વાત, પિત્ત, કફ, ત્રિદોષ અને ક્ષતઃ એ પાંચ પ્રકારના સ્તન રોગ સ્ત્રીને થાય છે. કોઇ વખત એ દોષના કરેલા બિગાડથી સ્તન પાકે છે તેને સ્તનવિદ્રધિ કહે છે.

# બાળરોગ.

**હેતુ**—વાતાદિક દોષથી, દાંત આવવાથી, ને માતાના ધાવણના દોષ વગેરેથી બાવીસ પ્રકારના બાળ રોગ થાય છે. તે રોગમાંથી મુખ્યનાં નામ અહીં આપ્યાં છે.

**દંતોદ્ભેદ**—એમાં તાવ, અતિસાર, ખાંસી, બકારી, માથાની પીડા, સળેખમ, વગેરે થાય છે.

**મુખપાક**—પિત્તદૂષિત ધાવણ ધાવવાથી મોઢું પાકે છે.

**મુખશ્રાવ**—કફદૂષિત ધાવણથી લાળ ગળે છે.

**ગુદપાક**—ગુદ પાકે છે.

**કુકૂણક**—એ પણ દૂધના દોષથી ઉપજે છે, બાળક આંખો, કપાળ, મોઢું ચોળે છે, સૂર્યનો પ્રકાશ જોઈ શકતું નથી અને આંખ ઉઘાડી શકતો નથી.

**પારિગર્ભીક**—ગર્ભવતીનું ધાવણ ધાવવાથી થાય છે. એથી બાળકને ખાંસી, અગ્નિમાંદ્ય, ઉલટી, ઘેન, અરુચિ, ભ્રમ, પેટ વધવું, શરીર સૂકાવું, એવાં ચિન્હ થાય છે.

**તાલુકંટક**—તાળવામાં ખાડો પડે છે. એને લોકો ગળું પડવું કહે છે.

**વિસર્પ**—રતવા, બાળકોનો બહુધા પ્રાણઘાતક આ રોગ છે. ઇત્યાદિ.

## બાળકની પીડાઓ જાણવાની કેટલીક યુક્તિયો.

તેના રડવાની તીવ્રતા કે મંદતા ઉપરથી તેની વત્તી ઓછી પીડા સમજવી. જે જગોએ તે ઘણો સ્પર્શ કરતો હોય અથવા જ્યાં બીજાનો સ્પર્શ તે સહન ન કરી શકતો હોય ત્યાં તેને દુખે છે એમ જાણવું. આંખો મીંચે તો માથે પીડા છે એમ જાણવું. જીભ

અને ઓઠ કરડે, શ્વાસ થાય, મૂઠીઓ વાળે, તો હૃદયમાં પીડા છે એમ જાણવું; ઝાડો બંધ હોય, ઉલટી થતી હોય, આંતરડાં બોલતાં હોય, પેટ ચઢયું હોય, પીઠ તરફ નમીને પેટ ઉંચું કરતો હોય, તો પેટમાં પીડા છે એમ જાણવું; ઝાડો, પિશાબ બંધ હોય, બાળક ત્રાસ પામીને આમ તેમ જોયા કરતો હોય, તો બસ્તિમાં કે ગુહ્યમાં પીડા છે એમ જાણવું ઇત્યાદિ.

---

# સ્ત્રી રોગ તથા બાળ રોગની ચિકિત્સા.

## યોનિશૂળનો ઉપાય.

**पिचुमन्दरसेन मिश्रितैः पिचुमन्दानिलशत्रुबीजकैः ।**
**घटिका वटिका भगान्तरे भगशूलप्रशमाय धारयेत् ॥३७॥**

લિંબબીજ અને દિવેલિને, લિંબ પત્રો રસમાંહિ વાટિને,
ગુટિકા ઘટિકા મુકે ભગે, ભગનૂં શૂલ શમાય છે ખરે. ૩૭

લીંબડાની લીંબોળિયો તથા દીવેલીઓને લીંબડાનાં પાંદડાંના રસમાં ઘૂંટીને ગોળી બનાવવી. તે ગોળી યોનિનું શૂળ સમાવવાને એક ઘડી યોનિમાં રાખવી.

## બીજો ઉપાય.

**तरुण्युत्तरणीमूलं छागीसर्पिःसमन्वितम् ।**
**शिवशत्राभिधां बाधां योनिस्थां हन्ति सत्वरम् ॥३८॥**

તરુણી ! ઉત્તરણીનું મૂળ ઘી બકરીતણે;
વાટી લેપ કરે જશે યોનિનું શૂલ સત્વરે. ૩૮

હે સ્ત્રી ! ઇંદ્રવારણીના મૂળને વાટીને બકરીના ઘી સાથે યોનિ ઉપર લેપ કરવાથી યોનિમાં જે શૂળની પીડા થઈ હશે તેનો તે ઉતાવળથી નાશ કરશે.

## ધાવણ સુધારવાનો ઉપાય.

**गोपीवृकीदारुकिराततमूर्वातिक्तामृताविश्वघनेन्द्रजानाम् ।**
**क्वाथोयमुक्तो मृगलोचनानां दुष्टस्य दुग्धस्य विशोधनाय ॥३९॥**

કડૂ, ગળો, ઉપલસાર, પહાડ, કર્યાતુ, ઇંદ્રજવ, દેવદાર;
મુર્વા, શુંઠી, મોથ કવાથ પાન, શોધે સ્ત્રિનું દૂષિત દૂધ જાણ. ૩૯

સારિવા, પહાડમૂળ, દેવદાર, કરિયાતુ, મોરવેલ, કડુ, ગળો, સૂંઠ, મોથ, ઇંદ્રજવ : એ ઔષધોનો પાછળ કહ્યા પ્રમાણે કવાથ કરીને પાવો. એ કવાથ સ્ત્રીઓના બગડી ગયેલા ધાવણને સુધારવાને માટે કહેલો છે.

## પ્રદરનો ઉપાય.

**दारूकटेरीरसजाब्दवासाभूनिम्बभल्लीतिलजः कषायः ।**
**क्षौद्रान्वितश्चञ्चललोचनानां नानाविधानिप्रदराणिहन्यात् ॥४०॥**

દારૂહળદ, રસવંતિ, કર્યાતુ નેમા, અર્ડુસપત્ર, તલ, મોથ અને ભિલામા;
કાઢો ઉકાળિ મધ મેળવિ સેવશે જો, ખોશે બધાં પ્રદર ચંચલલોચનીયો.૪૦

દારૂહળદર, રસાંજન, મોથ, અરડૂસી, કરિયાતું, ભિલામો, તલ: એ ઔષધોનો વિધિપૂર્વક કવાથ કરીને પાછળ કહ્યા પ્રમાણે દોષના પ્રમાણમાં મધ મેળવીને પીવો, એ કવાથ (ચંચળ લોચની) સ્ત્રીઓનાં જૂદા જૂદા પ્રકારનાં (રક્ત, શ્વેત) પ્રદરને મટાડે છે.

દારૂહળદરના કવાથમાં બકરીનું દૂધ ચોથે ભાગે નાખી કવાથ જાડો થતાં સુધી ઉકાળીને પછી માવાની વડીઓ સુકવવી તે રસાંજન. ભિલામાના ઝાડની અંતર્છાલ લેવી.

## બીજો ઉપાય.

**कुवलयदलनेत्रे ! तन्दुलीयस्य मूलं रसजमपि समांशं भेषजद्वन्द्वमेतत् ।**
**हिमकरमुखि ! युक्तं तन्दुलाम्भोमधुभ्यां प्रदरदरमुदीर्णं सुन्दरीणां निहन्ति ॥**

નિલકમલ સુનેત્રી ! મૂલ ચોળાઈ કેરૂં,
તતસમ રસવંતી લૈ કરો એક ભેળું;
શશિમુખિ ! મધ સાથે તાંદુલા ધોવણેથી,
પ્રદર દર હરાશે સેવતાં સુંદરીનો. ૪૧

હે કમળની પાંખડી સમાન નેત્રવાળી ! તાંદળીજાનું મૂળ ૦ાા તોલો તથા રસાંજન ૦ાા તોલો, એવી રીતે સમાન ભાગે એ બે ઔષધ લેવાં. હે ચંદ્રમુખી ! એ બન્નેના ચૂર્ણને બે તોલા મધ તથા ચાર તોલા ચોખાના ધોવણ સાથે પીવું, તેથી તે સ્ત્રીઓનો પ્રદરનો અત્યંત પ્રવાહ વહેતો હશે તેને બંધ કરશે.

## એ જ ઉપાયનું બીજે પ્રકારે કથન.

अयि ! सरोरुहसोदरलोचने ! रसजतन्दुलिकाङ्घ्रिभवं रजः ।
समधुतन्दुलवारि निवारयेन्मृगदृशां प्रदरं प्रदरं द्रुतम्[1] ॥४२॥

અયિ સરોરુહ સુંદર લોચની ! રજ રસાંજન તાંદુલજાતણી;
સમધુ તાંદુલ વારિ નિવારશે, હરિણાક્ષી પ્રદરો જ પ્રજાળશે. ૪૨

કમળના સરખાં નેત્રવાળી હે સ્ત્રી ! રસાંજન અને તાંદળજાના મૂળનું ચૂર્ણ મધ અને ચોખાના ધોવરામણ સાથે પીવાથી તે હરિણના નેત્ર સમાન સ્ત્રીઓના અતિશય વહેતા પ્રદર રોગને ઉતાવળે અટકાવે છે.

## રજઃ પ્રાપ્તિનો ઉપાય.

मूलं गवाक्ष्याः स्मरमन्दिरस्थं पुष्पावरोधस्य वधं करोति ।
अभर्तृकाणां व्यभिचारिणानां योगोयमेव द्रुतगर्भपाते ॥४३॥

લો ઈંદ્રવર્ણીમુલ યોનિ માંહી, પળાય તેથી રજ બંધ ક્યાંહી;
ધણી વિનાની, વ્યભિચારિણીયો, આના થકી ગર્ભ ગિરાવતીયો. ૪૩

યોનિમાં ઈંદ્રવારણીનું મૂળ રાખવાથી અટકાવ બંધ હશે તો

---

૧. 'इतिरत्नकलाकृतपाठान्तरम् ।' પ્રમાણે કોઇ પ્રતોમાં છે.

જારી થશે. ધણી વગરની વ્યભિચારિણીઓનો જલદી ગર્ભપાત કરવાનો આ ઉપાય છે.

ઉપર કહ્યા પ્રમાણે કરવાથી કાંઈ ગર્ભપાત થતો નથી. પણ યોનિની અંદર જે જમરૂખ જેવું દેખાય છે તેમાં એક છિદ્ર છે. એ છિદ્ર સ્ત્રીના શરીરના પ્રમાણમાં બે અઢી આંગળ ઊંડું હોય છે તેમાં જો એ મૂળ યુક્તિથી મૂકવામાં આવે તો જ તેની અસર થાય છે નહિ તો તેની કાંઈ પણ અસર થતી નથી ને ઉલટું નુકશાન થાય છે.

સ્ત્રીનો પ્રાણ બચાવવાના હેતુથી ગર્ભપાત કરવામાં આવે તે સિવાય આ પ્રયોગ કરવો નહિ. તેમ હોંશિયાર વૈદ્યની સમ્મતિ વિના પણ આ પ્રયોગ અજમાવવો નહિ, નહિ તો સ્ત્રીના અમૂલ્ય પ્રાણ પળમાત્રમાં જતો રહેશે.

---

## ગર્ભિણીની ચિકિત્સા.

मध्वाज्ययष्टीमधुलुङ्गमूलं निपीय सूते सुमुखी सुखेन[1] ।
सतंदुलांभःसितधान्ययुक्तं पानाद्वमिर्गच्छति [2]गर्भिणीनाम् ॥४४॥

ઘી, મદ્ધ, જેઠિમધ ને બિજપૂર મૂલ,
ચાટે જાણે સુખથિ સુંદરિ ત્યા ન ભૂલ;
તાંદુલ ધોણશું સાકર ચૂર્ણ ધાણા,
પીતાં વમી પળતિ ગર્ભિણિકેરિ જાણ. ૪૪

પ્રસવ થતાં વાર લાગતી (સ્ત્રી કષ્ટાતી) હોય તો તેને જેઠીમધ ૦॥ તોલો અને બીજોરાનું મૂળ ૦॥ તોલો લેઇને તેનું ચૂર્ણ કરીને એક તોલો ઘી તથા બે તોલા મધમાં એકઠું કરી ખાવાને આપવું. તેથી સ્ત્રી સુખથી પ્રસવ કરે છે. ગર્ભવતી સ્ત્રીને ગર્ભના

---

૧. કોઇ પ્રતમાં 'क्षणेन' એવો પણ પાઠ છે.
૨. 'सुन्दरीणाम।' એવો પણ પાઠ છે.

કારણથી ઉલટી થાય છે, તે મટાડવાને ૦ાા તોલો સાકર અને ૦ાા તોલો ધાણા લેઈને તેને પાણીમાં વાટીને ચાર તોલા ચોખાના ધોવરામણ સાથે પાવું. (ઉલટી વધારે હોય તો દિવસમાં બે વાર આપવું.)

## ગર્ભવતી, સૂવાવડી અને બાળકના ઉપચાર.

अह्लाब्दाम्बुद्रुयारलुवमृतविषबलारेणुदुःस्पर्शशीतं
गर्भिण्याः सूतिकाया अपि रुधिरलामातिसारज्वरघ्नम् ।
मुस्ताशृङ्गीविषाणां प्रशमयति रजः सेवितं क्षौद्रयुक्तं
बालानां वान्तिकासज्वरमपि विषजं क्षौद्रयुक्तं रजो वा ॥४८॥

ધાણા, મોથા, ધમાસો, વિખ, બલ, અમૃતા, ટેંડુ, રેંણુ, દ્રિવાળો,
રાત્રે ભીંજવિ સેવ્યે ગરભિણિ સુતિકાના જ્વરો, રક્ત શ્રાવો;
આમાતીસાર જાશે વળિ વિખ જ, શિંગીકાકડા, મોથ ચૂરો,
કે વીખાચૂર્ણ મારે મધસહ કફને તાવ વાંતી શિશૂનો. ૪૫

ધાણા, મોથ, કાળોવાળો, ધોળોવાળો, અલવો (મોટો અરડૂસો) ગળો અતિવિખની કળી, બળબીજ, પિત્તપાપડો, ધમાસો: એ ઔષધો સમાન લેઈને તેને આખાંપાખાં કચરીને તેમાંથી ચાર તોલા ઔષધને ચોવીસ તોલા પાણીમાં રાત્રે માટીના વાસણમાં પલાળી મૂકવાં. સવારે તે ઔષધમાંથી પાણી ગાળી લેવું. એને હિમ કહે છે. એ હિમ આઠ તોલા પીવો. એ હિમ ગર્ભવતી તથા સૂવાવડાના લોહી વિકારને, આમાતિસારને, અને જ્વરને નાશ કરનારો છે. મોથ, કાકડાશિંગ, અતિવિખની કળી: એ ઔષધો સમાન લેઇને તેનું ચૂર્ણ કરીને મધ સાથે ચટાડવું, અતિવિખની કળીનું ચૂર્ણ મધમાં ચટાડવાથી પણ બાળકોના રોગ મટે છે. એથી બાળકોની ઉલટી, ખાંસી, અને તાવ મટે છે. (બાળકને તેની વય અને શક્તિના પ્રમાણમાં ઔષધની માત્રા આપવી.)

## બાળકના અતિસારનો ઉપાય.

**कुमारातिसारे कषायः समङ्गामदासारिवारोध्रजः क्षौद्रयुक्तः ।**
**मदाबिल्वरोध्रेभकृष्णाम्बुजो वा कषायावलेही तथा क्षौद्रयुक्तौ ॥४६॥**

ઉપર્શાલ ને ધાવડી લોધ્ર કાઢો. લજામૂ, મધુરું હરે બાલ ઝાડો;
બિલી, ધાવડી, લોધ્ર પીંપેર, વાળો, ચટાડે, મધુશું થશે સ્વસ્થ બાળો. ૪૬

બાળકને અતિસાર (કળશિયાનો વ્યાધિ) થયો હોય તો તેને મજીઠ, ધાવડીનાં ફૂલ, સારિવા, લોધર એ ચાર ઔષધો સમાન લેઇ તેનો વિધિપૂર્વક ક્વાથ કરીને મધ સાથે પાવો. અથવા ધાવડીનાં ફૂલ, નાની બીલીઓ, લોધર, ગજપીપર, વીરણવાળો, એ ઔષધો સમાન લેઈને તેનો ક્વાથ મધ સાથે પાવો. અથવા એ જ ઓષધનું ચૂર્ણ કરીને મધ સાથે આપવું. (બાળકને ક્વાથ અને અવલેહ વગેરે તેની ઉમ્મરના પ્રમાણમાં વિચાર કરીને)

## બાળકના જ્વરાતિસાર ઇ. નો ઉપાય.

**कृष्णारुणामुस्तकशृङ्गिकाणां तुल्येन चूर्णेन समाक्षिकेण ।**
**ज्वरातिसारः प्रशमं प्रयाति सश्वासकासःसवमिः शिशूनाम् ॥४७॥**

લો કાકડાશિંગ મજીઠ સાર, મોથા, પિંપેરો મધ્ર સાથ ચાર;
શિશુતણી વાંતિ જ્વરાતિસાર, ખાંસી અને વાંતિ શમાવનાર. ૪૭

પીપર, મજીઠ, મોથ, કાકડાશિંગ : એ ચાર ઔષધો સમાન ભાગે લેઈને તેનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ મધ સાથે ચટાડવાથી બાળકનો જ્વર અને અતિસાર તથા શ્વાસ, ખાંસી અને ઉલટી એ રોગ શમી જાય છે. ( બાળકને ઔષધ વયના પ્રમાણમાં વિચારીને આપવું. )

**इतिश्रीभट्टदिवाकरसूनुमहाकविश्रीलोलिम्बराजविरचिते वैद्यजीवनकाव्ये विलासिनीबालरोगप्रतीकारेतृतीयोल्लासः ॥३॥**

---

महाकविश्रीलोलिम्बराजविरचित

# वैद्यजीवनकाव्य।

## चतुर्थोल्लासः।

## ક્ષયરોગ.

હેતુ—વેગને અટકાવવાથી, શરીરમાંના ધાતુઓનો ક્ષય થવાથી, એકાએક શરીરને ધક્કો પહોંચવાથી, છાતી ઉપર ભાર આવે એમ બેસવાથી, તેમ જ શોષના હેતુઓ-જેવાં કે અતિ સ્ત્રી સંગ, શોક, વૃદ્ધતા, અતિ શ્રમ, ચાલવાની અતિ મહેનત, વ્રણ, એ હેતુઓથી ક્ષયરોગ થાય છે.

લક્ષણ—ખભા અને પાસાં તપી ઉઠે, હાથે પગે અગન બળે, તાવ આવે, ઉધરસ થાય, પાસામાં શૂળ પણ નાખે, મુખની ક્રાંતિ બદલાઈ જાય, આંખો ધોળી થાય, સ્ત્રી સંગની ઘણી ઇચ્છા થાય, મોઢેથી ગળફા પડે, શરીર છેક સુકાઇ પાતળું થઇ જાય, વગેરે લક્ષણોથી ક્ષયરોગ ઓળખવો. ઉપર શોષના હેતુઓ કહેલા છે. તેથી કરીને રોગીનું શરીર સૂકાઈ જાય ત્યારે તેને શોષ નામે રોગ કહે છે.

પ્રકાર—વાત, પિત્ત, કફ, ત્રિદોષ અને ઉરઃક્ષત એ પાંચ જાતના ક્ષયરોગ થાય છે. લોહિ યુક્ત કફના ગળફા પડે તેને ઉરઃક્ષત ક્ષય જાણવો.

### ક્ષયરોગની ચિકિત્સાનો ઉપક્રમ.

विद्वल्ललाम लोलिम्ब नृपते ! वाग्विलासतः ।
न तृप्तिर्जायते स्वामिन् ! पुनः किञ्चिन्निरूपय ॥१॥

વિદ્વાન શ્રેષ્ઠ લોલિંબ ! મને વાણિ વિલાસથી;
નથી તૃપ્તી થતી સ્વામિન્ પુનઃ કહો કૈં નવું કથી. ૧

સ્ત્રી—હે વિદ્વાનોમાં શ્રેષ્ઠ લોલિંબરાજ! તમારી વાણીના વિલાસથી તૃપ્તિ થતી નથી, માટે હે સ્વામી! હજી ફરીને પણ કાંઇક કહો.

## ક્ષયનો ઉપાય.

**क्षयोत्पत्तिविनाशाय सिंहास्यः सेव्यतां सदा ।**
**बहूनामस्य विश्वासो जातः कमललोचने ! ॥२॥**

કાઢવા ક્ષય ઉત્પત્તી, સદા અર્ડુસિ સેવને;
ભરોસો બહુનાભીનો, પડ્યો કંજાક્ષિ ! સર્વને. ૨

હે કમળ સમાન નેત્રવાળી ! ક્ષયની ઉત્પત્તિનો નાશ કરવો હોય તો સદૈવ અરડૂસીનું સેવન કરવું; કેમકે એનો વિશ્વાસ ઘણાને પડેલો છે—એનો અનુભવ ઘણાને મળ્યો છે. (અરડૂસીનાં પાંદડાંનો રસ બે તોલા પીવો.)

**બીજો અર્થઃ**—હે કમળલોચને ! જન્મ અને મરણરૂપી સંસારનો નાશ કરવો હોય-જન્મ અને મરણમાંથી છૂટવું હોય, તો નિરંતર નૃસિંહ ભગવાનનું સેવન કરવું, કેમકે એનો વિશ્વાસ પ્રહ્લાદાદિક ઘણાને પડેલો છે.

## બીજો ઉપાય.

**अयि सुन्दरि ! सुदरानने ! रुचिरापाङ्गतरङ्गलोचने ! ।**
**नवनीतमधूपलाशनादुडुराजोऽपि भवेत्क्षयक्षयः ॥३॥**

---

१ **अयिसुंदरि ! सुंदरानने ! रुचिरानङ्गतरङ्गलोचने ! ।**
**नवनीतमधोः पलाशानादुडुराजस्य भवेत्क्षयक्षयः ॥**

'હે સુંદરિ! હે સુંદર મુખવાળી ! અને કામદેવના તરંગ સમાન સુંદર નેત્રવાળી સુંદરી ! માખણ અને મધ સમાન ભાગે લઈ બે મળી ચાર તોલા ખાવાથી ચંદ્રમાનો પણ ક્ષય જાય છે.

અલિ સુંદરિ સુંદરાનને ! ક્રાચરાપાંગતરંગ લોચને;
મધ, માંખણ, શર્કરા ભખે, શશિ ક્ષૈનો પણ થાય છે ક્ષય. ૩

હે સુંદરિ! હે સુંદર મુખિ! સુંદર અપાંગ રૂપી તરંગવાળા નેત્રવાળી! અથવા સુંદર જળવાળી નદીના તરંગ સમાન ચંચળ નેત્રવાળી હે સ્ત્રી! માખણ, મધ અને સાકર ખાવાથી ચંદ્રમાનો ક્ષય નાશ પામે (તો પછી મનુષ્યનો ક્ષય મટે એમાં શું આશ્ચર્ય ?) માખણ વગેરે ત્રણે સમાન ભાગે લેઈને તે ચાર તોલા ખાવું.)

---

## વ્રણરોગ.

**હેતુ તથા લક્ષણ**—વાતાદિ દોષથી માંસાદિ બગડવાથી પ્રથમ સોજો થઈને તેમાં વેદના થાય છે, તે પાકે છે અને નાશે પડે છે તેને વ્રણ કહે છે.

**પ્રકાર**—એના મુખ્ય પ્રકાર બે છે: શારીરવ્રણ–એ વાતાદિક દોષથી થાય છે અને આગંતુવ્રણ એ વાગવાથી થાય છે. એ બન્નેના વાતાદિ ત્રણ ત્રણ દોષ, અને રક્તથી પંદર ભેદ થાય છે.

**સદ્યોવ્રણ**—કોઈ હથિયાર વાગવાથી કે પડી જવા વગેરેથી, છિન્ન, ભિન્ન, વિદ્ધ, ક્ષત, પ્રચલિત, અને ઘૃષ્ટ એવા ૭ પ્રકારનું સદ્યોવ્રણ થાય છે.

### વ્રણરોગનો ઉપાય.

**अयि कोमलकुन्तलावलीविलसन्मालतिकामनोहरे ! ।**
**त्रिफलाजनितः कषायकः सहितो गुग्गुलुना व्रणं जयेत् ॥४॥**

**અયિ માલતિ માલથી ભરી, મૃદુ કેશાવલિવાળિ સુંદરી !**
**સહ ગૂગળ ત્રીફલાતણો, ભજતાં કવાથ પળાય છે વ્રણો. ૪**

જેની કોમળ કેશપંક્તિમાં શોભાયમાન્ મોગરાના ફૂલ ગુંથેલાં છે અને તેથી મનને હરણ કરે એવી હે સ્ત્રી ! ત્રિફળાના ક્વાથમાં ગુગળ નાખીને પીવાથી તે વ્રણ નામે રોગ મટાડે છે.

ગુમડું કે ચાંદું થઈ પાકી પરૂ નીકળે તેને વ્રણ કહે છે. હરડે, બેઢાં, અને આમળાંને ત્રિફળા કહે છે. એ ક્વાથ આઠ તોલા પીવો તથા તેમાં ગુગળનું ચૂર્ણ ચાર માસા પ્રમાણે નાખવું.

---

# મેદોરોગ.

**હેતુ**—મહેનત ( કસરત ) ન કરવી, દિવસે ઊંઘવું, કફકર્તા પદાર્થનું સેવન કરવું, વગેરે કારણોથી મેદ નામે ધાતુ વધે છે.

**લક્ષણ**—ક્ષુદ્રશ્વાસ, તરસ, મોહ, અશક્તિ, ઊંઘ, દુર્ગંધયુક્ત પરસેવો, અલ્પ મૈથુન, અગ્નિમાંદ્ય, પેટ, ફૂલા અને સ્તનનો વધારો, એ ચિન્હોથી મેદો રોગ ઓળખાય છે. એ રોગીને ખાવા પીવા વગેરેથી બીજા ધાતુની વૃદ્ધિ ન થતાં મેદ જ વધ્યા કરે છે.

## મેદરોગનો ઉપાય.

**मदनज्वरकारिनामधेये ! रसिक रत्नकले ! प्रभातकाले ।**
**शिशिराम्बुपिबेन्मधुप्रयुक्तं गणनाथोपि भवेत्किलास्थिशेषः ॥८॥**

મદનજ્વરકારિ નામવાળી ! રસિલી ! રત્નકલે ! પ્રભાતકાળે;
શિશિરાંબુ મધ સાથ ભેળિ પીયે, બનશે હાથિ ય અસ્થિ શેષ ગાત્રે. ૫

જેનું નામ માત્ર કામજ્વર ઉપજાવનારૂં છે એવી રસિક રત્નકળા ! સવારમાં આઠ તોલા પાણીમાં બે તોલા મધ નાખી પીવાનો અભ્યાસ રાખવાથી ગણપતિ પણ માત્ર હાડકાં બાકી રહે તેવો થઈ જાય છે. (અર્થાત્ મનુષ્ય તો પાતળો થઇ જાય એમાં શું આશ્ચર્ય?)

શરીરમાં મેદ નામે ધાતુ વધવાથી શરીર ખૂબ જાડું થઈ જાય ( જેને લોકો ફોફ ચઢયું કહે છે ) અને બોલતાં ચાલતાં શ્વાસ ચઢે છે તે રોગને મેદોરોગ કહે છે. ઠંડા પાણીમાં મધ નાખીને તે કોરા માટીના વાસણમાં રાત્રે ઝાકળમાં મૂકી છાંડવું અને પછી સવારે ગાળીને પીવું એમ કેટલાક વૈદ્યોનો સંપ્રદાય છે.

---

## કૃમિરોગ.

**હેતુ**—અજીર્ણમાં ખાય, મધુર, ખાટું, નરમ, લોટ અને ગોળ, એવા પદાર્થો ખાય, કસરત ન કરે, દિવસે સૂવે, વિરૂદ્ધ ભોજન કરે, તેથી પેટમાં કૃમિ (કરમીઆ) ઉત્પન્ન થઈ કૃમિરોગ થાય છે.

**લક્ષણ**—તાવ, મુખ ઉપર ફીકાશ, પેટમાં દુખવું, છાતીમાં પીડા, શ્વાસ, તાવ, અન્નનો અભાવો, અતિસાર, એ કૃમિનું લક્ષણ છે.

### કૃમિ રોગનો ઉપાય.

**त्रिकटुत्रिफलाकलिङ्गनिम्बत्रिवृदुमालदिरोद्भवः कषायः ।**
**पशुमूत्रसमन्वितो निपीतः कृमिकोटीरपि हन्ति हन्त वेगात् ॥६॥**

ત્રિકટુ, ત્રિફલા, નસોત્ર, ઇંદ્રજવ, ઘોડાવજ, ખેરછાલ, નિંબ;
ભજ કવાથ જ ગાય મૂત્ર સાથે, કૃમિ કોટી પણ જાય વેગ સાથે. ૬

સૂંઠ, પીપર, મરી, હરડે, બેહેડાં, આમળાં, ઇંદ્રજવ, લીમડાની છાલ, નસોત્તર, ઘોડાવજ, ખેરની અંતરછાલ: એ સર્વ સમાન ભાગે લેઈ તેનો કવાથ કરીને તેમાં ગાયનું મૂત્ર મેળવીને પીવાથી કરોડો કૃમિ પેટમાં થયા હોય તથાપિ તે તેનો ત્વરાથી નાશ કરે છે.

આઠ તોલા કવાથ દસ માસા ગોમૂત્ર નાખીને પીવો. હરડે અને બેહેડાંનાં બીયાં કાઢી નાખીને દળ માત્ર લેવું.

## મુખપાક.

**હેતુ**—માંછલાં, પાડા, ભૂંડ, વગેરેનાં માંસ ખાવાથી, મૂળા, અડદની દાળ, દહીં, દૂધ, સરકો, સેરડીનો રસ, ઇત્યાદિ બગડયા પછી ખાવાથી, અકાળે સૂવાથી, દાતણ ન કરવાથી, ધૂમાડો લેવાથી, ઇત્યાદિ કારણોથી કફ વગેરે કોપીને મુખપાક કરે છે.

**લક્ષણ**—મુખમાં ફોલ્લા થઈ પાકે છે, પરૂ અને લાળ વગેરે નીકળે છે, ઇત્યાદિ.

**પ્રકાર**—વાતાદિક દોષ અને રક્ત વગેરેથી એ આઠ પ્રકારનો થાય છે.

### મુખપાકનો ઉપાય.

**जातीप्रवालत्रिफलायवासादारुत्रियामामृतगोस्तनीनाम् ।**
**कषायकः क्षौद्रयुतो निहन्ति मुखस्य पाकं मुखपङ्कजस्थः ॥७॥**

લ્યો જયપત્રો, ત્રિફળા, ધમાસા, દારૂ, નિશા, દ્રાક્ષ, ગળો ક્વાથ;
ભેળી મધૂને કર કોગળાને, મુખે થયેલો મુખપાક જાયે. ૭

જાઈનાં પાંદડાં, ત્રિફળા, ધમાસો, દારૂહળદર, ગળો, દ્રાક્ષ : એ દ્રવ્યો સમાન વજને લેઈને તેનો કવાથ કરી તેમાં મધ નાખીને તેના કોગળા કરવાથી મુખરૂપી કમળમાં થયેલા મુખપાકને મટાડે છે. (જાઈનાં પાંદડાં પ્રમાણમાં બમણાં લેવાં.)

---

## પ્રમેહ (પરમિયો)

**હેતુ**—વીર્યપાત થતાં તેનો અંશ મૂત્રેંદ્રિયમાં રહિ જવાથી, દહીં ખાવાથી, ખરાબ પાણી પીવાથી, નવા નવા રસ, નવાં પાણી, નવાં અન્ન, ગોળ, અને કફકર્તા વસ્તુઓ ખાવાથી પ્રમેહ થાય છે.

**લક્ષણ**—શરીરે ભારેપણું, પેશાબમાં મલીનતા, વગેરેથી પ્રમેહ ઓળખાય છે.

**પ્રકાર**—મૂત્રના જૂદા જૂદા રંગ ઉપરથી એના વીશ ભેદ કર્યાં છે. તેમાં પહેલા દશ કફથી થનારા સાધ્ય છે, બીજા છ પિત્તથી થનારા કષ્ટ સાધ્ય છે ને છેલ્લા ચાર વાયુથી થનારા અસાધ્ય છે. તેના ઉપદ્રવો ઉપરથી તેમને ઓળખવા.

૧ (કફના ઉપદ્રવ). અપચો, અરુચિ, બકારી, ઊંઘ, ખાંસી, સળેખમ, (વ૦)

૨ (પિત્તના ઉપદ્રવ.) પેડું અને લિંગમાં તોડ, અંડકોશમાં ફાટ, તાવ, દાહ, તરસ, મૂર્છા, ભાગો ઝાડો, વ૦

૩ (વાયુના ઉપદ્રવ.) ઉદાવર્ત, કંપ, હૃદ્ગ્રહ, શૂળ, નિદ્રાનાશ, શોષ, ખાસી, શ્વાસ, વ૦

## પ્રમેહનો ઉપાય.

**स्फुरत्सुन्दरोदारमन्दारदामप्रकामाभिरामस्तनद्वन्द्वमध्ये ! ।**
**हरिद्रारजोमाक्षिकाभ्यां विमिश्रः शिवायाः कषायः प्रमेहापहारी ॥८॥**

ખિલ્યાં રમ્ય મંદારપુષ્પોની માળા, દિપે બે કુચો મધ્યમાં એવિ બાલા!
શિવા ક્વાથ માંહી નિશા, મધ્ધ, નાખી, પિવાથી બને તે પ્રમેહાપહારી. ૮

દેદીપ્યમાન અને સુંદર પારિજાતનાં પુષ્પની માળા પહેરવાવડે જેના બન્ને સ્તનનો મધ્ય ભાગ અત્યંત મનોહર દેખાય છે એવી હે સ્ત્રી! આમળાં ચાર તોલા કચરીને સોળગણા પાણીમાં અષ્ટમાંશ શેષ રહેતાં સુધી ક્વાથ કરી આઠ તોલા ક્વાથમાં ચાર માસા હળદર અને પાછળ કરેલા માપ પ્રમાણે મધ નાખીને પીવું, એ ક્વાથ પ્રમેહને મટાડનારો છે.

## બીજો ઉપાય.

पउमवण्णमणोज्ञविलोभणे ! सअलसीहिमणोहरजोवणे ! ।
जयइमेहगणंअमुभारसो महुजुओ वहरी हरिणं पिए ! ॥९॥
[ पद्मवर्णमनोज्ञविलोचने ! सकलसिद्धिमनोहरयौवने ! ।
जयति मेहगणं अमृतारसो मधुयुतश्चवहरिर्हरिणं प्रिये ! ॥ ][1]

પદ્મ વર્ણ મનોજ્ઞ વિલોચને ! સકલ સિદ્ધિ મનોહર યૌવને !
મધ ગળોરસ પાન થકી પળે પરમિયો, મૃગ જેમ હરિ મળે. ૯

કમળની કાંતિ સમાન સુંદર નેત્રવાળી તથા સકળ સિદ્ધિરૂપ મનોહર યૌવનવાળી હે પ્રિયા ! ગળોના રસમાં મધ નાખીને પીવાથી સિંહ જેમ હરણને જીતે છે તેમ પ્રમેહના સમુદાયને આ ઔષધ જીતે છે.

ગળોને કચરીને તેનો રસ કાઢીને તે બે તોલા રસમાં આઠ માસા મધ નાખીને પીવું. ગળો લીલી ન હોય તો સૂકી ગળોનું ચૂર્ણ બે તોલા લેઈને તેને માટીના વાસણમાં બમણા પાણીમાં રાત દિવસ પલાળી મૂકી તે પાણી ગાળી લેઈ ચાર તોલામાં આઠ માસા મધ નાખી પીવું.

## એ જ ઔષધનું બીજે પ્રકારે કથન

[2]णरवानिहमेनाना सोरस्वन्नाच्छिधुमस !
तिदंव जोषभि वैस नेनभा निदुर्दि रश ॥१०॥

---

૧ આ શ્લોકનાં ઘણાં પાઠાંતર છે પણ તે બધામાં કોઈ કોઈ ભાગ અશુદ્ધ હોવાથી આ એક પાઠ પસંદ કરી અહીં આપ્યો છે. બીજા પાઠોમાં જે ફેરફાર છે તેથી ઔષધમાં કાંઈ ફેર પડતો નથી કે વિશેષ ચમત્કાર જેવું નથી માટે તે બધા લખ્યા નથી. ૨ બીજી પ્રતમાં આ શ્લોક નથી.

મધુ છિનારસે પીધે, નાના મેહ નિવારશે;
વદે એમ બધા વૈદ્યો, શરદિંદુ નિભાનને ! ૧૦

આ શ્લોકના પૂર્વાર્ધને છેલ્લેથી વાંચવાથી તથા ઉત્તરાર્ધના દરેક છૂટા પાડેલા શબ્દને પ્રતિલોમ (અવળા) વાંચવાથી નીચેનો શ્લોક ઉપજે છે.

**समधुच्छिन्नास्वरसो नानामेह निवारणः ।**
**वदंति भिषजः सर्वे शरदिंदुनिर्भानने ! ॥१०॥**

મધ સહિત ગળોનો સ્વરસ અનેક પ્રકારના પ્રમેહને અટકાવનારો છે; શરદ્ ઋતુના ચંદ્ર સમાન મુખવાળી હે સ્ત્રી ! એમ બધા વૈદ્યો કહે છે.

---

## વાતરક્ત.

**હેતુ**—અતિશય ખાટું, ખારૂં, ઊનું, ચીકણું, વગેરે ખાવાથી, અજીર્ણમાં ખાવાથી, વિરુદ્ધ ભોજનથી, બગડેલું માંસ, ખોળ, મૂળા, કળથી, અડદ, સેરડી, દહીં, દારૂ, છાશ વગેરે ખાવાથી, ક્રોધથી, દિવસે ઊંઘવાથી, ઉજાગરાથી, સુકુમાર હોઈને ખાવા પીવામાં વિચાર ન રાખવાથી, હાથી અને ઊંટ ઉપર બેસીને મુસાફરી કરવાથી, દાહ કરે એવું અન્ન ખાવાથી, મનમાં સંતાપ કરવાથી, વગેરે કારણોથી વાતાદિક દોષ બિગાડ પામીને લોહીને બગાડે છે તેથી વાતરક્ત નામે રોગ ઉપજે છે.

**લક્ષણ**—શરીરે દાહ, ભારેપણું, પીડા, તોડ, ચેળ, ચકામાં, હગરા ઉપર ફોલ્લા, સોજો, એ વાતરક્તનું લક્ષણ છે. વિશેષે કરીને એ રોગ પગે થાય છે.

---

૧ કેટલીક પ્રતોમાં '**शारदेंदु**' ને ૨ '**शुभानने**' છે.

**પ્રકાર**—વાતાદિક જૂદા જૂદા દોષથી, બબ્બે દોષના મિશ્રણથી, ત્રિદોષથી અને રક્તથી, એ પ્રમાણે એ રોગ આઠ પ્રકારનો થાય છે.

**ઉપદ્રવ**—મોહ, દાહ, તાવ, ઊંઘનો નાશ, પાંગળાપણું આંગળિયોનું બગડવું, મર્મસ્થાનમાં પીડા, ભ્રમ, હાડકાંમાં કળતર, એ નવ વાતરક્તના ઉપદ્રવ છે.

## વાતરક્તની ચિકિત્સા.

**रतिकेलिकलाकुशले ! विलसद्वलये ! मलयेन समानकुचे ! ।**
**अमृताम्रतती स्नुतैलवतीदलयेदनिलास्रमुदारतरम् ॥ ११ ॥**

રતિકેલિકલાકુશલે ! વિલસદ્વલયે ! મલયેન સમાન કુચે !
અમૃતારસ સાથ દિવેલ દિયે, પળશે અનિલાસ્ર મહાન હશે. ૧૧

રતિક્રીડાની કળામાં નિપુણ એવી તથા જેના હાથમાં શોભાયમાન કંકણ પહેરેલાં છે એવી મલયાચળના શિખર સમાન સ્તનવાળી હે સ્ત્રી ! ગળોનો રસ બે તોલા લઈને તેમાં આશરે ૦॥। રુપિયા ભાર દીવેલ નાખીને પીવાથી બહુ ભારે વાતરક્તરોગ થયો હશે તથાપિ તે નાશ પામશે.

વૈદ્યો કહે છે કે રોગનું બળ વિશેષ હોય તો બે તોલા સ્વરસમાં બે તોલા દીવેલ નાખીને પણ પીવું. આ તેલમાં જો ચારગણું પાણી નાંખ્યું હોય તો વધારે સારૂં.

## બીજો ઉપાય.

**मधूल्थारुणागोपिकादेवधूपैः शृतं वातरक्तापहं पिण्डतैलम् ।**
**कषायः सहैरण्डतैलेन पीतस्तथैरण्डसिंहास्यवत्सादनीनाम् ॥१२॥**

મધૂલ્થા, મજીઠી અને સારિવાના કર્યાં પકવ તેલે જશે વાતરક્ત;
દિવેલા, ગળો, અડુંશીમૂળ કવાથે, પિયેલું દિવેલું હરે વાતરક્ત. ૧૨

મીણ, મજીઠ, સારિવા, રાળ, એ ચાર ઔષધો સમાન લેઈને તે સઘળામાં એ ચારેની બરોબર તેલ મેળવી અગ્નિ ઉપર મૂકી તેમાં નાંખેલું ચૂર્ણ રાતું થતા સુધી ગરમ કરવું. પછી એ તેલ ગાળી લેવું. એ મલમ જેવું તેલ ચોપડવાથી વાતરક્ત મટે છે. તેમ જ દીવેલાનું મૂળ, અરડૂસીનું મૂળ, અને ગળોના વેલા, એ ત્રણનો કવાથ કરી તેમાં દીવેલ મેળવી પીવાથી વાતરક્ત નાશ પામે છે.

## વિષૂચિકા.

**હેતુ**—આમાજીર્ણ, વિષ્ટબ્ધાજીર્ણ અને વિદગ્ધાજીર્ણથી આ રોગ ઉપજે છે.

**લક્ષણ**—વાયુથી પેટમાં સોયો ઘોચાતી હોય તેવી વેદના થાય છે. વૈદ્યક શાસ્ત્રના નિયમને જાણીને પરિમિત આહાર કરવાવાળાને આ રોગ થતો નથી, પણ અજિતેંદ્રિય મૂઢ પુરુષો જે ખાવાના લાલચુ હોય છે તેમને થાય છે.

**ઉપદ્રવ**—મૂર્છા, અતિસાર, ઉલટી, તરસ, શૂળ, ભ્રમ, ગોટલા ચડવા, ઓડકાર આવવા, દાહ થવો, મુખની કાંતિ બદલાઈ જવી, છાતીમાં પીડા થવી, અને માથું ફાટતું હોય તેવી વેદના થવી, એના ઉપદ્રવ એ રોગમાં છે.

## વિષૂચિકાનો ઉપચાર.

**लशुनजीरकगन्धकसैन्धवत्रिकटुरामठचूर्णमिदं समम् ।**
**सपदि निम्बुरसेन विषूचिकां हरति भो रतिभोगविचक्षणे ![1] ॥१३॥**

---

१. 'सपदि निम्बुरसेन समन्वितं बहुबलामपिहंति विषूचिकाम् ।
લસણથી હિંગ સુધીના આઠ ઓસડનું ચૂર્ણ લીંબુના રસમાં ખવરાવવાથી ઘણા બળવાળી વિષૂચિકા હરે છે–મટાડે છે.

લસણ, સિંધવ, ગંધક, ત્રીકટ્ટ, હિંગ, જિરાતણું ચુરણ આ રૂડું;
લિંબુરસે ભજતાં મરકી હરે, હે રતિભોગવિલાસવિચક્ષણે! ૧૩

લસણ, જીરૂં, ગંધક, સિંધવ, ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), હિંગ, એ વસ્તુઓ સમાન લેઈને તેનું ચૂર્ણ કરવું એ ચૂર્ણ લીંબુના રસમાં યુક્ત કરીને ખવરાવવાથી રતિભોગમાં વિચક્ષણ એવી હે સ્ત્રી! વિષૂચિકા (મૂર્છા) મટાડે છે.

ગંધકને શુદ્ધ કરીને લેવો, લોઢાની કઢાઈમાં ઘી નાખીને તેને સારૂં કકડાવીને તે બરોબર ગંધક લેઈ બારીક કરીને તે ઘીમાં નાંખવો, ને જ્યારે ઓગળીને ઘીમાં મળી જાય ત્યારે તે ઘી દૂધમાં રેડી દેવું, પછી તેમાંથી ગંધક કાઢી લેવો. એ ગંધક ઔષધમાં વાપરવા યોગ્ય શુદ્ધ જાણવો. હીંગ શેકેલી લેવી. આ ઔષધ વિષૂચિકા રોગમાં રોગનું બળાબળ જોઇને એક તોલા સુધી આપવું. વિષૂચિકા રોગને કોઈ વૈદ્યો કોલેરા કહે છે કેમકે એનાં લક્ષણ કોલેરા સાથે બહુધા મળતાં આવે છે, પણ કોલેરા જેવો આ ચેપી રોગ છે એવું પ્રમાણ ગ્રંથોમાંથી જડતું નથી. એમ છતાં બન્ને ક્ષિપ્રકારી (તત્કાળ મૃત્યુ કરનારાં) છે માટે તેની ચિકિત્સા કરવામાં સાવધ રહેવું.

---

# તૃષ્ણા તથા વાંતિરોગ.

## તૃષ્ણાનું નિદાન

**તૃષ્ણાના હેતુ**—ભય, થાક, કે નિર્બળતાથી તથા પિત્તકારક પદાર્થો ખાવાથી પિત્ત કોપીને વાયુ સહિત તાળવે જઈને તરસ પેદા કરે છે.

**તૃષ્ણાના લક્ષણ**—વારંવાર પાણી પીએ પણ તૃપ્તિ ન થાય એવા રોગને તૃષ્ણા કે તૃષારોગ કહે છે.

**પ્રકાર**—વાતથી, પિત્તથી, કફથી, ક્ષત (વાગવા) થી, ક્ષયથી (રસ ધાતુનો ક્ષય થવાથી,)આમ (આમ નામે ચીકણો પદાર્થ વધવાથી,) અને ખાવાથી (ચીકણું, ખાટું, ખારૂં, ભારે અન્ન ખાવાથી,) એવા સાત હેતુઓથી થયેલી તૃષ્ણાના પ્રકાર સાત છે.

## વાંતિનું નિદાન

**વાંતિના હેતુ**—અતિશય નરમ, ચીકણું, બેસ્વાદ અને ખારૂં ખાવાથી, ઘણું ખાવાથી, શરીરને માફક નહિ એવું ખાવાથી, થાક, બીક, ચિંતા, અજીર્ણ અને કૃમિદોષથી, સ્ત્રીને ગર્ભ રહેવાથી, બીજા ગંદા પદાર્થોના દર્શનાદિથી, અને જોર વડે છાતિમાં ચોળવાથી વાંતિ-છર્દી-ઉલટી-ખકારીનો રોગ ઉપજે છે.

**પૂર્વરૂપ**—ઓડકાર અટકે, મુખમાંથી ખારૂં પાણી છુટે ખાવા-પીવા પર અભાવ, એ ઉલટી થવાનાં પૂર્વ રૂપ છે.

**લક્ષણ**—મુખદ્વારા પેટમાંથી અન્ન, પાણી, રસ, કફ, પિત્ત, લોહી, વગેરે વેગથી શબ્દ સહિત બહાર નીકળે છે, અને રોગી ગભરાઈ જાય છે તેને વાંતિ કહે છે.

**પ્રકાર**—વાત, પિત્ત, કફ, ત્રિદોષ અને બીભત્સ, એવા પાંચ પ્રકારની છર્દી છે. ગર્ભિણીની છર્દીમાં જે દોષ કોપ્યો હોય તેનાં ચિન્હ જણાય છે. કૃમિની છર્દીમાં કૃમિરોગનાં લક્ષણ જણાય છે, છર્દી, તૃષા, દાહ, વગેરે એકલા ન હોય ત્યારે તેમને બીજા રોગના ઉપદ્રવ જાણવા.

## તૃષા અને વાંતિનો ઉપાય.

**लाजाब्दवटप्ररोहमधुकैर्मध्वन्वितैः कल्पिता—**
**च्याम्रामाशु तृषं भृशं प्रशमयेदास्यान्तरस्था वटी ।**

एलालाजलवङ्गनागचपलाश्रीकोलमज्जाम्बुद—
श्रीखण्डं मधुखण्डयुक् प्रशमयेद्वान्ति त्रिदोषोद्भवाम् ॥१४॥

ધાણી શાળનિ, જેઠિમધ્ધ, વડવૈ, મોથા તથા કોષ્ટની,
વાળી ગોળિ મધે, ધરે મુખ વિશે, તૃષ્ણા શમાવે ઘણી;
શાળી ધાણિ, લવંગ, બોરમિજ, મોથા, એલચી, પીંપળી,
કાંગી, હીમ, પુનાગ, સીત, મધશું મારે ત્રિદોષાવમી. ૧૪

ઉપલેટ, ડાંગરની ધાણી, મોથ, વડની વડવાઇના કુમળા અંકુર, જેઠીમધ, એ ઔષધો સમાન લેઇ તેની ગોળી મધમાં વાળીને મુખમાં રાખવી, તેથી તે અતિશય ભારે તરસને તરત જ શમાવે છે. એ-લચી, ડાંગરની ધાણી, લવીંગ, નાગકેસર, પીપર, કાંગ, બોરના ઠળીયાની મીજ, મોથ, સફેદ ચંદન, એ નવ ઔષધો સમાન લેઇ તેનું ચૂર્ણ કરીને મધ અને સાકર સાથે ચાટવાથી ત્રિદોષ (ત્રણ દોષ) થી ઉપજેલી ઉલટીને શમાવે છે.

સાકર તથા મધ એ બે તોલા આશરે લેઇ તેમાં એક તોલો ચૂર્ણ નાખી ખાવું એ સામાન્ય નિયમ છે, પછી રોગ વગેરેના બળાબળ ઉપર ધ્યાન રાખી પ્રમાણ કરવું.

---

૧ **'नाग चपला'** ને આખો શબ્દ ગણી કોઇ વૈદ્યો તેને ઠામે 'ગજપીપર' લેવાનું યોગ્ય ગણે છે, પણ અમારી પાસેની બધી પ્રતોમાં **'नाग'** (નાગકેસર) અને **'चपला'** (પીપર) એમ જૂદાં જૂદાં ઔષધો ગ્રહણ કરેલાં છે માટે અમે પણ તે બે ઔષધો ગ્રહણ કરેલાં છે માટે અમે પણ તે બે ઔષધો ગ્રહણ કરવાનું માન્ય રાખ્યું છે.

૨. ઉલટીના ઔષધમાં કાંગ લખી છે તે ઠામે કોઇ વૈદ્ય ગહુંલા એવો અર્થ કરે છે, પણ બીજા પાઠમાં **'श्री'** ને ઠામે **'सौ'** છે જેનો અર્થ **'प्रियङ्गु'** (કાંગ) થાય છે. **'श्री'** ના અર્થ પણ **'प्रियङ्गु'** થાય છે માટે અમે 'કાંગ' અર્થ માન્ય રાખ્યો છે.

## દાહરોગ.

**હેતુ**—અગ્નિવડે દાઝવાથી, સૂર્યના તાપમાં ફરવાથી, ગરમ પદાર્થનું સેવન કરવાથી કે પિત્તના પ્રકોપ વગેરેથી દાહ ઉત્પન્ન થાય છે.

**લક્ષણ**—શરીરની અંદર કે બહાર અગન બળે તેને દાહ કહે છે. અંદરના દાહને અંતર્દાહ અને બહારના દાહને બહિર્દાહ કે કેવળ દાહ કહે છે.

**પ્રકાર**—રક્તપિત્તદાહ, રક્તદાહ, પિત્તદાહ, તૃષ્ણાદાહ, રક્તપૂર્ણોદરદાહ, ધાતુક્ષયદાહ, મર્મઘાતદાહ: એવા સાત પ્રકાર દાહના છે. એ પ્રકારના નામ પરથી જ તેના હેતુ અને લક્ષણો સમજાય તેવાં છે.

### દાહનો ઉપચાર.

**रमारम्याकारे! चतुरवचने! चारुचिकुरे!**
**विमूल्यालङ्कारे! करतललसन्नीलनलिने!।**
**निदाघः सञ्जातस्तव किमु सरोजन्मकदली—**
**दलैः क्लृप्ते तल्पे स्वपिषि यदि साहित्यनिपुणे! ॥१५॥**

રમાશી રૂપાળી ચતુર વચને! ચારુ ચિકુરે!
વિમૂલ્યાલંકારે! કરતલ લસે નીલ નલિને;
નિદાઘ જો થાયે તનશું કદિ સાહિત્યનિપુણે,
કરી સૂ તું શૈય્યા કમલ કદલીપત્રતણિયે. ૧૫

હે લક્ષ્મીના જેવા સુંદર રૂપવાળી! હે ચાતુર્યયુક્ત વચન બોલનારી! હે સુંદર કેશપાશવાળી! હે અમૂલ્ય અલંકાર જેણે ધારણ કર્યા છે એવી! જેના હાથમાં શોભાયમાન નીલકમળ ઝાલેલું છે એવી હે સ્ત્રી! તને દાહ નામે વિકાર ઉત્પન્ન થયો છે શું? જો

એમ હોય તો હે સાહિત્યમાં કુશળ સ્ત્રી! કમળ અને કેળના પત્ર વડે રચેલી શય્યામાં તું શયન કરે છે, એટલે દાહ એની મેળે જ શાંત થઇ જશે. (આખા શરીરે અગન બળે તેને દાહ કહે છે.)

---

## પામા અને વિપાદિકારોગ.

**પામા**—નાની નાની ઘણી ફોલીઓ નીકળીને તેમાંથી પાણી કે પરૂ નીકળે છે તેને ખસ કહે છે. એ રોગ પ્રસિદ્ધ છે એટલે એ વિષે ઘણું જણાવવું જરૂરનું નથી.

**વિપાદિકા**—હાથે અને પગે ચીરા પડે છે તેને વિપાદિકા કે વૈપાદિકા રોગ કહે છે ઉપરના બન્ને રોગ કુષ્ટ રોગના પ્રકાર છે. તેના હેતુઓથી દૂર રહેવા માટે કુષ્ટના હેતુ અહીં બતાવીએ છીએઃ–

**કુષ્ટના હેતુ**—વિરુદ્ધ અન્નપાનના સેવનથી, ઉલટી વગેરેના વેગને અટકાવવાથી, અતિશય તાપ વેઠી મહેનત કરવાથી, વિચાર્યા વગર ટાઢું-ઉનું ખાવાથી અતિ ઉપવાસ કરવાથી, પરસેવો વળ્યો હોય-મહેનત કરી હોય, ઘણી બીક લાગી હોય, તે વખતે તરત જ ઠંડું પાણી પીવાથી, અજીર્ણમાં ખાવાથી, નિત્યકર્મ ન કરવાથી, નવું અન્ન-દહીં-માંછલાં-ખારૂં-ખાટું ખાવાથી, ભૂખ લાગ્યા છતાં મહેનત કરવાથી, દિવસે સૂવાથી, ગુર્વાદિકનું અપમાન કર્યાથી અને એવા જ બીજા નિંદ્ય કર્મરૂપ હેતુઓથી કોઢ રોગ ઉપજે છે.

### ખસનું ઔષધ.

**रसद्विजीरद्विनिशामरीचसिन्दूरदैत्येन्द्रमनःशिलानाम् ।**
**चूर्णीकृतानां घृतमिश्रितानां त्रिभिः प्रलेपैरपयाति पामा ॥**

મરી, જિરાં બે, મનશીલ, પારો, સિંદૂર ને ગંધક માંહિ ધારો;
નિશાદ્વિ કેર કરિ મલ્મ ધીશૂં, મારે ત્રિલેપે ખસને નહી શું? ૧૬

પારો, જીરૂ, શાહજીરૂ, હળદર, આંબાહળદર, મરી, સિંદૂર, ગંધક, મનશિલ: એ ઔષધો સમાન લેઈ તેનું ચૂર્ણ કરીને તેમાં ઘી મેળવવું. એ ઔષધ ત્રણ ફેરા લગાડવાથી ખસ દૂર થાય છે. (ગંધક અને પારો પ્રથમ એકત્ર ઘૂંટીને પછી બીજા ચૂર્ણમાં નાખવો.)

## બીજો ઉપાય.

**नखमुखलालनसुखदा पामा रामा नितम्ब विस्तारा ।**
**स्नेहकनकरसगन्धैर्गच्छति पूर्वा परा वशं याति ॥१७॥**

### ભાવાર્થ

તનસુખદા, પુંઠફેલી મટશે ખસ ધંતુરાતણો પાલો;
પારો, ગંધક, તેલે, ઘૂંટી ખલમાં શરીરને જ લગાડો.

### [1]શ્લોકાર્થ

નખમુખ લાલન સુખદા, પામા રામા નિતંબ વિસ્તારા
સ્નેહ, કનક, રસ, ગંધે, જાયે પામા, થશે શરણ રામા. ૧૭

નિતંબ ઉપર પ્રસરેલી પામા (ખસ) અને મોટા નિતંબવાળી રામા (સ્ત્રી) એ બેયને નખ અને મુખવડે લાલન કરવાથી સુખ આપનારાં છે. એમાંની પહેલી (ખસ) સ્નેહ (તેલ), કનક (ધંતુરો), રસ (પારો), અને ગંધ (ગંધક) વડે જાય છે–નાશ પામે છે, અને બીજી (રામા) સ્નેહ (પ્રીતિ), કનક (સુવર્ણ–દ્રવ્યાલંકાર), રસ (ભોજન પાનાદિકના અથવા આનંદ) અને ગંધ (સુગંધી પદાર્થો) વડે સ્વાધીન થાય છે.

ધંતુરાના પાંદડાના રસમાં તેલ નાખીને તેમાં ગંધક પારાની કજ્જલી નાખી તેલ સિદ્ધ કરી તે તેલ ચોપડવું, અથવા તે સઘળું એકત્ર થતાં સુધી ગરમ કરી ઠંડું થયા પછી ચોપડવું, એથી ખસ મટશે.

---

૧ આ શ્લોક કેટલીક પ્રતોમાં નથી.

### પગ ફાટતા હોય તેનું ઔષધ.

मदनसैन्धवगुग्गुलुगैरिकाज्यमधुराळकमङ्घ्रिविलेपनात् ।
स्फुटितमप्यखिलं चरणद्वयं विकचतामरसप्रतिमं भवेत् ॥१८॥

ઘિ, ગુડ, સિંધવ, ગૂગળ, ગેરુ ને મિણ, વળિ મધ, રાળ મલમ્મને;
ચરણ ચોપડિ વ્યાદ મટી જશે, પગ વળી સ્ફુટ પંકજશા થશે. ૧૮

મીણ, સિંધવ, ગૂગળ, ગેરૂ, ઘી, મધ, [1]રાળ, એ ઔષધોનો મલમ કરીને પગે ચોપડવાથી, બંને પગ સઘળા ફાટીને ચીરા પડ્યા હોય તથાપિ તે ખિલેલા રાતા કમલ જેવા થાય છે.

---

## અર્શરોગ.

હેતુ—વાયુ વગેરે દોષ જ્યારે બિગાડ પામે છે ત્યારે તે ત્વચા, મેદ, માંસ, અને હાડકામાં બિગાડ કરીને ગુદા આગળ માંસના અંકુર ઉપજાવે છે તેને અર્શ કહે છે.

પૂર્વરૂપ—ઝાડો કબજ, શરીર કૃશ અને દુર્બળ, કૂખોમાં ગડગડાટ, ઘણા ઓડકાર, જાંઘો પાતળી થતી જાય, ઝાડો આવે, ગ્રહણી, પાંડુ કે જઠરના રોગની આશંકા થાય, ત્યારે જાણવું કે અર્શ થવાના છે.

---

૧. કોઈ પ્રતમાં "ज्यमधुराळगुडाङ्घ्रिविलेपनात्" એવો પાઠ બીજા ચરણને ઠેકાણે છે, એ રીતે જોતાં ઉપરનાં સાત દ્રવ્યો ભેગો ગોળ વધારે લેઈ આઠ દ્રવ્યનો મલમ કરવો, મીણ વગેરે સઘળાં ઔષધ સમાન લેવાં. ઘી, મીણ, મધ, રાળ અને ગોળ એ ચારને એકત્ર કરી ગરમ કરવાથી તે એકરસ થશે, તેમાં સિંધવ, ગૂગળ, ગેરૂ એ ત્રણ દ્રવ્યોનું ચૂર્ણ નાખી લગાર ટાઢું થવા દઇ ઉતારી ઠંડું પડેથી ચોપડવું. સંસ્કૃતમાં પગના એ રોગને 'વિપાદિકારોગ' કહે છે.

**લક્ષણ**—ગુદા આમળ માંસના અંકુર નીકળે તેને અર્શ કહે છે.

**પ્રકાર**—વાતાદિક દોષથી, ત્રિદોષથી, રક્તથી અને જન્મથી: એમ છ પ્રકારના છે.

**૧. વાતાર્શ**—અંકુર સૂકા, કરમાઇ ગયેલા, કાળા કે રાતા, કરકરા, નાના મોટા, અણીદાર, ફૂટેલાં મોઢાંના, ખજૂરના ઠળિયા જેવા અને કોઇ કદંબના ફૂલ જેવા હોય છે. રોગીને વાતરોગના ઉપદ્રવ થાય છે.

**૨. પિત્તાર્શ**—કાળાં મોઢાંના, રાતા-પીળા કે કાળા, નાના, લોહી વહેતા, કોમળ, ગંધાતા, જળોનાં મોઢાં જેવા પિત્તના અર્શ હોય છે. રોગીને પિત્તરોગના ઉપદ્રવ થાય છે.

**૩. કફાર્શ**—ગાયના આંચળ જેવાં કે ફણસના બીજ જેવા ધોળા, ઊંડાં મૂળવાળા, જાડા, ગોળ, સુંવાળા અને કોમળ હોય છે. ચેળ બહુ આવે અને ખજવાળે તો સારું લાગે છે, તે અર્શ નથી ફૂટતા કે નથી વહેતા; રોગીને કફના ઉપદ્રવ થાય છે.

**૪. ત્રિદોષાર્શ**—ઉપરના બધા દોષનાં હોય છે તે.

**૫. રક્તાર્શ**—અર્શમાંથી લોહી વહે છે. તે વડના અંકુર જેવા ને રાતા હોય છે. એથી રોગી બહુ દુઃખ પામે છે.

**૬. સહજાર્શ**—ત્રિદોષ જેવાં લક્ષણના હોય છે. જન્મથી જ હોય છે એવો કેટલાક પ્રશસ્ત વૈદ્યોનો મત છે.

અર્શના રોગમાંથી ગુલ્મ, પ્લીહ, બદ્ધગુદોદર, વદર્મ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, ક્લૈબ્ય વગેરે ભારે રોગ થાય છે. એ અર્શ બહાર નીકળે તેને ચર્મકીલ કહે છે.

## અર્શની ચિકિત્સા.

पथ्यातिलोरुष्करकैः समांशैर्गुडेनयुक्तैः खलु मोदकः स्यात् ।
दुर्नामपाण्डुज्वरकुष्ठकासश्वासान् जयेत्प्लीहरुजं च तद्वत् ॥१९॥

હર્ડે, ભિલામા, તલ તુલ્ય ભાગે, કુષ્પટ ઘાલી ગુડ, ગોળિ ખાયે;
અશ્શ, પાંડુ, જ્વર, કોઢ, કાસ, બરોળ જીતે વળિ તેમ શ્વાસ. ૧૯

હરડે, તલ, ભિલામા, એ ત્રણ સરખે વજને લેવાં. (પ્રથમ ભિલામા સાથે તલને ખાંડવા પછી તેમાં હરડેનું ચૂર્ણ એકત્ર કરીને બારીક કરવું) અને તેમાં સઘળાથી બમણો ગોળ નાંખીને તેની ગોળીઓ કરવી. (એ ગોળી રોગ અને રોગીનું બળાબળ જોઈને એક તોલા વજન સુધી ખાવાને આપવી.) તેથી અર્શ, પાંડુરોગ, તાવ, કુષ્ટ (કોઢ) રોગ, ખાંસી, તમામ પ્રકારના શ્વાસ અને તે જ પ્રમાણે પ્લીહ (બરોળ)ની પીડા મટે છે.

---

## ગંડમાલા.

**લક્ષણ**—બોરના ઠળિયા જેવડાં અથવા આમળા જેવડાં ગુમડાં હારબંધ, કેટલીક વખતે કાખમાં, વખતે હડપચી આગળ, વખતે ગળે, વખતે ખભે, કે પછી અંડકોશ આગળ નીકળે છે, તેને ગંડમાળા કહે છે.

### ગંડમાળાનું ઔષધ.

**भल्लातकासीसहुताशदन्तीमूलैर्गुडस्नुकरविदुग्धदिग्धैः ।**
**लेपोञ्चितैर्गच्छति गण्डमाला समीरवेगादिव मेघमाला ॥२०॥**

ભિલામો, હિરાકસિસ, ચિત્રાનું મૂળ, વળી ગોળ, દાંતી તથા થોરમૂળ,
રવી દૂધ લેપે જશે ગંડમાલા, ખસે જેમ વાયુવડે મેઘમાલા. ૨૦

ભિલામો, હીરાકસી, ચિત્રાનું મૂળ, દાંતીનું મૂળ, એ ઔષધોના ચૂર્ણને ગોળ, થોરનું દૂધ તથા આકડાના દૂધમાં કાલવી તેના લેપ કરવાથી, જેમ વાયુના વેગથી મેઘની માળા (હાર) જતી રહે છે તેમ, ગંડમાળારોગ નાશ પામે છે.

થોરના દૂધને બદલે થોરનું મૂળ લેવું, એવું કોઈ વૈદ્યનો મત છે. ગળે ગુમડાંની હાર થાય છે તથા તે જલદી પાકતાં કે ફાટતાં નથી તેને ગંડમાળા કહે છે.

---

## કંઠરોગ

ગળાની અંદર જૂદા જૂદા પ્રકારના ઉપદ્રવ થાય છે તે ઉપરથી કંઠ રોગના અઢાર પ્રકાર કરેલા છે. જીભની આસપાસ માંસના અંકુર થાય છે કે જેથી ગળું રૂંધાય છે તેને રોહિણી કહે છે. ગળામાં બોરના ઠળિયા જેવી ગાંઠ થાય છે તેને કંઠસાળુક કહે છે. ગળામાં અન્નનો માર્ગ રોકે એવી ગાંઠ થાય છે તેને વલય કહે છે. ગળામાં સોજો થાય છે તેને બલાસ કહે છે. ગળાનો માર્ગ બંધ કરે એવી માંસના અંકુરવાળી શળી થાય છે તેને શતઘ્રી કહે છે. આમળાના ઠળિયા જેવડી ગળામાં ગાંઠ થાય છે તેને ગિલાયુ કહે છે. (એ ગાંઠ શસ્ત્ર વિના મટતી નથી.) ઇત્યાદિ રોગો તેમાં મુખ્ય છે.

### કંઠરોગનો ઉપાય.

**गोमूत्रेण कृतः कलिङ्गकटुकापाठाविषाब्दामर—**
**क्वाथः क्षौद्रयुतो निहन्ति सकलान्कण्ठामयानुद्भटान् ।**
**पाठातेजवतीरसाञ्जनयवक्षारोपकुल्यानिशा—**
**देवानां मधुना कृता मुखधृता तद्वद्गुटी पठ्यते ॥२१॥**

મોથા, ઇન્દ્રજવા, કડૂ, સુર, વિખા ને ર્‌હાડ કાળી, ગ્રહો,
ગોમૂત્રે કરિ ક્વાથ, નાંખિ મધ, પીને કંઠરોગો દહો;
પીંપેરો, જવખાર, તેજબલ, દારૂ, ર્‌હાડ ને લ્યો, નિશા,
વસ્વંતી, મધસાથ ગોળિ કરિ ધારી મૂખ ટાળો વ્યથા. ૨૧

ઈંદ્રજવ, કડુ, પહાડમૂળ, અતિવિખની કળી, મોથ, દેવદાર, એ ઔષધો સમાન લઈ તેનો ચાર તોલાનો કવાથ ચોસઠ તોલા ગાયના મૂત્રમાં કરવો. કવાથ અષ્ટમાંશ શેષ રહે ત્યારે પાછળ કહેલા પ્રમાણમાં તેમાં મધ નાંખીને પીવું. એ રોગ સઘળા પ્રકારના બળવાન કંઠરોગોનો નાશ કરે છે. (ગળાની અંદર જે વિકારો થાય છે તેને કંઠરોગ કહે છે.) પહાડમૂળ, તેજબળ, રસાંજન, જવખાર, પીપર, હળદર, દેવદાર, એ ઔષધો સમાન લેઈ તેનું ચૂર્ણ કરીને ચૂર્ણની બરોબર મધ લેઇ તેમાં તેની ગોળીઓ કરવી. એ ગોળી મુખમાં રાખવાથી કંઠના સઘળા રોગ મટે છે.

---

## અમ્લપિત્ત

**હેતુ**—વિરુદ્ધ ભોજન કરવાથી, ખાટું—બગડી ગયેલું—દાહ કરે એવું—પિત્ત બગાડે એવું ખાવાથી કે પીવાથી પિત્ત બગડીને જે વ્યાધિ કરે છે તેને અમ્લપિત્ત કહે છે.

**લક્ષણ**—અપચો, ખાટો અને કડવો ઓડકાર, છાતીમાં ને ગળામાં દાહ, અરુચિ, એ અમ્લપિત્તનાં લક્ષણ છે.

**પ્રકાર**—વાત, પિત્ત અને કફથી અમ્લપિત્ત ત્રણ પ્રકારનું થાય છે.

### અમ્લપિત્તનો પ્રતિકાર.

**भूनिम्बनिम्बत्रिफलापटोलवासामृतापर्प्पटमार्कवाणाम् ।**
**क्वाथो हरेत्क्षौद्रयुतोऽम्लपित्तं चित्तं यथा वारवधूकटाक्षः ॥२२॥**

પટોલ, નિમ્બ, ત્રિફલા, કિરાત, વાસા, ગળો, પર્પટ, ભૃંગ, કવાથ;
પીતાં હરે મદ્ધશું અમ્લપિત્ત, વેશ્યાકટાક્ષે જ્યમ કામિચિત્ત. ૨૨

જેમ વારાંગનાનો કટાક્ષ કામીઓના ચિત્તને હરે છે તેમ, કરિયાતુ, લીંબડાની અંતરૂછાલ, ત્રિફળા, પટોળ (આંખ ફુટામણીનો વેલો), અરડૂસી, ગળો, પિત્તપાપડો, ભાંગરો, એ ઔષધોનો ક્વાથ કરી મધ નાખીને પીવાથી અમ્લપિત્તરોગ મટે છે.

---

## અશ્મરીરોગ.

**હેતુ**—પેઢામાં આવેલા વીર્યનો વાયુ કે પિત્ત શોષણ કરે છે તેથી પથરી જેવી ગાંગડી બાઝી જાય છે તેને અશ્મરી કે પથરીનો રોગ કહે છે.

**પૂર્વરૂપ**—પેઢું ફુલે છે. જે જગોએ પથરી બાઝી હોય તે જગોની આસપાસ ઘણી પીડા થાય છે, મૂત્રકૃચ્છ્ર, તાવ અને અરુચિ થાય છે.

**લક્ષણ**—નાભિમાં, પેઢામાં, અને માથામાં પીડા થાય, મૂત્ર રોકાય કે ધાર ખંડિત થઇ જાય, ગાયના મેદ જેવું મૂત્ર થાય એ ઉપરથી અશ્મરી ઓળખવી.

**પ્રકાર**—વાતાશ્મરી, પિત્તાશ્મરી, કફાશ્મરી, અને શુક્રાશ્મરીઃ એમાંની પહેલી ત્રણ તો બાળકને પણ થાય છે. છેલ્લી મોટા માણસને થાય છે. વીર્ય પોતાના સ્થાનથી છૂટીને જ્યારે તે બહાર નીકળતું નથી ત્યારે એ અંડકોશની વચ્ચે વાયુ વીર્યનું શોષણ કરીને પથરી કરે છે. તેથી પેઢામાં મૂત્રકૃચ્છ્ર અને અંડ ઉપર સોજો થાય છે. વળી તે રોગ થયો કે પછી વીર્ય જાણે આવ્યું અને જતું રહ્યું એવો ભાસ થાય છે. દબાવવાથી ઝીણા ઝીણા કણ મૂત્ર સાથે નીકળે છે.

## અશ્મરીરોગનો ઉપાય.

हिङ्गुक्षारद्वयसन्धवसौवर्चलबिडपिप्पलीग्रन्थिकचित्रकचव्यमरीचक-चूरकुस्तुम्बरीकबरीतित्तिडीकचक्रन्थाजमोदाम्लवेतसपुष्करमूलनागरकरक-जीरकहरीतकीवृकीविपुषाविरचितंचूर्णमिदमश्मरीहृदयगलरोधविबन्धाध्मान-हिक्कावर्ध्मगुदजगुल्मसकलशूलप्लीहपाण्डुश्वसनकसनदहनसदनवदनविरसता-विरतये समर्थतरम् ॥२३॥

હિંગ શેકિ, શાજીખાર, સિંધવ, ખારજવ, સંચળ, વળી
બિડલૂણ, પીંપર, પીંપળીમુળ, ચવક ને ચિત્રક મરી;
આસન્ન, ધાણા, ષડકચૂરો, આંબલી, પુષ્કરમુળી,
અજમોદ, વજ, સુંઠ, દાઢમી, હરડે, જિરૂ, પ્હાડામુળી,
હ્યે અમ્લવેદ જ, શેરણી, પચ્ચીશ એ જણુશોતણું,
ભજતાં ચૂરણ હરશે પથરિ; રૂંધન, હૃદય, ગળાતણું;
મલરોધ, હેડકિ, પેટચઢ, દમ, અંત્રગળ, પાંડુ, પ્લિહો,
સહુ શૂલ, ખાંસી. અર્શ, ગોળો અગ્નિમાંદ્ય અરૂચિ તો. ૨૩

હિંગ (શેકેલી), જવખાર, શાજીખાર, સિંધવ, સંચળ, બિડખાર, પીપર, પીપરીમૂળના ગંઠોડા, ચિત્રો, ચવક, મરી, ષડકચુરો, ધાણા, આસંધ, આંબલીની (અંતરૂ) છાલ, વજ, અજમોદ, આમ્લવેતસ (તે ના મળે તો ચણાની ખટાઇ કે લુણી લેવી) પુષ્કરમૂળ, સૂંઠ, દાડમશાર (દાડીમનાં બીજ), જીરૂ, હરડેદળ, પહાડમૂળ, હાંસ, (છીણીનાં પાંદડાં), એ પચીસ ઔષધો સમાન ભાગે લેઇને તેનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ એક તોલો ખાવાથી તે પથરીનો રોગ, છાતીની અમુઝણ, ગળાનો રોધ, બદ્ધકોષ્ટ, પેટ ચઢવું, હેડકીનો રોગ, અંત્રવૃદ્ધિ, અર્શ, ગુલ્મરોગ, સઘળા પ્રકારનાં શૂળ, પ્લીહા (બરોળ,) પાંડુરોગ, શ્વાસ ખાંસી, અગ્નિમાંદ્ય, મુખની વિરસતા, એ રોગોને મટાડવાને સમર્થ છે. (દાડીમસારને ઠામે કોઇ વૈદ્યો દાડીમની છાલ લે છે.)

## જઠરાગ્નિ પ્રદીપ્ત કરવાનો ઉપાય.

प्रोणेश्वर ! प्रियतमे ! वद किं वदामि
तत्कान्त ! भोः किमु मृगाक्षि ! यदग्निकारि ?
सम्यक् शृणु प्रणयिनि ! प्रणयन् ! शृणोमि
स्वादेत सनिम्बुरससैंधवशृङ्गवेरम् ॥२४॥

સ્ત્રી—પ્રાણેશ્વર !
સ્વામી—પ્રિયતમે ! વદ, શું વદુ હું ?
સ્ત્રી—હે સ્વામિ ! તે જ
સ્વામી—વળિ શું કથ તે મૃગાક્ષી ?
સ્ત્રી—શું અગ્નિકારિ ?
સ્વામી—સુણુ સ્નેહિ.
સ્ત્રી—સુણું છું સ્વામિ.
સ્વામી— સ્વાદે સલિમ્બુ રસ સિંધવ આદું ખાતું. ૨૪

સ્ત્રી—હે પ્રાણેશ્વર! સ્વામી—હે પ્રિય તમે! બોલ, હું શું કહું ? સ્ત્રી—હે સ્વામી! તે જ. સ્વામી—હે મૃગ નયની! શું? સ્ત્રી—જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર જે ઔષધ હોય તે. સ્વામી—હે સ્નેહવતી! ત્યારે તે તું સારી રીતે સાંભળ: સ્ત્રી—હે સ્નેહવાળા સ્વામી! તે હું સાંભળું છું. સ્વામી—લીંબુનો રસ અને સિંધવ એ એની સાથે આદાની કાતળીઓ ખાવી.

ભોજન કરતાં પહેલાં, આદાને છોલી તેની કાતળીઓ કરી તેમાં સિંધવ અને લીંબુનો રસ નીચોવીને આશરે એક તોલો ખાવું તેથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

---

૧. આ શ્લોક કેટલીક પ્રતોમાં નથી.

## એ જ ઔષધનું બીજે પ્રકારે કથન.

जिह्वाकण्ठहृदां विशोधनकरं वैस्वर्यशोफापहम्
ग्राहि श्वासबकासकासबलजित् वृष्यं कटूष्णं लघु ।
पाके स्वादु विबन्धनुद्रुचिकरं क्षुद्बोधनं भोजने
भोक्तव्यं सहसैन्धवेन सततं निम्बुद्रवैरार्द्रकम् ॥२५॥

જિવ્હા, કંઠ, હૃદય્ય શોધન કરે, સ્વર્ભંગ, સોજો, દળે,
વાયૂ ને મલરોધ, શ્વાસ, કફ, ખાંસિ મારિ ધાતુ ભરે;
હલકું, ઉષ્ણ, તિખું, મધૂર પચતાં રૂચી ક્ષુધાને કરે,
ફેડે કબ્જ વાનું, સિંધવશું આદૂ લિમ્બુ ખાતાં ખરે. ૨૫

લીંબુના રસમાં આદુ નાંખીને તેને સિંધવ સાથે નિરંતર ભોજન સમયે ખાવું, કેમકે તે જીભ, કંઠ અને હૃદયને શુદ્ધ કરનારૂં છે, સ્વર બગડી ગયો હોય તેને સુધારનારૂં છે. સોજાને મટાડનારૂં છે, મળનો કબજો કરનારૂં છે, શ્વાસ, કફ, ખાંસી અને વાયુ એ રોગોને જીતનારૂં છે, અંગને પુષ્ટ કરનારૂં છે, તીખુ, ગરમ અને હલકું છે, પાચન થયા પછી તો મધુર છે, વાયુના રોકાણનો નાશ કરનારૂં છે, અને ક્ષુધાને પ્રદીપ્ત કરનારૂં છે.

## બીજો ઉપાય-હિંગ્વાષ્ટક વગેરે ચૂર્ણો.

हिङ्गुव्योषाजमोदाद्विजरणलवणं प्राग्भजेत्साज्यभक्तं
[2]कुर्याज्जाज्वल्यमानं ज्वलनमनिलजं गुल्ममेतन्निहन्ति ।
वृक्षाम्लंवह्निपथ्यात्रिकटुपटुविडम्लतुजिज्जीरयुग्मं
दीप्यौ सौवर्चलं [3]वाचलमपि सकलं भस्मसाच्छर्करीति ॥२६॥

---

૧. કોઈમાં 'भुक्तं' ને કોઈમાં 'युक्तं' છે. ૨. 'गुर्वन्नंवह्निमांद्यंपचनविरचितंगुल्ममेतन्निहन्ति' ।—'ભારે અન્ન, અગ્નિની મંદતા અને અન્ન પચતી વખતે ગુલ્મ ઉત્પન્ન હોય તેને હણે છે. ૩. 'वानिलमपि' એવો પણ પાઠ છે.

શુંઠી, અજમો, જિરાં બે, હિંગ, મરિ, પિંપરો, લૂણ આઠે લઇને;
　　ઘી ભેળી ખાય મારે સમિર ગુલ્મને, અગ્નિ દિપ્તી દઇને;
ચિત્રો ચિચા, જિરાં બે, શુંઠ, પિંપર, મરી, ખારિ ને જંતુ માર,
　　હર્ડે, સિંધવ્ય, અજમો, સંચળ ચુરણ એ બાળિ નાંખે પહાડ. ૨૬

હિંગ (શેકલી), ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી,) અજમોદ, જીરૂં, શાહજીરૂં, સિંધવ, એ સર્વ સમાન ભાગે લઇને તેનું ચૂર્ણ કરીને ઘી સાથે ભોજન કરતા પહેલાં ખાવું તેથી તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને વાયુથી ઉપજેલા ગુલ્મનો નાશ કરે છે.

આમચુર (કોઇ આમલી પણ લે છે), ચિત્રો, હરડે, સૂંઠ, પીપર, મરી, સિંધવ, બીડખાર, વાવડીંગ, જીરૂં, શાહજીરૂં, અજમો, અજમોદ, સંચળ, એ સધળાં સમાન ભાગે લેઇ ચૂર્ણ કરી ખાવાથી સધળા વાયુને ભસ્મ કરે છે અથવા સધળા પર્વતને ભસ્મ કરી નાખે છે!

## લોલિંબરાજ ચૂર્ણ.

शुण्ठा बाणमिता कणार्णवमिता दीप्यायवान्योः क्रमात्
　　भागानां त्रितयं द्वयं च लवणाद्भागैः शिवैतत्समा ।
कोष्टाटोपरुगामगुल्ममकहल्लोलिम्बराजोदित—
　　श्चूर्णोद्रीणमपि भस्मसात्प्रकुरुते किं भोजनं भोजनाः ॥२७॥

શુંઠી લ્યો પંચભાગે, જલધિ પિંપરને, યુગ્મ અજમોદકેરા,
　　અજમો ત્રેણે અને સિંધવ શશિ, હરડે પંદરે ખાંડિ ભેળા;
લેતાં એ ચૂર્ણ મારે ગુલમ, શુલ, ચડ્યૂં પેઠ ને વિષ્ટરોક,
　　છે આ લોલિમ્બરાજાભિધ ચુરણ દળે અદ્રિતો અન્ન કોક.　　૨૭

સૂંઠ પાંચ ભાગ, પીપર ચાર ભાગ, અજમો ત્રણ ભાગ, અજમોદ (જવાન) બે ભાગ, સિંધવ એક ભાગ, અને હરડે એ સધળાની બરોબર એટલે પંદર ભાગ લેઇને સર્વનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ

નિત્ય એક તોલો ખાવાથી પેટમાં ગડગડાટ થતો હોય તે, ચૂંક, આમ, ગુલ્મ, મળ, એ સર્વને નાશ કરે છે. લોલિંબરાજે કહેલું એ ચૂર્ણ પર્વતને પણ બાળીને ભસ્મ કરી નાખે એવું છે તો હે મનુષ્યો! ભોજન શી વિશાતમાં છે?

---

## વિદ્રધિ.

**લક્ષણ**—હાડકામાં રહેલા દોષ ચામડી, લોહી, માંસ વગેરેને બગાડીને ધીમે ધીમે ભારે સોજો કરે છે. એ સોજો ગોળ અને પહોળો હોય છે તથા તેમાં ભારે વેદના થાય છે તેને વિદ્રધિ કહે છે.

**પ્રકાર**—વાતવિદ્રધિ, પિત્તવિદ્રધિ, કફવિદ્રધિ, ત્રિદોષવિદ્રધિ, ક્ષતવિદ્રધિ (વાગ્યા પછી કુપથ્ય કરવાથી પિત્તનાં લક્ષણવાળો સોજો થાય છે તે), રક્તવિદ્રધિ, એવા છ પ્રકારનો તે થાય છે.

**અંતર્વિદ્રધિ**—ઉપર કહ્યો તેવો જ સોજો શરીરના અંદરના ભાગમાં-પેટમાં હૃદયમાં વગેરે ઠામે થાય તેને અંતર્વિદ્રધિ કહે છે. સ્ત્રીઓના સ્તન પર જે સોજો થાય છે તેને સ્તનવિદ્રધિ કહે છે.

### વિદ્રધિનો પ્રતીકાર.

**शिग्रुदीप्यवरुणद्वियामिनीकुञ्जराशनकृतः कषायकः ।**
**बोलचूर्णसहितोन्तरस्थितं विद्रधिं विदकयेदसंशयम् ॥२८॥**

સર્ગુવા છાલ, અજમો, નિશા બે ધરો, પીંપળાછાલ, વર્ણો, ઉકાળો કરો;
બોલનું ચૂર્ણ નાંખી પિયે ખેપથી, વિદ્રધી વેરિને નાંખશે તે નકી. ૨૮

સરગવાની અંતર્છાલ, અજમોદ, વાયવરણો, હળદર, આંબાહળદર, પીપળાની અંતર્છાલ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં બોલનું ચૂર્ણ દશ માસા નાખીને પીવાથી તે શરીરના અંદરના ભાગમાં ઉત્પન્ન થયેલા વિદ્રધિને નિશ્ચય વેરી નાખે છે-મટાડે છે.

શરીર ઉપર ઊંડા મૂળવાળી ગાંઠ કે સોજો ઉપજે છે તેને વિદ્રધિ કહે છે. એવો જ વિદ્રધિ પેટમાં, છાતીમાં. પેઢુમાં, કે અંદર બીજા ભાગમાં પણ થાય છે. તેને અંતર્વિદ્રધિ કહે છે. આ ઉપાય અંતર્વિદ્રધિનો છે.

---

## હૃદ્રોગ.

હેતુ—ઘણું ઉનું-ભારે-ટાઢું-તુરૂં-કડવું વગેરે ખાવાથી, અતિશય મહેનત કરવાથી, વાગવાથી, ખાધા ઉપર ખાવાથી, ઘણો વિચાર કરવાથી, છીંક, બગાસું, ઓડકાર, હાસ્ય-વગેરેના વેગ અટકાવવાથી, હૃદ્રોગ ઉત્પન્ન થાય છે.

પૂર્વરૂપ—વિવર્ણતા, મૂર્છા, હિક્કા, ખાંસી, શ્વાસ, તરસ, તાવ, મુખમાં વિરસતા, અરુચિ, બકારી, કફની પીડા અને છાતીમાં દુઃખ એ પૂર્વરૂપ છે.

લક્ષણ—વિષમ થઇ ગયેલો દોષ રસને બગાડીને છાતીમાં પીડા કરે છે તેને હૃદ્રોગ કહે છે.

**પ્રકાર**—વાત, પિત્ત, કફ, ત્રિદોષ અને કૃમિથી ઉપજેલો હૃદ્રોગ એ પાંચ પ્રકારનો છે. વાતાદિનાં છૂટાં કે એકત્ર લક્ષણોથી તેનો હૃદ્રોગ ઓળખવો, તથા શળ, બગાસાં, આંખમાં કાળાશ, શોષ, વગેરેથી તેમજ ભ્રમ વગેરે કૃમિરોગના ઉપદ્રવોથી કૃમિહૃદ્રોગ ઓળખવો.

### હૃદયરોગનો પ્રતીકાર.

**कमलकुड्मलकल्पपयोधरद्वयसमाहितहारमनोहरे ! ।**
**हृदयरुक्षु हितं घृतमर्जुनत्वरसकल्कसाधितमङ्गने ! ॥१९॥**

સરોજકળી સમ બે કુચ મધ્ય, મનોહરિ ! હાર ધર્યો અતિ રમ્ય;
પકાવ્યું ઘિ સાદડ કલ્ક રસે જ, ભજ્યે હૃદરોગ ખસે જ ખસે જ. ૨૯

કમળના દોડા સમાન બે સ્તન ઉપર જેણે સુંદર હાર ધારણ કર્યો છે એવી હે સ્ત્રી! સાદડના રસમાં, સાદડના કલ્કવડે વિધિપૂર્વક સિદ્ધ કરેલું ઘી હૃદયના રોગમાં હિતકર છે.

સાદડાનો રસ ન મળી આવે તો સાદડાનાં છોડાં બાર તોલા લેઇને તેનો છન્નું તોલા પાણીમાં, ચતુર્થાંશ શેષ રહેતા લગી કવાથ કરવો. તે કવાથ ગાળી લેઇને તેમાં છ તોલા ગાયનું ઘી તથા સાદડની અંતરૂછાલને એના કવાથમાં વાટીને કલ્ક કરીને તે કલ્ક એક તોલો નાખીને ઘી માત્ર શેષ રહેતા લગી પાક કરવો. કલ્કને આંગળાથી દાબીએ એટલે દીવેટ વળે તથા તેને અગ્નિ ઉપર નાખવાથી ચરચર બોલે નહિ, તેમ ઘી ઉપર ફીણ આવીને જતું રહે, ત્યારે તે ઘી સિદ્ધ થયું જાણીને તેમાંથી ચાર તોલા પ્રમાણે ખાવું. (છાતીમાં પીડા થાય તેને હૃદ્રોગ કહે છે.)

---

## દંતરોગ.

દાંતમાં જૂદા જૂદા પ્રકારના ઉપદ્રવ થાય છે તે ઉપરથી તે રોગ દશ પ્રકારનો ગણેલો છે. ચિકિત્સા કરવાની અનુકૂળતા માટે એ દશ પ્રકારનાં નામ તથા લક્ષણ અહીં આપ્યાં છે.

૧. **દાલન**—દાંતની નસોમાં પીડા થાય.
૨. **કૃમિદંતક**—નિમિત્ત વગર પીડા થાય છે.
૩. **દંતહર્ષ**—ટાઢું, ઉનું, ખાટું, પવન વગેરે સહન ન થાય.
૪. **કરાલ**—વાયુ ધીમે ધીમે દાંતને મોટા અને બેડોળ કરે છે.

૫. **દંતવેષ્ટ**—દાંત હાલી તેમાંથી લોહી ને પરૂ વહે છે.

૬. **દંતશર્કરા**—દાંતનો મેલ કઠણ થઈ જાય છે તે.

૭. **ખલીવર્દ્ધન**—વાયુ વડે એકાદ દાંત બીજાથી મોટો થઈ પીડા કરે છે તે.

૮. **શ્યાવદંત**—દાંત કાળો પડી જાય છે તે.

૯. **ભંજનક.**—મોઢું વાંકુ અને દાંત ભાગી જાય તે.

૧૦. **કાપાલિકા**—દંતશર્કરા વધીને ગાલને નડે તેને કાપાલિકા કહે છે.

એ સિવાય શીતાદ વગેરે દાંતના મૂળના રોગ તેર પ્રકારના છે, પણ તેનું વિવેચન કર્યું નથી.

## દંતરોગનો પ્રતીકાર.

**સોઽયં સુગન્ધિમુકુલો બકુલો વિભાતિ**
**વૃક્ષાગ્રણીઃ પ્રિયતમે ! મદનૈકબન્ધુઃ ।**
**યસ્ય ત્વચૈવ ચિરચર્વિતયા નિતાન્તં**
**દન્તા ભવન્તિ ચપલા અપિ વજ્રતુલ્યાઃ ॥૩૦॥**

તે આ બકૂલ કળિયો શુભ જેનિ ગંધ, વૃક્ષાગ્રણી પ્રિયતમે ! મદનૈકબન્ધુ.
અત્યન્ત એહનિ ત્વચા બહુ કાળ ચાવે, દંતો થશે ચપલ ને વળિ વજ્રજેવા. ૩૦

હે પ્રિયતમા ! સુગંધ યુક્ત કળીઓવાળો અને કામદેવના મુખ્ય બંધુરૂપ, વૃક્ષોમાં શ્રેષ્ઠ એવો આ બોરસળીનો વૃક્ષ શોભે છે, કે જેની છાલને ઘણા કાળ સુધી અત્યંત ચાવ્યા કરવાથી દાંત હાલી ગયેલા હોય તથાપિ તે વજ્ર જેવા દૃઢ થાય છે. (બોરસળીની છાલને ઘણા દિવસ સુધી ચાવ્યા કરવી.)

---

# રક્તપિત્ત.

**હેતુ**—પરસેવો, મહેનત, શોક, માર્ગમાં ચાલવું, અતિશય સ્ત્રી સંગ, તીખું, ઉનું, ખારૂં, ખાટું, ખાવું, વલુરવું, એવા હેતુઓથી પિત્ત બગડીને લોહીને બગાડે છે, તેથી રક્તપિત્ત થાય છે.

**પૂર્વરૂપ**—ઠંડા પદાર્થની પ્રીતિ થાય, ગળું બળે, ઉલટી થાય, લોઢાના જેવો શ્વાસ ગંધાય, ત્યારે જાણવું કે રક્તપિત્તરોગ થવાનો છે.

**લક્ષણ**—ઉપર-મોઢું, નાક, કાન, આંખો, વગેરે છિદ્રોમાંથી, અથવા નીચે-ગુદા કે મૂત્રેંદ્રિય વાટે, અથવા ઉપર અને નીચે બેય તરફથી લોહી વહે તેને રક્તપિત્ત કહે છે. એના ત્રણ પ્રકાર છે.

**૧. ઉર્ધ્વગ**– ધોળાશપર, જાડું, ચીકણું લોહી ઉપરના છિદ્રોથી પડે તે કફથી સમજવું.

**૨. અધોગ**--કાળું કે લાલ પણ ફીણવાળું લોહી નીચેનાં છિદ્રોથી પડે તે વાયુથી જાણવું.

**૩. દ્વિમાર્ગગ**—કફ અને વાયુ મિશ્રિત હોય ત્યારે ઉપર નીચે બેય છિદ્રોથી લોહી વહે છે.

**ઉપદ્રવ**—તાવ, અપચો, ઉલટી, શ્વાસ, તરસ, ખાંસી, નિર્બળતા, પાંડુતા, ખાધા પછી દાહ, માથામાં ગરમી, રેચ, એ ઉપદ્રવ રક્તપિત્તમાં થાય છે, જે રોગીને આકાશાદિ પદાર્થ રાતા દેખાય તેને સારૂં થાય નહિ.

## રક્તપિત્તનો ઉપાય.

( વ્યસ્તસમસ્તોત્તર–બહિર્લાપિકા )

**भिन्दन्ति के कुञ्जरकुम्भपालिं ? किमव्ययं वक्ति रते नवोढा ? ।**
**सम्बोधनं नुः किमु ? रक्तपित्तं निहन्ति कस्तन्वि ! वद त्वमेतत् ॥३१॥**

કુમ્ભસ્થળો ગજતણા કુણ ભેદિ દે છે?......सिंहा:—સિંહો.
શો સૂરતે વદતિ અવ્યય છે નવોઢા?.........न—નહિ.
સમ્બોધને રૂપ કિયું 'नृ' તણું બને છે?......नः—હે નર!
શું રક્તપિત્ત હરશે વદ તન્વિ તું તે?........सिंहाननः—અર્ડુસો. ૩૧

હાથીનાં કુંભસ્થળ કોણ ભેદનાર છે?..............सिंहाः—સિંહો.
સંભોગમાં કયો અવ્યય નવોઢા બોલે છે?.........न——નહિ.
'नृ' શબ્દનું સંબોધન શું છે?.....................नः——હે નર!
હે સ્ત્રી! તું કહે, રક્તપિત્તને શું હણે?........सिंहाननः-અર્ડુસો.

ઉપરના શ્લોકમાં જૂદા જૂદા પ્રશ્નો છે તેના જૂદા જૂદા ઉત્તર એ વ્યસ્ત ઉત્તર છે, અને તેને એકઠા કરવાથી જે ઉત્તર [सिंहाननः] નીકળે છે તે સમસ્ત ઉત્તર છે. એ યુક્તિ શ્લોકમાંના પદમાં ન છતાં બહારના [सिंहाननः] પદમાં છે માટે બહિર્લાપિકા છે, અરડૂસીનો કવાથ પીવો, એ તાત્પર્ય છે.

### બીજો ઉપાય.

द्राक्षापथ्याकृतः क्वाथः शर्करामधुमिश्रितः ।
श्वासकास हरोदेयो रक्तपित्तप्रशान्तये ॥३२॥

દ્રાક્ષ, હરડેતણો કવાથ, શર્કરા, મધ મેળવી;
પીધાથી કાસ ને શ્વાસ, રક્તપિત્ત શમે વળી.　　　૩૨

દ્રાક્ષ અને હરડેના કવાથમાં મધ અને સાકર મેળવી પીધાથી ખાંસી, દમ અને રક્તપિત્ત શાંત થાય છે.

---

## હિક્કારોગ.

**હેતુ**—દાહકારક, ભારે, બદ્ધકોષ્ટ કરે એવા, સળેખમ ઉત્પન્ન કરે એવા અને શીતળ પદાર્થો ખાવાથી, ઠંડે પાણીએ નહાવાથી,

ધૂળ, ધૂમાડો, તાપ, વાયુ, મહેનત, ભારવહન, મુસાફરી, જોરથી વાગવું, વગેરે કારણોથી, આમ સંબંધી રોગથી, સ્ત્રી સંગથી, ક્ષયરોગથી, વિષમ ભોજનથી, અતિ ભોજનથી, વગેરે કારણોથી હિક્કા (હેડકીનો રોગ) ઉત્પન્ન થાય છે.

**લક્ષણ**—વારંવાર મુખમાંથી હુકા શબ્દ સાથે વાયુ નિકળે છે તથા તે વખતે આંતરડાં ઉંચાં થાય છે તેને હિક્કા કહે છે.

**પ્રકાર**—અન્નજા (ઘણું ખાવાથી થયેલી), યમલા (બે, ત્રણ હેડકી સાથે આવે છે), ક્ષુદ્રિકા (ધીમે ધીમે આવે છે) ગંભીરા (એનો અવાજ ઘોર હોય છે તથા ઉત્પત્તિ નાભિમાંથી થાય છે), મહતી (આખા શરીરને કંપાવે છે), એવા પાંચ પ્રકારની તે હોય છે.

## હિક્કાનો પ્રતીકાર.

**विश्वाशिवाकणाचूर्णः ससितः समधुः स्मृतः ।**
**नस्यवद्विश्वगुडयोर्हिक्काधिक्कारकारकः ॥३३॥**

મધ સાકરશું આમળા, સૂંઠ, પિપરનું ચૂર્ણ;
નાસ ગોળ, સુંઠનો તથા, કરે હેડકી હર્ણ. ૩૩

સૂંઠ અને ગોળના નસ્યની પેઠે, સાકર અને મધ સહિત સૂંઠ, આમળાં અને પીપરનું ચૂર્ણ પણ હિક્કાનો ધિક્કાર કરનારૂં છે.

સૂંઠ, આમળાં અને પીપરનું ચૂર્ણ સમાન ભાગે કરીને તેમાંથી એક તોલો ચૂર્ણ બમણી સાકર તથા બમણા મધ સાથે ચાટવું (વંગસેન નામે ગ્રંથમાં પણ એમ જ ચાટવાનું કહ્યું છે), આયુર્વેદમાં કહે છે કે,—મધ સાથે જેઠી મધ સુંઘવું, સાકર સાથે પીપરનું ચૂર્ણ સુંઘવું, ગોળ સાથે સૂંઠ સુંઘવી. એ ત્રણે નસ્ય (સુંઘવાનાં ઔષધ ) હિક્કા (હેડકીના) રોગને મટાડનારાં છે.

## ભ્રમનો પ્રતીકાર.

**दुरालभाकषायस्य घृतयुक्तस्य सेवनात् ।**
**भ्रमः शाम्यति गोविन्दचरणस्मरणादिव ॥३४॥**

ધમાસાનો કરી કાઢો, ઘી સાથે સેવવા થકી;
ચિત્તભ્રમ જશે તેનો, ભય જેમ ભજે હરિ. ૩૪

જેમ વિષ્ણુના ચરણનું સ્મરણ કરવાથી ચોરાશી લક્ષ જાતિમાં જન્મ મરણરૂપ ભ્રમણ શમી જાય છે, તેમ ધમાસાના કવાથમાં ઘી મેળવીને તેનું સેવન કરવાથી ભ્રમરોગ પણ શમી જાય છે–મટી જાય છે.

જે રોગમાં ચિત્ત ભમતું રહે છે–સ્મૃતિભ્રંશ થાય છે તેને ભ્રમ કહે છે. ચકરી આવે છે–આસપાસ બધું ફરતું હોય એવું માલમ પડે છે, તેને પણ ભ્રમ કહે છે. આઠ તોલા કવાથમાં દસમાસા ગાયનું ઘી નાખીને પીવા આપવું.

## શોકનો પ્રતીકાર.

**अयि ! रत्नकले ! कुरु मा कलहं कलहंसकलत्रसमानगते ! ।**
**शृणु मद्वचनं वद वैद्यमणे ! मदिरा मदिराक्षि ! शुचं शमयेत् ॥३५॥**

અલિ રત્નકલા ! કર કલેશ નહી, તુજ ચાલ મરાલ સમાન સહી;
કથવું સુણ મારૂં શું વૈદ્યમણે !, મદિરા મદિરાક્ષિ ! શુચા શમવે. ૩૫

હે રત્નકળા ! હંસની સ્ત્રીના જેવી મંદગતિવાળી હે સ્ત્રી ! તું કલેશ કરીશ નહિ; મારૂં વચન સાંભળઃ સ્ત્રી–હે વૈદ્યોમાં મણિરૂપ સ્વામી ! તે વચન કહો. સ્વામી–હે મદિરા સમાન રક્ત નેત્રવાળી ! મદિરા (દ્રાક્ષાસવ) શોકને શમાવે છે.

દ્રાક્ષાસવ એ ઉપલક્ષણ છે અર્થાત્ શોક માત્ર શમાવવા પુરતો અને અતિશય મદવાળો નહિ એવો દારૂ પીવો. પીવાનું પ્રમાણ કોઈ અનુભવી દાક્તરથી જાણી લેવું.

# ઊરૂસ્તંભ.

**હેતુ**—ટાઢું, ઉનું, નરમ, સૂકું, ભારે, ચીકણું ખાવાથી અજીર્ણમાં ખાવાથી, મહેનત કે ઉજાગરો કરવાથી–કફ, મેદ, વાયુ અને આમ સાથળમાં એકઠાં થાય છે, અને ઉપરનો રોગ ઉપજાવે છે.

**પૂર્વરૂપ**—ઊંઘ, ઝોકાં, જડપણું, તાવ, રોમહર્ષ, અરુચિ, બકારી એવા ઉપદ્રવ થાય તથા જાંઘો નરમ થાય ત્યારે જાણવું કે ઊરૂસ્તંભ રોગ થવાની તૈયારી છે.

**લક્ષણ**—બન્ને જાંઘો જડ, ટાઢી, અચેતન અને જાણે પારકી હોય તે પ્રમાણે ભારે લાગે છે, પીડા ઘણી થાય છે, શરીરમાં કળતર, ભારેપણું, ઘેન, બકારી, અરુચિ, તાવ, એવા ઉપદ્રવ થાય છે, અને પગ ઉપાડવો અઘરો પડે છે, એ રોગને ઊરૂસ્તંભ રોગ કહે છે. કેટલાક વૈદ્યો ભૂલથી એને વાયુનો રોગ જાણી ત્યાં તેલ વગેરે ચોળે છે ત્યારે તે થકી વધારે પીડા થઇને રોગ વધે છે અને ચાલી શકાતું નથી.

## ઊરૂસ્તંભનો ઉપાય.

**पुनर्नवानागरदारुपथ्याभल्लातकच्छिन्नरुहाकषायः ।**
**दशाङ्घ्रिमिश्रः परिपेय ऊरुस्तम्भेऽथवा मंत्रपुरप्रयोगः ॥३६॥**

સાઠોડિ, હર્ડે, સુંઠ, દેવદાર, ગળો, ભિલામા કર ક્વાથ સાર;
દશે મુળો કે પુર મૂત્ર પેય, પીતાં ઉરુસ્થંભ પળે અજેય. ૩૬

સાઠોડી, સૂંઠ, દેવદાર, હરડે, ભિલામો, ગળો, એ ઔષધોના ક્વાથમાં દશમૂળ ( જે પાછળ કહેલાં છે તે )નું ચૂર્ણ દશમાસા નાખીને પીવું. ( કોઈ વૈદ્યોનો મત એવો છે કે સાઠોડી આદિ છ અને દશમૂળ એ સઘળાંનો ક્વાથ કરીને પીવો. ભિલામાના વૃક્ષનાં છોડાં ક્વાથમાં લેવાં ) અથવા ( આઠ તોલા ગાળેલા ) ગોમૂત્રમાં (ચાર માસા) ગુગળનું ચૂર્ણ નાખીને તે પીવો, તેથી ઊરૂસ્તંભ મટે છે.

## મૂત્રકૃચ્છ્ર.

**હેતુ**—અતિશય મહેનત, તીક્ષ્ણ ઓસડ, લુખા પદાર્થ ખાવા, મદ્ય, પીઠે ભાર વહેવો, મત્સ્યભોજન, અધ્યશન, (ખાધાપર ખાવું), અજીર્ણ, એ હેતુઓથી મૂત્રકૃચ્છ્ર થાય છે.

**લક્ષણ**—દોષ કોપ પામીને મૂત્રના માર્ગને રોકે છે. તેથી મહા કષ્ટે કરીને પિશાબ થાય છે તેને મૂત્રકૃચ્છ્ર કહે છે.

**પ્રકાર**—વાતમૂત્રકૃચ્છ્ર, પિત્તમૂત્રકૃચ્છ્ર, કફમૂત્રકૃચ્છ્ર, ત્રિદોષમૂત્રકૃચ્છ્ર, વાતમૂત્રકૃચ્છ્ર (વાગવાથી પેશાબ બંધાય તે. એનાં લક્ષણ વાતમૂત્રકૃચ્છ્રના જેવાં હોય છે) વિટ્મૂત્રકૃચ્છ્ર (ઝાડો રોકવાથી પેશાબ રોકાઈ પેટ ચઢે છે અને વાતશૂળ થાય છે), શુક્રમૂત્રકૃચ્છ્ર (વીર્યના દોષથી પિશાબનું રોકાણ થાય), અશ્મરીમૂત્રકૃચ્છ્ર (પથરીના રોગવાળાનો પિશાબ રોકાય છે તે,) એમાં છાતીમાં પીડા, કંપ, કૂખોમાં શૂળ, અગ્નિમાંદ્ય વગેરે ચિન્હ થાય છે, એવા આઠ પ્રકાર છે.

## પથરી અને મૂત્રકૃચ્છ્રનો ઉપાય.

**सक्षौद्रं कुशकाशगोक्षुरशिवाशम्याकपाषाणभित्—**
**दुःस्पर्शं परिसेवितं परिहरेत्सद्योऽश्मरीं दुस्तराम् ।**
**एलापर्वतभिच्छिलाजतुकणाचूर्णं गुडेनान्वितं**
**यद्वा तन्दुलधावनोदकयुतं स्यान्मूत्रकृच्छ्रापहम् ॥३७॥**

ગર્માળો, કુશ, કાસ, ગોખરુ, ધમાસો, અશ્મભિત, આંમળાં,
સેવંતાં મધ સાથે તે પરિહરે જે અશ્મરી દુસ્તરા;
કે શીલાજિત, અશ્મભિત, પિંપર, એલા, ગળો, સેવતાં,
કે તાંદુલ જલે ઉન્હાળિ પળશે જે પીડ દે મૂત્રતાં. ૩૭

દર્ભ (દાભ), કાસ, ગોખરૂ, આમળાં, ગરમાળો, પાષાણભેદ, ધમાસો, એ ઔષધોનું ચૂર્ણ ખાવાથી તે તત્કાળ ન મટે એવી

અશ્મરી (પથરી)ને પણ મટાડે છે અથવા તત્કાળ ઉત્પન્ન થઈ આવનારી મહા કઠણ અશ્મરી (મૂત્રગ્રંથિ)ને મટાડે છે, વળી એલચી, પાષાણભેદ, શિલાજિત, પીપર, એ ઔષધોના ચૂર્ણમાં ગોળ સમાન વજને મેળવીને ખાવાથી અથવા ચોગણું ચોખાનું ધોવરામણ નાખીને પીવાથી તે મૂત્રકૃચ્છ્રને મટાડે છે.

પેઢૂમાં આવેલા વીર્યને વાયુ કે પિત્ત શોષણ કરે છે તેથી પથરી બાઝી જાય છે. એ રોગ થાય ત્યારે પેસાબ ગાયના મેદ જેવો થાય છે. મૂત્ર રોકાય છે કે ધાર ખંડિત થઈ જાય છે. પેઢૂમાં, નાભિમાં અને માથામાં પીડા થાય છે. જે રોગમાં પિશાબ બહુ કષ્ટે થાય છે તેને મૂત્રકૃચ્છ્ર કહે છે.

## બીજો ઉપાય.

**वासैलामधुकाऽश्मभेदचपलाकौन्तीक्षुरैरण्डजः**
**क्वाथः साऽश्मजतुर्जयत्यतितरां कृच्छ्राश्मरीशर्कराः ।**
**कृच्छ्रेदाहरुजांविबन्धसहितेक्वाथोऽश्मभिच्चेतकी–**
**वासारग्वधगोक्षुरैर्विरचितोमध्वन्वितः शस्यते ॥३८॥**

અર્ડુસી, મધજેઠિ, એલચિ, પિંપેરો, અશ્મભિત્, એખરો,
એરંડામુળ ક્વાથમાં, કરિ ભુકો શીલાજિતાનો મુકો;
કાઢો એ ભજતાં પળાય પથરી ને મૂત્રકૃચ્છ્ર વ્યથા,
વ્યાધી જે વળિ શર્કરાતણિ મહા દુઃખપ્રદાયી તથા.

### હરિગીત.

કહિ હોય મૂત્રકૃચ્છ્ર શિશ્નનિ આગ સાથે તો પિયો,
પાષાણભેદ, ધમાસ, ગર્માળો શિવા ગોખરુતણો;
કાઢો ધરી મધ તેહમાં શમશેજ તેથિ સહુ વ્યથા,
વળિ મુત્ર સાફ જ આવશે; શુણ વ્હાલિ ! મન્મથ મનમથા. ૩૮

અરડૂસી, એલચી, જેઠીમધ, પાષાણભેદ, પીપર, પિત્તપાપડો,

એખરો, દીવેલાંનું મૂળ, એ ઔષધોના ક્વાથમાં શિલાજિતનું ચૂર્ણ ચાર માસા નાખીને પીવાથી તે મૂત્રકૃચ્છ્ર, અશ્મરી અને શર્કરા (પથરીના છૂટા છૂટા કણ પિશાબ વાટે બહાર પડે છે તે રોગ) મટાડે છે. જો દાહ, પીડા અને પિશાબનો અટકાવ, એ ઉપદ્રવો સહિત મૂત્રકૃચ્છ્ર હોય તો, પાષાણભેદ, હરડે, ધમાસો, ગરમાળો, ગોખરૂં, એ ઔષધોના ક્વાથમાં મધ નાખીને તે પીવો.

---

## વ્યંગરૂષિકાના પ્રતીકાર.

**न्यग्रोधाङ्कुरकुष्टरोध्रविकसाश्यामा[1]मसूरारुणा—**

**श्रीखण्डैः पयसान्वितैर्विरचितं व्यङ्गघ्नमुद्वर्तनम् ।**

**लिप्तं सप्तदिनं मसूररजसा सर्पिः पयः शालिना**

**वक्त्रं शारदचंद्रसुंदरतरं व्यङ्गस्य भङ्गाद्भवेत् ॥३९॥**

---

૧. આ શ્લોકના પ્રથમ ચરણમાંના '**श्यामा**' પદનો અર્થ કેટલાક 'શીમળાના કાંટા' કરે છે, પણ બીજી એક પ્રતમાં તે ઠેકાણે '**रामा**' છે, તેથી એ બન્ને શબ્દો વડે જે એક ઔષધી સમન્વય છે તે અર્થ અહીં ગ્રહણ કર્યો છે, તેમ '**रामा**' વાળી પ્રતમાંના ટિપ્પણમાં સ્પષ્ટ 'કાંગ' અર્થ આપેલો છે તેથી એ અર્થને પુષ્ટિ મળે છે. એજ ચરણમાંના '**अरुणा**' પદનો અર્થ 'મજીઠ' કરી કેટલાક વૈદ્યો કહે છે કે 'મજીઠ' શબ્દ શ્લોકમાં બે વાર છે માટે તે બમણી લેવી. પણ આ ગ્રંથમાં અત્યાર સુધી એક ઔષધ બે વાર આવવાથી તે બમણું લેવાનો પ્રસંગ જોવામાં આવ્યો નથી માટે છાપેલી બે પ્રતોને આધારે તેનો અર્થ અહીં 'અતિવિખ' લખ્યો છે; જો કે નિઘંટમાં તો '**अरुणा**' નહિ પણ '**अरण्या**' શબ્દ અતિવિખને માટે છે.

**"विषयां भङ्गुराविश्वातिविषोपविषाह्वया । श्यामकंदा प्रतिविषा विरुपा घुणवल्लभा । अरण्या मध्यदेशोत्था कृष्णा माद्री च शृङ्गिका"**—

લઘુનિઘંટસાર.

લોધર, કોષ્ઠ ને મજીઠ, અંકુર વડતરુના,
પીઠું મસૂરનું, સુખડ, કંટક શિમળાતણા;
લૈ અતિવિખ ગાય પયમાં ઘસિ મુખ ઉપરે,
લેપ કર્યાથી વ્યંગ પળશે ન કર ફિકરરે
જો દિન સાત લેપ કરશો સુરભિપય ઘતે,
કાલવિને મસૂરપીઠું વ્યંગહરણ કર તે;
શ્યામલતા જશે વદનની શશધરવદની !
સુંદરતા થશે શરદ ઈંદુ સદશ મુખની ૩૯

વડની વડવાઇના અંકુર, ઉપલેટ, લોધર, મજીઠ, કાંગનો લોટ, મસૂરનો લોટ, અતિવિખની કળી, સફેદ ચંદન ( સુખડ ), એ સર્વે સમાન લેઇને તેના ચૂર્ણને ગાયના દૂધમાં કાલવીને તે મોઢે ચોળવું. એ ઉદ્વર્તન (શરીરે ચોળવાનું પીઠું) વ્યંગ (મોઢે કરોળિયા વગેરે નીકળે છે તે) નો નાશ કરનારૂં છે. વળી મસૂરના લોટમાં ગાયનું દૂધ નાખી તેમાં ઘી મેળવીને તે સાત દિવસ મોઢે ચોળવાથી વ્યંગનો નાશ થઇ મુખ શરદ્ ઋતુના ચંદ્ર સરખું સુંદર થશે.

## ખીલ અને માથાનાં ચાંદાંનો પ્રતિકાર.

**इङ्गुद्याः फलमज्जको जलयुतो लेपान्मुखे कांतिदो**
**रोध्रोग्राधनिका निहन्ति पिटिकास्तारुण्यजा लेपनात् ।**
**हार्यं रक्तमरूषिकारूजि हितो मूत्रेणलेपोऽथवा**
**पिण्याकस्य पुरातनस्य शकृतः पादायुधस्य ध्रुवम् ॥४०॥**

હિંગોરાતણિ મીજ વાટિ જલમાં લેપે વધારે પ્રભા,
ધાણા ને વજ લોધ્ર લેપ હરશે ખીલોતણી જે વ્યથા;
જોખોથી રુધિરસ્ત્રવાય, વળિ જૂનો ખોળ મૂત્રે ખળી,
કે વિટ્ કુકુટની લગાડ, અરુંષિકા તેથી જાશે પળી. ૪૦

હીંગોરાના ફળની મીજને પાણીમાં વાટીને તેનો મુખ ઉપર

લેપ કરવાથી તે કાંતિ આપનાર છે. લોધર, વજ અને ધાણાને પાણીમાં વાટી તેનો લેપ કરવાથી તે જુવાનીમાં ઉત્પન્ન થતી ફોલ્લીઓ -ખીલનો નાશ કરે છે -મટાડે છે. જો માથામાં ગુમડાં થયાં હોય તો જળો લગાડી લોહી કાઢી નંખાવવું; અથવા ગાયના મૂત્રમાં જૂનો ખોળ વાટીને તેનો લેપ કરવો અથવા કૂકડાની હગારનો ગાયના મૂત્રમાં લેપ કરવો, એ નિશ્ચય હિતકારી છે.

---

## સોજો.

**હેતુ**—રોગ થઇને મટી ગયા પછી શરીરે કૃશ અને નિર્બળ માણસ ખારૂં, ખાટું, તીખું, ઊનું, ભારે, ખાય તેથી તેમજ દહીં, કાચા પદાર્થો, માટી, શાક, વિરુદ્ધ અન્ન, બગડેલા અન્ન, કે ઝેર નાખેલાં અન્ન ખાવા પીવાથી, શરીરને માફક નહિ એવું કાંઈ કરવાથી, દેહ શુદ્ધિ ન રાખવાથી, મર્મમાં વાગવાથી, વિષમ પ્રસવ થવાથી ઇત્યાદિ કારણોથી સોજો ઉત્પન્ન થાય છે, તેને સોથ કે શોથ કહે છે.

**લક્ષણ**—ભારેપણું, મનને ચેન ન પડવું, સોજામાંથી ગરમી નીકળવી, રૂવાં ઊભાં થવા, ચહેરો બદલાવો, એ સોજાનાં સામાન્ય લક્ષણ છે.

**પ્રકાર**—વાતશોથ, પિત્તશોથ, કફશોથ, વાતપિત્તશોથ, વાતકફશોથ, પિત્તકફશોથ, ત્રિદોષશોથ, અભિઘાતશોથ, (વાગવાથી કે શીતળ સ્પર્શ-ભીલામાં-કૌવચ વગેરેના સ્પર્શથી), વિષશોથ (વિષવાળા પ્રાણીની લાળ, નખ, વગેરે અડવાથી), એવો નવ પ્રકારનો થાય છે.

**ઉપદ્રવ**—શ્વાસ, બકારી, અરુચિ, તરસ, તાવ, અતિસાર અને દુર્બળતા, એમાંના થોડા કે બધા ઉપદ્રવ સોજાના રોગમાં હોય છે.

## સોજાનો ઉપાય.

तैलं शोफमपारमप्यपहरेद्भूश्रीवरास्नामहा—
भैषज्याऽमरशुष्कमूलकयुतं ब्राह्मीरसे साधितम् ।
तद्वद्विश्वकिराततिक्तमथवा पाठानिशाधावनी
मुस्ताजीरकपञ्चकोलकरज:संमिश्रमुष्णांबुना ॥४१॥

રાસ્ના, સૂંઠ, મુળાની કાચલિ, વળી સાઠોડિ ધોળી અને,
દારૂ, બ્રાહ્મિ રસે જ તેલ પકવ્યું મારે મહા શોફને:
તેવૂં શુંઠ, કડૂ, કિરાત અથવા મોથા, જિરૂં, રિંગણી,
પ્હાડા ને પંચકોલ, રાત્રિરજમાં ઉષ્ણામ્બુ સાથે જ પી. ૪૧

ધોળી સાઠોડી, રાસ્ના, સૂંઠ, દેવદાર, સૂકા મૂળા એ ઔષધો સમાન લેઈ તેને પાણીમાં વાટી કલ્ક કરીને બત્રીસ તોલા બ્રાહ્મીના રસમાં તે કલ્ક નાખવું. પછી તેમાં તલનું તેલ આઠ તોલા નાખીને તેલ માત્ર શેષ રહે ત્યાં લગી અથવા તેલ ઉપર ફીણ આવી જતું રહે ત્યાં લગી ઊકાળવું. એ તેલ શરીરે ચોળવાથી ઘણો મોટો સોજો હોય તથાપિ તે મટી જાય છે. તે જ પ્રમાણે, સૂંઠ, કરિયાતું, કડુ, એ ઔષધો સમાન લેઈ તેનું ચૂર્ણ કરી તેમાંથી એક તોલો ગરમ પાણીમાં મેળવીને પીવાથી પણ સોજો ઉતરી જાય છે. તેમ જ, પહાડમૂળ, હળદર, રીંગણી, મોથ, જીરૂં, પીપર, પીપરીમૂળ ચિત્રો, ચવક, સૂંઠ, એ સમાન ભાગે લેઈ તેનું ચૂર્ણ એક તોલો લેઈ ગરમ પાણી સાથે પીવાથી સોજો મટે છે. (શરીરનાં અંગ ફૂલે છે તેને સોજો કહે છે. એ પ્રસિદ્ધ રોગ છે.)

---

# માથાના અને કાનના રોગ.

## માથાના રોગ.

હેતુ—વાત, પિત્ત કે કફના કોપવાથી, રક્ત બગડવાથી,

માથામાંનું રક્ત, વસા, કફ, વગેરેનો ક્ષય થવાથી, માથામાં કૃમિ ઉત્પન્ન થવાથી, એવા એવા હેતુઓથી માથામાં દશ પ્રકારના શિરોરોગ ઉત્પન્ન થાય છે. એ દશ પ્રકાર નીચે બતાવ્યા છેઃ—

૧. **વાતશિરોરોગ**—રાત્રે વધારે પીડા થાય, માથું બાંધવાથી કે શેકવાથી વધારે પીડા થાય.

૨. **પિત્તશિરોરોગ**—માથું અગ્નિ જેવું ગરમ થાય, નાકમાંથી ગરમ વરાળ નીકળે, ઠંડા પદાર્થ લગાડવાથી પીડા વધે, રાત્રે વધારે પીડા થાય.

૩. **કફશિરોરોગ**—માથું ઠંડું અને ભારે લાગે, આંખો અને મોઢું સૂજે.

૪. **ત્રિદોષશિરોરોગ**—ઉપરનાં સઘળાં લક્ષણ હોય.

૫. **રક્તશિરોરોગ**—પિત્તના જેવાં ચિન્હવાળો પણ વિશેષમાં એ કે માથે બીજા કશાનો સ્પર્શ પણ સહન થઈ શકે નહિ.

૬. **ક્ષયશિરોરોગ**—લોહી, વસા, કફ અને વાયુનો ક્ષય થવાથી માથામાં અતિ તીવ્ર પીડા થાય છે. સ્વેદન, છર્દન, ધૂપ, નસ્ય, રક્તમોક્ષ, વગેરેથી એ મટતો નથી.

૭. **કૃમિશિરોરોગ**—માથું ફાટી જતું હોય એવી વેદના થાય અને નાકમાંથી લોહી તથા પાણી નીકળે.

૮. **સૂર્યાપવૃત્ત**—આંખની ભમર ઉપર દિવસની વૃદ્ધિની સાથે પીડા વધે અને સૂર્ય નમવાની સાથે પીડા ઓછી થાય તે. લોકો તેને આદાશીશી કહે છે.

૯. **અર્ધાવભેદક**—વાયુ કોપાને કફ યુક્ત થઇને ભમર, લમણાં, આંખ, તથા અર્ધા કપાળમાં તીવ્ર વેદના કરે છે.

૧૦. **શંખક**—પિત્ત, રક્ત અને વાયુ બગડીને લમણામાં

તીવ્ર પીડાવાળો રાતો સોજો કરે છે તથા તેમાં દાહ થાય છે; આ રોગ બહુ ભયંકર છે. કેમકે એ ત્રણ દિવસમાં રોગીનો પ્રાણ લેઇ શકે છે.

## કાનના રોગ.

વાયુ પોતાનો માર્ગ છોડીને પિત્ત કે કફ સાથે મળીને અઢાર પ્રકારના કર્ણરોગ કરે છે. તેથી કાનમાં ચસકા મારે છે, તે પાકે છે, તેમાંથી પરૂ વહે છે, તેમાં ચેળ આવે છે, તેમાં જૂદી જૂદી તરેહના નાદ સંભળાય છે, તે બહેરા થાય છે, તેમાં ગૂમડું થાય છે, કાન તળે સોજો થાય છે, એવા અનેક ઉપદ્રવો થાય છે.

## માથાના તથા કાનના ઉપાય.

**લેપ: पाठापटोलौषधरुबुकजटाशिग्रुदद्रुघ्नकुष्ठै—**
**धान्याम्लेन प्रपिष्टैः प्रशमयति महामूर्धरोगानशेषान्**
**पत्रं पक्वं घृताक्तं रविभवमनले तापितं पीडयेत् तत्**
**तोयं कर्णे निषिक्तं दलयति सकलं कर्णशूलं समूलम् ॥४२॥**

એરંડમૂળ, સુંઠ, શિગ્રુત્વચા, પટોળ, પૂંવાડબીજ, ઉપલેટ, પહાડમૂળ;
કાંજીવિશે ખલ કરી ભરિ શીર્ષ મારે, રોગો સહુ શિરતણા કદિ હોય ભારે.
પાકાં દલો રવિતણાં લઈ ઘી લગાડો, વન્હીવિશે તપવિ ચોળિ સલીલ કાઢો;
એ કાનમાંહિ મુકવા થકિ સૂખ થાશે, ને કર્ણશૂળ દળશે સરવે સમૂલ. ૪૨

પહાડમૂળ, પટોળ, સૂંઠ, દીવેલાનું મૂળ, સરગવાનું છોડું, કુંવાડીયાનાં બીજ, ઉપલેટ, એ સર્વને કાંજીમાં વાટીને તેનો લેપ માથે કરવાથી સઘળા પ્રકારના માથાના મોટા મોટા રોગ શમી જાય છે. આકડાના પાકા પાંદડા ઉપર ઘી ચોપડીને તેને અગ્નિ ઉપર તપાવીને તેને ચોળીને તેનો રસ કાનમાં નીચોવવો. એથી સઘળું કર્ણશૂળ મૂળમાંથી નાશ થાય છે. (કાનમાં ચસકા નાખે છે તે રોગને કર્ણશૂળ કહે છે. )

---

# વાતરોગ.

ઘણા ખરા રોગમાં વાત, પિત્ત, કે કફ એ ત્રણ દોષમાંથી એક બે કે બધાય કોપેલા (વિકાર પામેલા) હોય છે, માટે કયા કયા હેતુઓથી એ દોષ કોપે છે અને કયો દોષ કોપ્યો છે તે શાથી ઓળખાય એ સમજવું જરૂરનું છે, જેથી રોગને સામાન્યપણે ઓળખ્યા પછી પણ વાતશામક, પિત્તશામક કે કફશામક ચિકિત્સા કરી શકાય. લોલિંબરાજ એ ત્રણે દોષની સામાન્ય ચિકિત્સા બતાવે છે તે પ્રસંગને લેઇને અમે તે ત્રણે દોષના હેતુઓ તથા લક્ષણો અનુક્રમે કહિ પ્રથમ વાતરોગ વિષે કહિએ છીએ.

**હેતુ**—તીખું, કડવું, ટંડું અન્ન, વગેરે ખાવા પીવાથી, થાકથી, ઉપવાસથી, કામના વેગથી, ઉજાગરાથી, શોકથી, પાણીમાં તરવાથી, લોહી વહી જવાથી, વેગથી વાગવાથી, અને વર્ષાઋતુથી (માં), વાયુ કોપે છે,

**લક્ષણ**—માથું, લમણા, ભમર, છાતી, કરોડનો નીચેલો ભાગ, અવયવ, સાંધાનાં હાડકાં, કટિ, એ જગોએ દરદ થાય છે, ઝાડો કબજ થાય છે, શરીરની ત્વચા લુખી પડી જાય છે. ઊંઘ આવતી નથી, પેટ ચઢે છે, વાયુ શરીરમાં ફરે છે, મુખનો રંગ બદામી અથવા રાતો થઇ જાય છે, મુખ કસાણું અને રસ વગરનું થઇ જાય છે, શરીરે થાક લાગ્યો હોય તેમ થાય છે, કળતર થાય છે અને સ્વસ્થતા ભાસતી નથી. એ લક્ષણોમાંનાં ઘણાં અથવા થોડાં જે રોગમાં હોય તેમાં વાયુનો પ્રકોપ છે એમ સમજવું. કેવળ વાયુનો પ્રકોપ હોય તેની ચિકિત્સા નીચે બતાવી છે.

## વાતરોગની ચિકિત્સા.

**घृततीक्ष्णयुतः सुरसास्वरसो लघुराजमृगाङ्क इति प्रथितः ।**
**अपहन्त्यनिलान् सबलान् बहुलान् निजभक्तमलानिव चक्रधरः॥४३॥**

તુલસી રસ, ઘી, મરિ ત્રૈણુ ભળે, લઘુરાજમૃગાંકનું નામ મળે;
ભખતાં સબળા સહુ વાયુ હરે, જ્યમ ભક્તતણા મલ વિષ્ણુ દળે. ૪૩

તુળસીનાં પાંદડાંનો રસ બે તોલા લેઈ તેમાં આઠ માસા મરીનું ચૂર્ણ તથા આઠ માસા ઘી નાખીને પીવો, એ ઔષધ "લઘુરાજમૃગાંક" નામથી પ્રસિદ્ધ છે. જેમ ચંદ્રધર (વિષ્ણુ) પોતાના ભક્તોનાં પાપનો નાશ કરે છે તેમ આ ઔષધ પણ ઘણા પ્રકારના બળવાન વાયુઓનો નાશ કરે છે.

## બીજો ઉપાય.

**चूर्णा:कषाया गुटिका घृतानि तैलानि भाग्येन वियोजितानि।**
**विलासिनां वातविनाशनाय विलासिनीनां परिरंभणानि ॥४४॥**

ચૂર્ણો, કવાથો, ઘૃત, તેલ, ગોળી, દે દૈવયોગે કદિ વાયુ રોળી;
વિલાસિનો વાયુ વિદારનાર, વિલાસિનીનું પરિરંભ સાર. ૪૪

અનેક પ્રકારના વાયુનાશક ચૂર્ણો, કવાથો, ગોળીઓ, ઘૃત, તેલ આદિક વિશેષે કરીને યોજ્યાં હોય તે જેમ પ્રારબ્ધવશાત્ વાયુનો નાશ કરે છે, તેમ વિલાસી પુરુષોને વિલાસિની સ્ત્રીઓનાં આલિંગન પણ યોજ્યાં હોય તો તે પણ પ્રારબ્ધવશાત્ તેમના વાયુનો નાશ કરે છે!

---

૧ કેટલાક ગ્રંથોમાં આવો પણ પાઠ છેઃ—

**चूर्णाः कषाया गुटिका घृतानि तैलानि भाग्येन वियोजितानाम्।**
**विलासिनि ! वातविनाशनाय विलासिनीनां परिरंभणानि ॥**

ચૂર્ણ, કવાથ, ગોળિયો, ઘૃત, તેલ, વગેરે અનેક પ્રકારનાં ઔષધો જેમને ભાગ્યવશાત્ વિયોજિત થયેલાં છે-પ્રાપ્ત થતાં નથી, હે વિલાસિનિ! તેવા પુરુષોનો વાતરોગ નાશ કરવાને વિલાસિનિઓનાં આલિંગન એ જ ઉપાય છે!

## પિત્તરોગ.

**હેતુ**—તલ, ખાટો આસવ, સુરા, દહીં, માછલાં, કડવા-તીખા ખારા રસ, ગરમ પદાર્થો, ક્રોધ, ખટાઈ, તડકો, સ્ત્રીસંગ, મધ્યાન્હ, મધ્યરાત્ર, (અથવા મધ્યાન્હ અને મધ્યરાત્રે સ્ત્રીસંગ), દાહ કરનારા પદાર્થો, ઉપવાસ અને શરદ્ઋતુ, એ પિત્તને કોપાવનાર હેતુઓ છે (માટે પિત્તરોગવાળાએ તે સઘળાંથી અવશ્ય દૂર રહેવું.)

**લક્ષણ**—પિત્ત કોપે છે ત્યારે ફેર આવે છે, દાહ થાય છે, મૂર્છા થાય છે, મળ ઢીલો થાય છે. પરસેવો નીકળે છે, લવરી થાય છે, મુખ-નેત્ર-ઝાડો-પિશાબ-નખ પીળાં થાય છે, મદ થાય છે, તરસ લાગે છે, મુખમાંનો રસ કડવો, તીખો, ખાટો થાય છે, મુખની કાંતિ લીલી કે પાંડુર થાય છે અને ફોલ્લીઓ વગેરે અથવા જે હોય તે પાકી ઉઠે છે.

### પિત્તરોગની ચિકિત્સા.

**अमृतममृतजं सितासमेतं गुणवति! पित्तमपाकरोति सद्यः**
**तरुणइव नितंबिनीनितम्बाम्बरमतनुज्वरो जर्जरीकृताङ्गः ॥४९॥**

અમૃતસલિલને સિતા સમેત, ગુણવતિ! પિત્ત વિદારિ દે જ સદ્ય;
મદનજ્વરજર્જરીત અંગી, તરૂણિતણું કટિવસ્ત્ર દે ખસેડી. ૪૫

હે ગુણવતિ! જેમ કામજ્વરથી ક્ષીણ થઈ ગયેલા શરીરવાળો તરુણ પુરુષ જેમ સુંદર સ્ત્રીના નિતંબ ઉપરનું વસ્ત્ર તત્કાળ દૂર કરે છે તેમ, ગળોનો રસ (બે તોલા) સાકર (આઠ માસા) સહિત પીવાથી તે તત્કાળ પિત્તને દૂર કરે છે. (કોઈ '**अमृतजं अमृतं**' નો અર્થ 'ઘી' એવો કરીને તે સાકર સહિત ખાવાનો ઉપદેશ કરે છે, પણ તે ગળોના રસ જેવું હિતકર નથી.)

# કફરોગ.

**હેતુ**—દહીં, દૂધ, નવું અન્ન, નવું જળ, ટાઢું અન્ન, એક અન્ન ન પચ્યું હોય તેવામાં બીજું ખાવું, ખાટો ખારો રસ, જૂનું ઘી-તેલ, તલ, ભારે મત્સ્ય, મધુર પદાર્થો, દિવસે નિદ્રા, અને વસંતઋતુ એ કફને કોપાવનાર હેતુ છે.

**લક્ષણો**—કફ કોપે છે ત્યારે શરીર ભારે અને જડ થાય છે, સોજો ચઢે છે. કાર્યમાં જલદી પ્રવૃત્તિ થતી નથી અથવા વ્યાધિ આદિક ઉપજવાને અને મટવાને ઘણો કાળ લાગે છે, ઊંઘ આવે છે, મળ વધે છે, ચેળ આવે છે, અરુચિ થાય છે, શરીરે ચીકણો પરસેવો આવે છે, શરીર ઠંડું થાય છે ( કફવાળો ભાગ ઠંડો થાય છે ), જલદી પાચન થતું નથી ( કફવાળા સ્થાનનું કે કફયુક્ત પદાર્થ ), ખાવાની ઈચ્છા થતી નથી, અને ભૂલી જવાય છે. કફનો સ્વાદ મધુર છે, પચ્યા પછી તે ખારો થાય છે અને વર્ણે ધોળો છે.

## કફ રોગની ચિકિત્સા.

**[1]माणंसिणी ! लोअणचंदलच्छी घणत्थणी ! शोणितडाभिलामे !**
**[मनस्विनि ! लोचनचन्द्रलक्ष्मि ! घनस्तनि ! श्रोणितटाभिरामे ! ]**
**कफप्रकोपस्य शमाय योग्यो योगो यथा तेन तथान्ययोगः ॥४६॥**

મનસ્વિની ! લોચનચન્દ્રલક્ષ્મી ! ઘનસ્તની ! શ્રોણિતટાભિરામે !
કફપ્રકોપે તુજ યોગ જેવો, છે યોગ બીજો ન સમાન તેવો. ૪૬

---

૧. આ શ્લોકનું પૂર્વાર્ધ બાળભાષામાં છે માટે એને કાવ્યશાસ્ત્રમાં 'દ્વિભાષાગુણબન્ધચિત્ર' કહે છે.

હે મનસ્વિની! ચંદ્ર સમાન શીતળ નેત્રશોભાવાળી! કઠિન સ્તનવાળી! જેના શ્રોણીરૂપી તટ સુંદર છે એવી હે સ્ત્રી! કફના પ્રકોપને શમાવવાને તારો યોગ (સંયોગ) જેવો યોગ્ય છે તેવો બીજો યોગ (કલ્પ—ઔષધ) નથી; અથવા તને થયેલો કફપ્રકોપ શમાવવાને (જે હવે પછી કહિશું તે) ઔષધ જેવું યોગ્ય છે તેવું બીજું ઔષધ યોગ્ય નથી.

## બીજો ઉપાય (દૃષ્ટકૂટ).

**कफाद्भवति भो भीरु छिन्नाक्काथो मधूदरः।**

**अस्यार्थो [1]लक्ष्यते नैव तन्वङ्गि! तव मध्यवत् ॥४७॥**

કફદ[2] થાય હે ભીરૂ! ગળો ક્વાથ મધે કરી;
ન આવે લક્ષ્ય તન્વંગિ! અર્થ આ તુજ [3]મધ્યવત્. ૪૭.

---

૧. '**लभ्यते**' (પામતો) એવો પણ પાઠ છે.

૨. કફને કાપનારો **कफं द्यतीति कफदः**—કફને કાપે તે કફદ કહેવાય છે. જેમ 'વાલંદ' શબ્દમાં 'દ' નો અર્થ કાપનારો થાય છે તેમ આ શબ્દમાં પણ તેનો અર્થ સમજવો. **वालान् द्यतीति वालदः**—વાળને કાપે તે વાલંદ. 'द' એ રૂપ 'दो' ધાતુ ઉપરથી થાય છે અને તેનો સંસ્કૃતમાં **अवखंडने** એટલે કાપવાના અર્થમાં એવો અર્થ થાય છે. કફદ શબ્દનો આવો અર્થ સમજવાને કાવ્યના અભ્યાસથી પરિપકવ બુદ્ધિ થવી જોઇએ. સાધારણ બુદ્ધિવાળા માણસો તે શબ્દથી કફને આપનારો—**कफं ददाति कफदः** એવો અર્થ તુરત ખ્યાલમાં લેશે તેથી ગ્રન્થકર્તાનો ભાવાર્થ કેવળ ઊંધો વળશે. કેમકે તેનો હેતુ કેવળ રોગ હરનારા ઔષધ બનાવવાનો છે. રોગ કરનારા ઔષધ બનાવવાનો નથી તેથી એ ચરણનો અર્થ '**હે સુંદરી**' ગળોનો ઉકાળો મધ મેળવી સેવ્યો હોય તો તે કફ આપનારો નહિ પણ કફ કાપનારો છે' એમ કરવો.

૩. તારા મધ્યભાગની પેઠે આનો અર્થ મળતો નથી—**વસ્ત્રથી** ઢાંકેલી

હે બ્હીકણુ સ્ત્રી! ગળોના કવાથમાં બે તોલા મધ નાખીને પીવાથી તે કફને નાશ કરનારો થાય છે. હે નાજુક અંગવાળી સ્ત્રી! આ શ્લોકના પૂર્વાર્ધનો અર્થ તારા મધ્ય (કટિ)ની પેઠે માલમ પડતો નથી, અર્થાત્ તારી કટિ જેમ અતિ સૂક્ષ્મતાથી કે વસ્ત્રથી ઢંકાયલી હોવાથી જણાતી નથી તેમ આનો અર્થ પણ અતિ ગૂઢ હોવાથી જણાતો નથી.

ઉપલક જોતાં એ પૂર્વાર્ધનો અન્વય આવો થાય છે: "હે ભીરૂ! મધયુક્ત ગળોનો કવાથ કફાત્ (કફથી) થાય છે" કફથી મધયુક્ત ગળોના કવાથની ઉત્પત્તિ જણાવનારો આ અર્થ જાણીને વાંચનારની બુદ્ધિમાં ભ્રમ ઉપજે છે; પણ 'કફાત્' શબ્દનો અર્થ 'કફને ખાઈ જનારો–કફને નાશ કરનારો' એવો જ્યારે તેના લક્ષ્યમાં આવે છે ત્યારે એ ભ્રમ નિવૃત્ત થઇ જઇ તેને કવિએ કરેલી રચનાથી ચમત્કાર ભાસે છે. આવા ચમત્કારને કાવ્યકારો સામાન્યતઃ 'દૃષ્ટકૂટ' કહે છે.

**इतिश्रीदिवाकरभट्टसूनुमहाकविश्रीलोलिम्बराजविरचिते वैद्यजीवनकाव्ये क्षयादिप्रतीकारेचतुर्थोल्लासः ॥४॥**

---

તારી કટી, તે વસ્ત્ર ખશેડવાના અનધિકારવાળા પુરુષને મતલબ કે લોલિમ્બરાજને દૃષ્ટિગત થાય છે, બીજા અનધિકારીના જોવામાં આવતી નથી. તેમ કાવ્યશાસ્ત્રના અભ્યાસથી પરિપકવ બુદ્ધિવાળા અધિકારીને 'કફઘ્' શબ્દવાળા વાક્યનો અર્થ જડશે.

महाकविश्रीलोलिम्बराजविरचित

# वैद्यजीवनकाव्य ।

## पञ्चमोल्लासः ।

## षांढ्य रोग. (नपुंसकपणुं).

**હેતુ**—જે પુરુષ વાજીક્રિયા (વીર્યવૃદ્ધિ આદિ કરીને પુષ્ટિ આપનારાં) ઔષધ નથી કરતો તે પુરુષનું વીર્ય ઘટી જાય છે અને તેથી તે ધ્વજભંગપણાને પામે છે.

**લક્ષણ**—એ રોગવાળા પુરુષથી શીતળતા (ટાઢ) ગરમી, તેજ, ભૂખ, તરસ, મહેનત, પીડા, વગેરે થોડાંજ સહન થાય છે; તેના પગની પિંડીઓ તથા સાંધા ઢીલા હોય છે, તેની બુદ્ધિ, બળ અને ઇંદ્રિયોની શક્તિ હીન હોય છે, તેની મુખકાંતિ ફીકી હોય છે, તેનું વીર્ય અલ્પ અને જળ જેવું હોય છે, તેનું મૂત્રેંદ્રિય શિથિલ હોય છે, તેનો જઠરાગ્નિ મંદ હોય છે, તથા તે દીન સરખો (હોંશિયારી વગરનો) દેખાય છે.

**સાધ્યાસાધ્ય**—જન્મથી મળેલી નપુંસકતા તથા મર્મસ્થાનનો છેદ થયાથી થયેલી નપુંસકતા અસાધ્ય છે; બીજી બધી સાધ્ય છે માટે તે મટાડવાને વાજીક્રિયાની યોજના કરવી.

### કામોદ્દીપક પદાર્થો.

**ताम्बुलं मधु कुसुमस्रजो विचित्रा कान्तारं सुतरुवनं विलासवत्यः ।**
**गीतानि श्रवणहराणि मिष्टमन्नं क्लीबानामपि जनयन्ति पञ्चबाणम् ॥१॥**

છે મધુ, ફુલહાર, પાન બીડાં, સુવૃક્ષોયુત વન, બાગ, નારિક્રીડા;
ગીતો જે મનહર, મિષ્ટ અન્ન સેવ, કલીબોને પણ ઉપજાવે કામદેવ. ૧

તાંબૂલ, મધ, વિચિત્ર પુષ્પોના હાર, સુંદર વૃક્ષોનાં વન, બાગ-

બગીચા, સ્ત્રીઓ, કાનનું હરણ કરે એવાં ગાયન, મિષ્ટ અન્ન, એ સઘળાં સાહિત્યો નપુંસકને પણ કામ ઉત્પન્ન કરનારાં છે. અર્થાત્ કામની ઇચ્છાવાળાઓ એવાં સાહિત્યોનું સેવન કરવું.

## બીજો ઉપાય.

**सहिते घृतेन मधुना मधुके परिसेविते पिबति योऽनुपयः ।**
**नवसुभ्रुवां सुखकरः सततं बहुबीजपूरसहितो भवति ॥२॥**

મધ જેઠિચુરણ, ઘિ, મધ સાથ લઇ, વળિ દુધ તે ઉપર જે જન પિયે;
નવ સુભ્રવા સુખકર કરશે, બહુ બીજપૂર વળિ તેથિ થશે. ૨

જેઠીમધનું ચૂર્ણ એક તોલો લેઈ તેમાં મધ ૧॥ તોલો તથા ઘી ૨ તોલા નાખીને ખાવું અને તે ઉપર આશરે ૦॥ શેર ગાયનું તાજું દૂધ પીવું. જે પુરુષ એ પ્રમાણે કરે છે તે નવયૌવના સ્ત્રીઓને સુખ ઉપજાવનારો થાય છે તથા નિરંતર ઘણા વીર્યવાળો થાય છે.

પુરુષના વીર્યનું વર્ધન અને રક્ષણ કરનારા ઉપાયોને વાજીકરણ કહે છે. સ્ત્રીસંગમાં આસક્ત પુરુષો વાજીકરણ ઉપચાર ન કરવાથી ક્ષીણ થઈ જાય છે માટે તેમણે આવા ઉપચાર યોજવા હિતકર છે.

## ત્રીજો ઉપાય.

**मधुयष्टितुगाकणावराचूर्णं सितया समन्वितम् ।**
**वलितं पलितं विनाशयेदतिवीर्यायुरकार्श्यकारणम् ॥३॥**

મધ જેઠિ, પિંપેર, ભોંયકોળૂં, વળિ લો કર્પુર જેહ વાંસ કેરૂં;
કરિ ચૂર્ણ સિતા સમાન ખાયે, પળિ જેને મતિ વીર્ય, આયુ, આવે. ૩

જેઠીમધ, વાંસકપૂર, પીપર, ભોંયકોળું, એ ઔષધો સમાન ભાગે લેઈને તેનું ચૂર્ણ કરીને એક તોલો ચૂર્ણ બે તોલા સાકરના ચૂર્ણ સાથે ખાવું. એ ચૂર્ણ ખાવાથી શરીરે વૃદ્ધતાની નિશાની રૂપ જે કરચલીઓ પડી ગઇ હોય છે તે તથા પળિયાં આવ્યાં હોય છે તેનો નાશ થાય છે. વળી એ ચૂર્ણ અતિશય વીર્ય વધારે છે, આયુષ્યને સ્થિર કરે છે અને શરીરને પુષ્ટ કરે છે.

વાંસકપૂરને ઠામે કોઈ વૈદ્યો સફેદ તવખીર અને ભોંયકહોળાને ઠામે ત્રિફળા લેવી એમ કહે છે.

## ચોથો ઉપાય.

**अमृतामलकीत्रिकण्टकानां हविषा शर्करया निषेवणेन ।**
**अजरा अमरा अपारवीर्या अलिकेशा अदितेः सुता अभूवन् ॥४॥**

અમૃતામલકી ત્રિકંટકો ને ઘૃતને સાકર સાથ સેવશે જે;
અજરા, અમરા, અપાર વીર્યા, અલિકેશા સુત સૂર્યશા થવાશે. ૪

ગળો, આંમળાં, ગોખરૂ, એ ત્રણને સમાન ભાગે લેઈ તેનું ચૂર્ણ કરી એક તોલા ચૂર્ણમાં બે તોલા સાકર અને બે તોલા ઘી નાખી ખાવાથી પુરુષો અજર, અમર થાય છે. અર્થાત્ અકાળે વૃદ્ધાવસ્થા પામ્યા થયા હોય તે દૂર થાય છે અને વય સ્થિર થાય છે. વળી તે પુરુષો અપાર વીર્યવાળા, ભમરાના જેવા કાળા કેશવાળા અને અદિતિના પુત્ર સૂર્ય સરખા તેજસ્વી થાય છે.

## પાંચમો ઉપાય.

**उच्चटामर्कटीगोक्षुरैश्चूर्णितैः शर्करादुग्धसंमिश्रितैःपाचितैः ।**
**सेवितैर्वार्धके मानवो मानिनीमानमुच्छेदयेत्किंपुनर्यौवने ॥५॥**

ધોળિ ચનોઠિ, કૌંચાં અને ગોખરૂ ચૂર્ણ ને શર્કરા દૂધ સંમિશ્ર પાક
સેવતાં વૃદ્ધ જે માનવો માનની, માન મૂકાવશે, શું પછી યૌવને? ૫

ધોળી ચનોઠી, કૌચાં, (કૌચબીજ), ગોખરૂ, એ ત્રણ ઔષધનું ચૂર્ણ કરીને તેનો દૂધ અને સાકર સાથે પાક કરવો. એ ઔષધ વૃદ્ધાવસ્થાવાળો મનુષ્ય ખાય તો તે સ્ત્રીનું માન મૂકાવે, તો પછી જુવાનીમાં ખાય તેનું તો કહેવાનું જ શું? અર્થાત્ તે પુરુષ અતિ વીર્યવાન થાય.

ચનોઠી (ધોળી), કૌચાં, અને ગોખરૂ એક એક તોલો લેવાં. પછી ચનોઠીનાં છોડાં કાઢી નાખવાં અને સઘળાનું ચૂર્ણ કરવું. પછી સાકર બાર તોલા લેઈ તેમાં બાર તોલા દૂધ નાખી તેમાં ઉપરનું ચૂર્ણ

નાખી પાક કરવો. ત્રણ તારી ચાસણી જેવો પાક થાય ત્યારે ચૂલા પરથી નીચે ઉતારી ઠરવા દેઈ પ્રકૃતિને માફક આવે એ પ્રમાણે ખાવું.

સૂચના:—ચનોઠીના છોતરામાં એક જાતનું વિષ છે તેથી તેનો ઉપયોગ કરનારે અનુભવી વૈદ્યની સલાહ લઈને કરવો.

## છઠ્ઠો ઉપાય.

**भुक्त्वोच्चटां क्षीरयुतां विलासी भुंक्ते शतं सुंदरि! सुंदरीणाम् ।**
**त्वं तावदेकासि मया तु साऽद्य भुक्ता रतौ पश्य कुतूहलं मे ॥६॥**

વિલાસી ચનોઠી દુધેશું ખાયે, સો ભોગવે સુંદરિ! સુંદરી તે;
તૂં એક છે ને જમિમેં હવે તે, રતી સમે કૌતુક મારૂં જોજે. ૬

હે સુંદરી! વિલાસની ઇચ્છાવાળો પુરુષ દૂધ સહિત ધોળી ચનોઠી ખાઇને સો સ્ત્રીઓ ભોગવે છે. હવે તું તો એકજ છે, અને મેં તો આજ તે ખાધી છે; માટે રતિ સમયે મારૂં કુતૂહલ તું જોજે!

ધોળી ચનોઠીનાં છોડાં કાઢી નાખીને તેને દૂધમાં રાંધવી. પછી તેને માફક આવે તે પ્રમાણે ખાવી. તથાપિ ચનોઠીના છોતરામાં એક જાતનું વિષ હોવાથી કોઈ અનુભવી વૈદ્યની પાસે સલાહ લીધા વિના ખાવી નહિ.

## સાતમો ઉપાય.

**चूर्णं घृतक्षौद्रयुतं रसैः स्वैर्विभावितायाः बहुशो विदार्याः ।**
**निषेव्यमाणोऽनुदिनं विलासी दशाङ्गनाभिः सहरंरमीति ॥७॥**

વિદારિના ચૂરણને સુધારી, દો ભાવના ઝ્હો સ્વરસે જ તેની;
જે ઘી, મધે ખાય વિલાસિ રોજ, દશાંગના સાથ રમે જ તેહ. ૭

વિદારીકંદ ( ભોંયકહોળા )ના ચૂર્ણને તેના જ રસના બહુવાર પટ દઈને પછી તેનું ચૂર્ણ કરવું. પછી તે ચૂર્ણ એક તોલો, બે તોલા મધ અને ૧॥ તોલો ઘીમાં મેળવીને નિત્યપ્રતિ ખાવું. એ ચૂર્ણ ખાવાથી વિલાસી પુરુષ દશ સ્ત્રી સાથે રમવાને શક્તિવાન થાય છે.

## આઠમો ઉપાય.

**सहितं घृतदुग्धाभ्यां विदारीप्रभवं रजः ।**
**उदुंबरमितं भुक्त्वा वृद्धोपि तरुणायते ॥८॥**

ભોયકોળાતણું ચૂર્ણ, દૂધ ને ઘૃત સાથ જો;
ઉમૈડા જેટલું ખાયે, વૃદ્ધ થાયે જુવાનશો. ૮

ભોંયકહોળાનું ચૂર્ણ ઘીમાં મેળવીને ઉમૈડાના ફળ જેટલું (એક તોલો ચૂર્ણ અને બે તોલા ઘી) દૂધમાં ખાય–ઘી સાથે ખાઈને પછીથી દૂધ પીએ તો તે પુરુષ વૃદ્ધ હોય તથાપિ તે જુવાન જેવો થાય.

## નવમો ઉપાય.

**सौभाग्यपुष्टिबलशुक्रविवर्धनानि किं सन्ति नो भुवि बहूनि रसायनानि ।**
**कंदर्पवृद्धिजननस्तु सिताज्ययुक्ताद्दुग्धादृते मम न कोपि मतः प्रयोगः ॥९॥**

સૌભાગ્ય, પુષ્ટિ, બળ, વિર્ય વધારનાર, શૂં છે નહી બહુ રસાયન ભૂમિ માંહે?
ઘી, શર્કરા સહિત દૂધ શિવાય એકે, કંદર્પ વૃદ્ધિકર છે ન પ્રયોગ બીજો. ૯

શરીરનું સૌંદર્ય, પુષ્ટિ, બળ, વીર્ય, એમને વધારનારાં ઘણાં રસાયનો (વૃદ્ધતા અને વ્યાધિને હરનાર ઔષધને રસાયન કહે છે) પૃથ્વી ઉપર નથી શું? અર્થાત્ છે જ; પણ સાકર અને ઘી સહિત દૂધ સિવાય કામની વૃદ્ધિ કરનાર કોઈ બીજો પ્રયોગ હોય એમ હું માનતો નથી. અર્થાત્ ઘી, સાકર અને દૂધ, એ ત્રણ પદાર્થો જ કામની વૃદ્ધિ કરવામાં શ્રેષ્ઠ છે, માટે આશરે અચ્છેર દૂધમાં એક તોલો સાકર અને એક તોલો ઘી નાંખીને તેને સારૂં ઉકાળીને પીવું એ જ કામ વધારવાનો ઉત્તમ ઉપાય છે. (વધારે પાચન કરવાની શક્તિ હોય તો દૂધ વધારે લેવું.)

## રસરૂપ ઔષધો.*

**अधुना ब्रूमहे सद्यश्चमत्कारकरान् रसान् ।**
**यतो न नीरसा भाति कविता कुलकामिनी ॥१०॥**

---

* આ ઔષધ ખાનારે અવશ્ય પથ્ય પાળવું.

ચમત્કારકર જે રસો, હવે કહું વિસ્તારિ;
નીરસ નહિ શોભે કદી, કવિતા જે કુલ નારિ. ૧૦

હવે અમે તત્કાળ ચમત્કાર બતાવે એવા રસનું કથન કરીએ છીએઃ કેમકે કવિતારૂપી કુળવાન્ સ્ત્રી નીરસ (રસ વિનાની) હોય તો તે શોભતી નથી. કવિતા શૃંગાર, હાસ્યાદિક રસ વિના અને કુળ સ્ત્રી પ્રેમ વગેરે રસ વિના જેમ શોભતી નથી તેમ આ વૈદ્યક વિષયનું કથન કરનારી મારી કવિતારૂપ વાણી વિશ્વતાપહરણાદિ રસ વિના શોભતી નથી એમ કહેવાનો આશય છે.

## વિશ્વતાપહરણ રસ.

**पथ्याकणार्कविषतिंदुकदंतिबीजतिक्तात्रिवृद्रसबलीन् सदृशान् विमर्थ ।**
**धूर्तांबुना सकलवासरमेव सूतः स्याद्विश्वतापहरणोभिनवज्वरघ्नः ॥११॥**
**वल्लयुग्मं भजेदस्य शृङ्गवेररसान्वितम् ।**
**मुद्गयूषान्वितो भक्तो भोजनाय प्रशस्यते ॥१२॥**

હર્ડે, પિંપેર, કડુ, ઝેરકચોલિબીજ, પારો, નસોતર, બળી, વળિ દંતિબીજ.
ત્રાંબૂ ધતુર રસમાં ખલિ એક દીન, આ વિશ્વતાપહર તાવ હરે નવીન. ૧૧
આદાના રસ માંહિ આ, રસ સેવો બે વાલ;
ઓસામણ મગતણુ અને, ભાતનું ભોજન પાળ. ૧૨

હરડે, પીપર, આકડાના મૂળની છાલ, ઝેરકચોળાં, નેપાળાનાં બીજ, કડુ, નસોત્તર, પારો, ગંધક, એ ઔષધો સમાન ભાગે લેઇને તેમને ધંતૂરાના રસમાં આખો એક દિવસ ખલ કરવાં. એ ઔષધને વિશ્વતાપહરણ નામે રસ કહે છે, તે નવા જ્વરને મટાડે છે, એ રસ બે વાલ આદાના રસ સાથે ખાવો તથા બાફેલા મગનું ઓસામણ અને ભાત એ જ માત્ર ભોજનમાં લેવું પથ્ય છે.

શ્લોકમાં કહેલાં ઔષધો સમાન લેવાં. પ્રથમ પારાને અને ગંધકને વાટીને કાજળી કરવી. પછી તેમાં બાકીનાં ઔષધોનું ચૂર્ણ

નાખીને ધંતૂરાના રસમાં ખલ કરી બે બે વાલની ગોળીયો બાંધવી. ઝેરકચોળાં, નેપાળાનાં બીજ, પારો, ગંધક, વગેરે ઔષધો સર્વત્ર શોધી ( શુદ્ધ કરી )ને વાપરવાં, ધાતુ, ઉપધાતુ વગેરેનું શોધન, મારણ, આ ગ્રંથમાં એક જગાએ સામટું બતાવ્યું છે માટે તેનો વિધિ અહીં લખ્યો નથી. શ્લોકમાં 'विषतिंदुक' શબ્દ છે તેને 'विष–વચ્છનાગ' અને 'तिंदुक–ઝેરકચોળાં,' એમ માનીને કેટલાક વૈદ્યો નવને બદલે વચ્છનાગ શુદ્ધાં દશ ઔષધો ગ્રાહણ કરે છે. વચ્છનાગ પણ શુદ્ધ કરીને વાપરવો. આ ઔષધ ખાધા પછી મગનો યૂષ અને ભાત માત્ર ખાવાની આજ્ઞા આપેલી છે માટે તે સિવાય બીજું કાંઈ, તાવવાળાએ ખાવું નહિ. મગને અથવા મગની દાળને સોળગણા પાણીમાં લગાર ધાડાશ આવતાં સુધી ઉકાળીને તે પાણી ઉપયોગમાં લેવું. એ પાણીને યૂષ કહે છે.

## શીતારી રસ.

**शुल्वक्ष्वकटङ्कणौगलगतंतुत्थं रसं खर्परं**
**तालं तुल्यमिदं विमर्द्य घटिकामात्रं सुषव्या रसे।**
**सूतः स्यात्त्रिपुरारिणा विरचितः शीतारि रित्थं स्मृतो**
**गुञ्जाजाजिसितायुतास्य शमयेदेकाह्निकदिनज्वरान् ॥१३॥**

ત્રાંબુ, ગંધક ખાર ટંકણ તથા સોમલ, પારો વળી;
ખાપર્યું, હરતાલ, મોરથુથુ, કારેલી રસે ક્યો ખલી.
શંભૂએ રચિયો શિતારિ રસ આ જો એક ગુંજા ગ્રહી;
જીરૂં સાકરશું ભખે, જ્વર હરે, એકાંતરાદી સહી. ૧૩

ત્રાંબાની ભસ્મ, ગંધક, ટંકણ ( ફુલાવેલો ), વચ્છનાગ, મોરથુથુ, પારો, ખાપરીયું, હરતાલ, એ સર્વ ઔષધ સમાન ભાગે લેઇને તેને એક ઘડી સુધી કારેલીના રસમાં ખલ કરવો. આ રસને 'શીતારી રસ' કહે છે અને તે શિવે રચેલો છે. એ રસની એક

ચનોકીપુરની ગોળી સાકર અને જીરા સાથે ખાવાથી એકાંતરિયા વગેરે તાવ શમાવે છે.

વિષ, ધાતુ, અને ઉપધાતુઓનું શોધન મારણ પાછલા શ્લોકમાં કહ્યા પ્રમાણે સમજવું. આ ઔષધ ખાનારે તેલ અને ખટાઇ ખાવી નહિ. શ્લોકમાંના 'गरलगत' શબ્દ વડે કેટલાક 'સોમલ'નું ગ્રહણ કરે છે, પણ ટીકાકાર રુદ્રભટ્ટ તેનો અર્થ 'विष' વછનાગ કરે છે તેમ ઘણા વૈદ્યો સોમલ નહિ પણ વછનાગ લે છે.

## કનસુન્દરી રસ.

**मरीचबलिहिङ्गुलैर्गरलपिप्पलीटङ्कणैः**
**सुवर्णभवबीजकै समलवैर्दिनार्धावधि ।**
**भयाजलविमर्दितैः कनकसुंदरः सुंदरि !**
**स्मृतो ग्रहणिकाज्वरातिसृतिवह्निमांद्यापहः ॥१४॥**

મરી, પિંપર, હિંગળોક, વિષ, ધંતુરાનાં બિયાં,
બોલી, ટંકણ તુલ્ય ભાગથકિ સર્વ લૈ સુંદરી !
ખલી સલિલ ભાંગને અરધ દિન, ગોળી કરો,
દઈ કનકસુંદર ગ્રહણિ, તાવ, ઝાડો હરો. ૧૪

મરીઆં, ગંધક, હીંગળોક, વચ્છનાગ, પીપર, ટંકણ, ધંતૂરાનાં બીજ, એ સર્વ સમાન ભાગે લેવાં અને તેને અરધો દિવસ સુધી ભાંગના પાણીમાં ઘૂંટવાં. હે સુંદરી! એને કનકસુંદર નામે રસ કહે છે. એ રસની ગોળીઓ એક રતિની કરવી; તે યોગ્ય અનુપાન સાથે ખાવાથી ગ્રહણિ, જ્વર, અતિસાર, અગ્નિમાંદ્ય, એ રોગોને દૂર કરે છે.

ગંધક, હીંગળોક, વચ્છનાગ, ધંતુરાનાં બીજ, એ ઔષધ શુદ્ધ કરીને લેવાં; ટંકણ ફુલાવીને લેવો. વછનાગ અને મરી પ્રથમ એકત્ર વાટયા પછી બીજાં ઔષધ તેમાં નાખી ખલ કરવાં. કયા રોગમાં કયાં અનુપાન તે હવે પછી કહેવામાં આવશે.

## પંચામૃતપર્પટી રસ.

**लोहाभ्रार्कं रसं समं द्विगुणितं गंधं पचेल्कोलिका—**
**काष्ठाग्नौ मृदुले निधाय सकलं लोहस्य पत्रे भिषक् ।**
**सर्वं गोमयमण्डले विनिहिते रंभादले विन्यसेत्—**
**तस्योर्ध्वे कदलीदलं द्रुततरं वैद्येश्वरो विन्यसेत् ॥१५॥**
**स्यात्पञ्चामृतपर्पटी ग्रहणिका यक्ष्मातिसारज्वर—**
**स्त्रीरुक्पाण्डुगराम्लपित्तगुदजक्षुन्मांद्यविध्वंसिनी ॥१६॥**
**ग्रहण्यामनुपानं तु हिङ्गुसैंधवजीरकम् ।**
**जीरकं पाण्डुगरयोरितरेषु स्वयुक्तितः ॥१७॥**

પારો, અભ્રક, લોહ, તામ્ર સમ લૈ સૌના થકી બેવડો,
લ્યો ગંધક ખલી સહુ, કઢઇ લોઢાકેરિ માંહે ધરો;
નીચે બોરડિકાષ્ઠ વન્હિમૃદુ દ્યો, જ્યાં વેર સૌ પીગળે,
ગૌના છાણુપરે પસારિ કદલીનું પત્ર માત્રા ધરે.
તે ઉપર કદલી પત્ર ઢાંકો વૈદ્યરાજ ત્વરા થકી,
થંડો થયે બનશે જ રસ આ પંચઅમૃતપર્પટી;
હણુશે જ તે અતિસાર, ગ્રહણી, તાવ, ક્ષય, સ્ત્રીરોગને,
વળિ અમ્લપિત્ત, અરુચિ, વિષ, પાંડુ, ગુદાના રોગને.
ગ્રહણી રોગમાં આપો, જીરૂ, સિંધવ, હિંગથી;
પાંડુ ને વિષમાં જીરે, અન્યમાં નિજ યુક્તિથી. ૧૫, ૧૬, ૧૭

લોહભસ્મ, અભ્રકભસ્મ, ત્રાંબાની ભસ્મ, પારો એ સર્વ સમાન લેવાં અને તે સર્વથી બમણો ગંધક લેવો. એ સર્વને એકઠું ઘુંટીને તેને વૈદ્યે લોઢાની કઢાઈમાં નાખીને તે નીચે બોરડીના લાકડાંનો ધીમો તાપ કરવો. સર્વ એક રસ થાય ત્યારે જમીન ઉપર ગાયનું છાણ પાથરી તે ઉપર કેળનું પાંદડું મૂકી લગાર ખાડો કરી તેમાં પેલો રસ રેડવો અને તરત જ તે ઉપર બીજું કેળનું પાંદડું વૈદ્યરાજે ઢાંકી દેવું. એ રસ ઠંડો થયેથી ઉપયોગમાં લેવો. એને

પંચામૃતપર્પટી નામે રસ કહે છે. (એ રસ રતિ કરતાં વધારે ન આપવો). એ રસ, ગ્રહણી, ક્ષય, અતિસાર, તાવ, સ્ત્રી રોગ, વિષ-દોષ, અમ્લપિત્ત, અર્શ, અગ્નિમાંદ્ય, એ રોગને મટાડે છે. ગ્રહણીમાં એ ઔષધ જીરૂં, સિંધવ, અને હીંગના ચૂર્ણરૂપ અનુપાન સાથે ખાવા આપવું; પાંડુરોગમાં અને વિષદોષમાં જીરા સાથે આપવું, અને બીજા રોગોમાં વૈદ્યે પોતાની બુદ્ધિ પ્રમાણે અનુપાન કલ્પીને આપવું.

## આદિત્ય વટિકા.

**वचाविश्वाजीरोषणगरलवाल्हीकदहन—**
**त्वचां कार्या वल्यश्चणकतुलितामार्कवरसैः ।**
**यथा भानोर्भासस्तिमिरनिकरं कामिनि ! तथा**
**हरन्त्येताः शूलान्यनिलमनलग्लानिमपि च ॥१८॥**

જિરૂં, સુંઠ, ચિત્રો, મરી, વચ્છનાગ, વચા, હિંગ ને તજ્જ હૈ તુલ્ય ભાગ;
કરી ચૂર્ણ ચાળી પછી ભાંગરાના, રસે વાટિ વાળો ગુટી સમ ચણાના.
હરે કામિની! ભાનુભાસે તિમીર, હરે ગોળિ આ તે રિતે રોગમાલ;
શુળો, વાયુ ને અગ્નિમાંદ્ય વ્યથાય, અનુપાનથી જો નરો નિત્ય ખાય. ૧૮

વજ, સૂંઠ, જીરૂં, મરી, વચ્છનાગ, હીંગ, ચિત્રો, તજ, એ ઔષધો સમાન લઇને તેનું બારીક ચૂર્ણ કરી તેની ભાંગરાના રસમાં ચણાના પ્રમાણમાં ગોળી બાંધવી. હે સ્ત્રી! જેમ સૂર્યનો પ્રકાશ અંધકારના સમુદાયને હરે છે તેમ, એ ગોળીઓ પણ સર્વ પ્રકારનાં શૂળ, વાયુ, અને મંદાગ્નિરોગને હરે છે.

વછનાગ શોધેલો ને હીંગ ફુલાવેલી લેવી. વચ્છનાગને પ્રથમ મરી સાથે વાટવો. પછી બીજાં ઔષધો તેમાં વાટીને એકત્ર કરવાં. એને 'આદિત્ય વટી' કહે છે. યોગ્ય અનુપાન વૈદ્ય સ્વબુદ્ધિથી કલ્પવું.

## વિલાસિનીવલ્લભ રસ.

**समानभागे बलिशुल्किबीजे तयोः समानं कनकस्य बीजं ।**
**धत्तूरतलेन विमर्द्य सम्यक् विलासिनी वल्लभनामधेयः ॥१९॥**

**सूतो भवेद्वल्लयुगप्रमाणः सितायुतो मेहसमूलहारी ।**
**वीर्यस्य बन्धं कुरुते नराणां निहन्ति दर्पं तरुणीजनानाम् ॥२०॥**

પારો, ધંતૂરો, બલિ, તુલ્ય ભાગે, ધંતુર તેલે ખલિ ગોળિ બાંધે,
વિલાસિનીવલ્લભ નામ ધારી, માત્રા લહો આ અતિ દુઃખહારી ૧૯
પ્રમેહ રોગી કહિ વાલ બેય, ભાખે સિતાશું દુઃખોય તેય:
થશે નરોનું સ્થિર વીર્ય તેથી, તરૂણિનો ગર્વ શમાય એથી. ૨૦

ગંધક અને પારો સમાન ભાગે લેવાં અને તે બન્નેની બરોબર ધંતૂરાનાં બીજ લેવાં. એ ત્રણે ધંતૂરાના તેલમાં સારી રીતે ખલ કરવાં. અને તેની બે બે વાલના પ્રમાણમાં ગોળીઓ બાંધવી. એ રસને 'વિલાસિનીવલ્લભ' નામે કહે છે. એ રસની માત્રા બે વાલ જેટલી સાકર સાથે ખાવી. તેથી તે તમામ પ્રકારના પ્રમેહને મટાડે છે. તેમ જ પુરુષોના વીર્યને બંધ કરીને સ્ત્રીઓના ગર્વને હરે છે.

ગંધક, પારો, અને ધંતૂરાનાં બીજ શોધેલાં લેવાં.

## કેટલાક રોગ ઉપર સામાન્ય અનુપાનો.

**शूले हिङ्गु घृतान्वितं मधुयुता कृष्णा पुराणज्वरे ।**
**वाते साज्यरसोनकः श्वसनके क्षौद्रान्वितं त्र्यूषणम् ।**
**शीते व्यालतादलं समरिचं मेहे वरा सोपला**
**दोषाणां त्रितयेऽनुपानमुचितं सक्षौद्रमार्द्रोदकम् ॥२१॥**
**घनपर्प्पटकं ज्वरे ग्रहिण्यां मथितं हेम गरे वमीषु लाजा ।**
**कुटजोऽतिसृतौ वृषोऽस्रपित्ते गुदकीलेष्वनलः कृमौ कृमिघ्नम् ॥२२॥**

શૂલે લ્યો ઘૃત હિંગ જીર્ણ જ્વરમાં લ્યો મધ્ધ પીંપેરશું,
વાયૂમાં ઘૃતશૂં લસણ દમમાં લ્યો ત્રીકટૂ ક્ષૌદ્રશું,
શીતે નાગરવેલપાન મરિચ્રી, મેહે ફલાત્રી, સિતા,
ત્રીદોષે રસ આદુનો મધશું લ્યો યુક્તી થકી સર્વદા. ૨૧

---

૧. '**मृगलोचनानाम्**' એવો પણ પાઠ છે.

પિતપર્પટ, મોથ તાવ માંય, ગ્રહણીમાં દહિંનો મઠો ગ્રહાય;
વિષમા વળિ સ્વર્ણ શ્રેષ્ટ જાણો, વમિમાં તાંદુલ ધાણિને પ્રમાણો.
અતિસાર વિષે કડાનિ છાલ, અરડૂસી અસ્ત્ર પિત્તમાં ઉકાળ;
મુલવ્યાધિવિષે ગણો ભિલામો, કૃમિમાં તો કૃમિશત્રુ દે વિસામો. ૨૨

રસાયનાદિ ઔષધો બહુધા અનુપાન સાથે અપાય છે તેમાંનાં કેટલાંક રોગ ઉપરનાં અનુપાન આ પ્રમાણે છે:—શૂળરોગમાં ઘી સહિત હિંગ, જુના તાવમાં મધયુક્ત પીપર, વાતારોગમાં ઘી સાથે લસણુ, શ્વાસમાં મધયુક્ત ત્રિકટુ ( સૂંઠ, પીપર અને મરી ), શીતમાં નાગરવેલના પાન સાથે મરી, પ્રમેહમાં ત્રિફલા સહિત સાકર, અને ત્રણે દોષ કોપ્યા હોય તે વ્યાધિ ( ત્રિદોષ ) માં મધ સહિત આદાનો રસ અનુપાનમાં આપવો ઘટિત છે.

તાવમાં મોથ અને પિત્તપાપડો, ગ્રહણી રોગમાં દહીંનો મઠો, ઝેરમાં સોનું ( સોનાના વરક ), ઉલટીમાં ડાંગરની ધાણી, અતિસારમાં કડાછલ, રકતપિત્તમાં અરડૂસો, સૂકા અર્શમાં ભિલામાં, કૃમિરોગમાં વાવડીંગ એ અનુપાન માટે લેવાં.

## સર્વ રોગપર સામાન્ય ચિકિત્સા.

**नारायणं भजत रे जठरेण युक्ता नारायणं भजत रे पवनेन युक्ताः ।**
**नारायणं भजत रे भवभीतियुक्ता नारायणात् परतरं किमपीह नास्ति ॥२३॥**

પેટવ્યાધિ પીડિત! નારાયણ સેવો, વાતવ્યાધી પીડિત નારાયણ સેવો;
સેવો સૌ નારાયણ સંસારથિ બીન્યા, છે બીજું નારાયણથી સર્વે મિથ્યા. ૨૩

હે જઠરના રોગ વડે યુક્ત રોગીઓ! નારાયણ ચૂર્ણને[1] સેવો,

---

૧ **નારાયણ ચૂર્ણ**—ચિત્રાનાં મૂળ, હરડે, બેઢાં, આંમળાં, સૂંઠ, પીપર, મરી, જીરૂં, છીણીનાં મૂળ કે પાંદડાં, વજ, ચવાની અજમો, પીપરીમૂળ, વરીઆળી (કોઈ સવા લે છે), જંગલી તુળસી, અજમોદ, ષડકચુરો, ધાણા, વાવડીંગ, કાળીજીરી, ચોખ (હેમક્ષીરી–પિસોળાના

અને હે વાયુના રોગ વડે યુક્ત રોગીઓ ! નારાયણ તેલનું[૨] સેવન

---

ઝાડનું મૂળ), પુષ્કરમૂળ, સાજીખાર, જવખાર, સિંધવ, સંચળ, બિડલવણ, વરાગડું મીઠું, બંગડીખાર, ઉપલેટ, એ ઓગણત્રીસ ઔષધ સમાન (એક એક તોલો) લેવાં, ઈંદ્રવારણીનું મૂળ બે ભાગ (બે તોલા) લેવું; નસોત્તર ત્રણ ભાગ (ત્રણ તોલા) લેવું; દંતીમૂળ ત્રણ ભાગ (ત્રણ તોલા) લેવું; સાતલા (સાથેર—ચાર ધારવાળા થોરનું મૂળ) ચાર ભાગ (ચાર તોલા) લેવું. આ બધાં ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. પછી જેને આ ચૂર્ણ આપવું હોય તેને પ્રથમ મળ પાચન કરનારો ક્વાથ આપી તેના મળનું પાચન કરવું તથા સ્નેહાપાન કરાવવાના વિધિ પ્રમાણે ઘી પાઇને તેનો કોઠો સ્નિગ્ધ કરવો. એવી રીતે સ્નિગ્ધ થયેલા કોઠાવાળાને યોગ્ય અનુપાન સાથે દેશ, કાળ, વય, શક્તિ વગેરેનો વિચાર કરીને એક તોલા સુધી આ ચૂર્ણ આપવું એ ચૂર્ણ વિરેચન કરનારૂં છે, તેથી વિરેચન થઇને ઉદરના બધા રોગ મટી જશે. છાતીનો રોગ, પાંડુરોગ, શ્વાસ, ખાંસી, ભગંદર, અગ્નિમાંદ્ય, તાવ, કુષ્ટ (કોઢ), ગ્રહણી, ગલગ્રહ (ગળાનો રોગ), એ રોગો ઉપર યોગ્ય અનુપાન યોજીને એ ચૂર્ણ આપવું; પેટ ચઢવાના રોગમાં મદ્ય (મદિરા) વગેરે સાથે આપવું; ગુલ્મરોગમા બોરડીના ક્વાથમાં આપવું; મળબદ્ધ થયા હોય તો દહીંની તરવાળા પાણીમાં; અજીર્ણરોગમાં ગરમ પાણી સાથે; ગુદામાં કાતરતું હોય એવી પીડા થાય છે તે રોગમાં આંબલીની છાલના ક્વાથમાં; ઉદરરોગમાં ઊંટડીના દૂધ સાથે અથવા ગાયની છાશ સાથે; વાતરોગમાં પ્રસન્ના નામે મદ્ય (શરકા) માં, અર્શરોગવાળાને દાડીમની છાલના ક્વાથમાં, અને સ્થાવર અને જંગમ બન્ને પ્રકારના વિષદોષમાં ઘી સાથે આપવાથી ઝેર મટી જાય છે. એ નારાયણ નામે ચૂર્ણ દુષ્ટરોગના સમુદાયને દુર કરવાવાળું છે.—**સાર્ઙ્ગધરસંહિતા.**

૨ **નારાયણ તેલ**—આસંધ, બલા, બીલીનું મૂળ (કોઇ નાની બીલીઓ લેવાનું કહે છે), પાડળ, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂં, અતિબલા, લીમડાની અંતર્છાલ, અલવો (મોટો અરડૂસો), સાટોડી, ચાંદવેલ, અરણીનું

કરો. તેમ જ હે જન્મ મરણાદિ સંસારના ભયથી યુક્ત મનુષ્યો ! નારાયણને ભજો. નારાયણથી બીજું શ્રેષ્ટ આ લોકમાં કાંઈ નથી.

---

મૂળ, એ તેર ઔષધમાંનું દરેક ચાળીસ તોલા લેઇને તેને આખાંપાખાં કચરીને તેમા ૪૦૯૬ પાણી તોલા નાખીને ચતુર્થાંશ પાણી રહે ત્યાં લગી તેનો કવાથ કરવો પછી તે ગાળી લેવો. પછી એ કવાથમાં તલનું તેલ ૨૫૬ તોલા, શતાવરીનો રસ ૨૫૬ તોલા, અને ગાયનું દૂધ ૧૦૨૪ તોલા નાંખવું, પછી ઉપલેટ, ઇલાયચી, સૂખડ, મૂર્વા (મોરવેલ), વજ, જટામાંસી, સિંધવ, આસંધ, બલા, રાસના, વરિયાળી (કોઇ સુવા લેવાનું કહે છે), દેવદાર, શાલિપર્ણિ, પૃષ્ઠિપર્ણિ, મુદ્ગપર્ણિ, માષપર્ણિ, તગર, આ સત્તર ઔષધોમાંનું પ્રત્યેક આઠ આઠ તોલા લેઇને તેને પાણીમાં વાટી કલ્ક કરીને તે તેલમાં નાખીને હલકા અગ્નિથી તેલ માત્ર શેષ રહે ત્યાં લગી પાક કરવો, અને પછી તેલ ગાળી લેવું. એને નારાયણ તેલ કહે છે. એ તેલ નાકમાં નસ્ય લેવાના, શરીરે ચોળવાના, પીવાના, તથા બસ્તિકર્મ એટલે ગુદામાં પિચકારી મારવાના ઉપયોગમાં લેવું. એ તેલથી પક્ષાઘાતવાયુ (જેમાં અરધું અંગ રહિ જાય છે તે), હનુસ્તંભવાયુ, (જેમાં હડપચી રહિ જાય છે કે વાંકી થઇ જાય છે તે), મન્યાસ્તંભવાયુ (જેમાં ડોકું સજડ રહિ જાય છે તે), ગલગ્રહવાયુ (જેમાં ગળું પકડાય છે તે), ખલ્લી નામે વાયુ (જેમાં પગ લુલા થઇ જાય છે તે), જે વાયુથી બહેરાપણું આવે છે તે વાયુ, જેથી ગતિભંગ થાય છે તે વાયુ, જેથી કટિ રહિ જાય છે તે વાયુ, હસ્તપાદાદિ અંગ જેથી સુકાઇ જાય છે તે વાયુ, નેત્ર આદિક ઇંદ્રિયોનો નાશ કરનારો વાયુ, રક્તવિકાર, ધાતુ ક્ષયરોગ, તાવ, ક્ષયરોગ, અંત્રવૃદ્ધિ, કુરંડ એટલે જેનાથી વૃષણ મોટા થાય છે તે વાયુ, દાંતના રોગ, માથાનો વાયુ, પાસાનું શૂળ, જેથી પાંગળાપણું આવે તે વાયુ, બુદ્ધિભ્રંશ, કટિથી પગ લગી ગૃધ્રસી નામનો વાયુ થાય છે તે, એ શિવાયના મોટા તમામ સર્વાંગ કે અર્ધાંગ ગમે તેવો વાયુ હોય તે મટે. આ તેલથી છોકરાં વિનાની સ્ત્રીઓને છોકરાં થાય છે. માણસ કે હાથી ઘોડાને એ તેલ ચોળવાથી તેને સુખ થાય છે, જેમ નારાયણ દેવ દુષ્ટ દૈત્યોનો નાશ કરનારો છે, તેવું જ આ ઉત્તમ તેલ પણ વાયુના રોગોનો નાશ કરે છે.—**સાર્ઙ્ગધરસંહિતા.**

## કાવ્યકર્તાનું નામ.

आयुर्वेदवचोविचारसमये धन्वन्तरिः केवलं
सीमा गानविदां दिवाकरसुधाम्भोधिस्त्रियामापतिः ।
उत्तंसः कविताकृतां मतिमतां भूभृत्सभाभूषणं
कान्तोक्त्याऽकृतवैद्यजीवनमिदं लोलिम्बराजः कविः ॥२४॥

આયુર્વેદવચોવિચાર સમયે છે રૂપ ધન્વન્તરી;
સીમા સંગિતમાં દિવાકરસુધાંભોધીત્રિયામાપતી;
છે મ્હોટા મતિમાન ને કવિમણી રાજસભાભૂષણ,
કાન્ત્યોક્તિયુત વૈદ્યજીવન કવિ લોલિમ્બરાજે કિધું ૨૪

આયુર્વેદ (વૈદ્યવિદ્યા)ના વચનોનો વિચાર ચલાવવા સમયે જે કેવળ ધન્વંતરિ રૂપ છે, ગાનશાસ્ત્ર જાણનારાઓમાં જે સીમા રૂપ છે (અર્થાત્ તેથી વધારે કોઈ ગાનવિદ્યા જાણી શકયો જ નથી।, દિવાકરભટ્ટરૂપી અમૃતના સમુદ્રમાં ઉત્પન્ન જે ચંદ્ર છે ( અર્થાત દિવાકરભટ્ટના ઉત્તમ વંશને દીપાવનાર, શાંતિ પમાડનાર તેમ જ આલ્હાદ આપનાર તેમનો પુત્ર છે), બુદ્ધિમાન્ કવિઓના જે શિરોમણિ છે. રાજાની સભાનો જે અલંકાર છે, તે લોલિમ્બરાજ કવિએ સ્ત્રીપ્રતિ કહેલાં વચનો રૂપે આ વૈદ્યજીવન કાવ્ય કર્યું છે.

इतिश्रीदिवाकरभट्टसूनुमहाकविश्रीलोलिम्बराजविरचिते वैद्यजीवनकाव्ये
वाजीकरादिप्रतीकारे पञ्चमोल्लासः ॥५॥

समाप्तमिदंकाव्यम्।

---

महाकविश्रीलोलिम्बराजविरचित

# वैद्यावतंस.

## प्रथमोल्लासः—शाकवर्गः

### મંગલાચરણ.

अनुकृतमरकतवर्णा शोभितकर्णा कदम्बकुसुमेन ।
नखमुखमुखरितवीणा मध्येक्षीणाशिवाशिवंकुर्यात् ॥१॥

જેની અંગકાંતિ મરકતમણિના જેવી છે, કદંબપુષ્પથી જેના કાન શોભે છે, જે પોતાના નખમુખથી વીણાને વગાડનારી છે અને જેની કટિ ક્ષીણ છે તેવી શિવા–પાર્વતી–કલ્યાણ કરો. ૧

### ગ્રન્થનિરૂપણ.

हुतवहहुतजङ्घाजानुमांसप्रभावा—
दधिगतगिरिजायाः स्तन्यपीयूषपानः ।
रचयति चरकादीन्वीक्ष्य वैद्यावतंसं
कविकुलसुलतानो लालोलिम्बराजः ॥२॥

પોતાની જંઘા કાપીને અગ્નિમાં નાંખવાના પ્રભાવથી ગિરિજાના સ્તનદુગ્ધામૃતનું પાન કરવાની જેને યોગ્યતા પ્રાપ્ત થઈ છે, તેવા કવિકુલસુલતાન (ગુરુ) લોલિંબરાજ કવિ ચરક, સુશ્રુતાદિ ગ્રંથો જોઇને વૈદ્યાવતંસ નામનો ગ્રંથ રચે છે. ૨

यत्प्रसिद्धमिह वर्तते फलं शाकमन्यदपि तन्निरूप्यते ।
अप्रसिद्धकथनं हि निष्फलं ग्रंथविस्तरभयान्न लिख्यते ॥३॥

આ લોકમાં જે ફલ, શાક, અને ધાન્યાદિ પ્રસિદ્ધ છે તેનું નિરૂપણ કરૂં છું. અપ્રસિદ્ધ ફળ, શાક અને ધાન્યાદિનું નિરૂપણ નિષ્ફળ છે તેથી તથા ગ્રંથવિસ્તારના ભયથી તે કહેતો નથી. ૩

## દ્રાક્ષના ગુણ.

द्राक्षा साक्षात्सुधा तावन्मधुरा रसपाकयोः ।
सृष्टमूत्रशकृद्गुर्वि स्निग्धा शुक्रकरी हिमा ॥४॥
तुवराक्षिहितामदात्ययानिलपित्तक्षतजयक्षयक्षयान् ।
श्वसनं कसनं ज्वरं तृषं स्वरभेदं मुखतिक्ततां हरेत् ॥५॥

દ્રાક્ષ સાક્ષાત્ મધુર છે. તેનો રસ તથા પાક પણ મધુર છે. મૂત્રનું વિસર્જન કરે છે, ભારે, સ્નિગ્ધ, વીર્યને વધારનાર અને ટાઢી છે તેમાં તૂરાપણું છે. નેત્રને હિતકર છે. [1]મદાત્યય, વાત, પિત્ત, રક્તક્ષય, ક્ષયરોગ, શ્વાસ, ઉધરસ, તાવ, તરસ, સ્વરભેદ, અને મોંમાંની કડવાસ દૂર કરનારી છે. ૪-૫

## પાકી ને કાચી કેરીના ગુણ.

भवति पवनपित्तासृक्करं बालमात्रं जनयति कफपित्तेप्यस्थिबंधोपपन्नम् ।
अथ गुरु मधुराम्रं श्लेष्मशुक्रप्रभाकृत्परिणतमनिलघ्नं तुष्टये पुष्टये स्यात् ॥६॥

કેરીના મરવા વાત, પિત્ત, અને કફ કરનારા છે. જેમાં ગોટલી બંધાયેલી હોય છે તે કફ અને પિત્ત કરે છે. પાકેલી કેરી ભારે અને મીઠી છે. કફ, વીર્ય અને કાન્તિ દેનારી છે. વાતને હરનારી અને તુષ્ટિ તથા પુષ્ટિ કરનારી છે. ૬

हृद्यः स्निग्धो रोचनः सौरभाढ्यो वैद्यैरित्थं तद्रसः स्तूयमानः ।
खंडैः खंडैरन्वितो मंडकानां सार्धं भोक्तुं पंचवक्त्रः शिवोभूत् ॥७॥

પાકી કેરીનો રસ હૃદયને આનંદ આપનાર, સ્નિગ્ધ, રુચિકર, સુગંધથી પૂર્ણ હોવાથી વૈદ્ય તેને વખાણે છે. આવો ઉત્તમ રસ, એક મુખવડે ખાતાં તૃપ્તિ નહિ થાય જાણી મંડક (એટલે એક જાતના કૃતાન્ન)ના કકડા જેટલો રસ ખાવા માટે શિવે પાંચ મુખ કર્યાં હતાં. ૭

---

[1] મદ્યાદિ માદક પદાર્થના ઉપયોગથી જે રોગ થાય છે તે.

## ખાટા ને મીઠા દાડમના તથા બોરના ગુણ.

श्रीन्दोषान्सातिपित्तान्शमयति मधुरं दाडिमं चाम्लमुष्णं
किंचित्पित्ताविरोधिद्युतिकफपवनौ चोभयं ग्राहि हृद्यम् ।
स्निग्धं लघ्वग्निवृद्धिं रुचिमपिजनयेत्स्वादुकोलाफलंतु
स्निग्धं वातञ्चपित्तं क्षपयतिचकफं मेदुरंचकरीति ॥८॥

મીઠું દાડમ પિત્તાધિક ત્રિદોષને શમાવે છે. ખાટું દાડમ જરા ગરમ છે, ને પિત્તને વધારતું નથી તેમ ઘટાડતું પણ નથી, પણ કફ તથા વાયુનો નાશ કરે છે. મીઠું તથા ખાટું દાડમ ઝાડાને રોકે છે તથા હૃદયને હિત કરનાર છે.

બોર સ્નિગ્ધ, હલકું, જઠરાગ્નિને વધારનાર અને રુચિકરનાર છે. વાત, પિત્તને ઘટાડનાર છે ને કફ તથા મેદને વધારનાર છે. ૮

## નારંગીના ગુણ.

भक्ताभिलाषजनकं पवनापहारि बिभ्रद्रसं मधुरमम्लरसं च किंचित् ।
आलिंगितं गुरुतया परिपाकलक्ष्म्या नारिंगजं फलमुदेति मुदेतिरम्यं ॥९॥

નારંગી, અન્ન ખાવા ઉપર રુચિ કરનારી છે. વાતને નાશ કરનારી છે, મીઠા રસની અને જરા ખટાશવાળી છે. તે પાકી તથા પીળી અને રસદાર થાય છે, ત્યારે દૃષ્ટિને આનંદ આપનારી થાય છે. ૯

## રાયણ અને બકુલફલના ગુણ.

स्निग्धं कषायमधुरं गुरुभाग्यवंतो राजादनस्य परिपक्वफलं लभंते ।
स्निग्धं कषायमधुरं द्विजदार्ढ्यकारि विष्टंभि दंतविशदं बकुलोद्भवं स्यात् ॥

પાકેલાં રાયણા સ્નિગ્ધ, તૂરાં, મીઠાં અને ભારે છે ને શ્રીમંતોને તે ફલ પ્રાપ્ત થાય છે.

બકુલફલ સ્નિગ્ધ, તૂરાં, મીઠાં, દાંતને મજબૂતી આપનાર અને શુદ્ધ કરનારાં છે. ૧૦

## કરમદાં અને લકુચના ગુણ.

संतर्पणं स्वादुकषायमम्लं भव्यं भवेद्वक्त्रविशोधनाय ।
अभव्यामाहुर्लकुचं फलानां त्रिदोषकृच्छुक्रविनाशनं च ॥११॥

કરમદાં તૃપ્તિદાયક, ખટમધુરાં, તૂરાં, સુખદાયક, અને મોઢાને શુદ્ધ કરનારાં છે.

લકુચ-ક્ષુદ્ર ફણુસ-બધી જાતના ફળોમાં નઠારૂં, ત્રિદોષ કરનાર અને વીર્યનો નાશ કરનાર છે. ૧૧

## લીંબુના ગુણ.

अशीतमम्लमग्निकृत्समस्तगुल्मशूलनुत् ।
अरोचकं विषूचिकां कृमींश्च निंबु नाशयेत् ॥१२॥

લીંબુ ઉષ્ણ, ખાટું, જઠરાગ્નિને જગાડનાર, બધી જાતના ગુલ્મ તથા શૂળને નાશ કરનાર, અજીર્ણ, વિષૂચિકા અને કૃમિનાશક છે. ૧૨

## આંબલીના ગુણ.

कोलाम्लिकाफलं शुष्कं भ्रमक्लमहरं लघु ।
कफवातहरं तृष्णाच्छेदि भेदि प्रदीपनम् ॥१३॥

જૂની આંબલી ભ્રમ અને ગ્લાનિને હરનારી છે. હલકી છે. કફવાતને દૂર કરનારી છે. તૃષ્ણાને મટાડનારી, મલાવરોધને દૂર કરનારી અગ્નિને પ્રદીપ્ત પમાડનારી છે. ૧૩

## આંમળાના ગુણ.

उष्णेतरं शुक्रकरं समेतं रसैरशेषैर्लवणं विनैकम् ।
दोषापहत्वादधिकं फलेषु धात्रीफलं दृष्टिबलं करोति ॥१४॥

આંમળા શીતળ, વીર્યને વધારનાર ખારાશ વિના બીજા બધા રસવાળાં છે. ત્રણ દોષને હરનારાં હોવાથી બધી જાતના ફળોમાં શ્રેષ્ઠ અને આંખને તાકાત આપનારાં છે. ૧૪

## આંમળા, ગુંદાં અને ખારેકના ગુણ.

प्राचीनामलकं त्रिदोषशमनं किंचिद्गुरुत्वान्वितं
शीतं स्वादु कफापहं गुरुफलं श्लेष्मातकस्य स्मृतम् ।
खर्जूरं गुरु शीतलं समधुरं वृष्यं वपुःपुष्टिदं
पथ्यं पित्तसमीरयोश्च दवथौ शोषेऽभिघातेपिच ॥१५॥

'પ્રાચીનામલક' એટલે પાણીમાં થયેલાં આંમળાંના ઝાડનું નામ છે. એ ઝાડના આંમળાં ત્રિદોષને શમાવનાર ને જરા ભારે છે.

ગુંદાં ટાઢાં, મીઠાં, કફનો નાશ કરનાર અને ભારે છે.

ખારેક ભારે, ટાઢી, મીઠી, વીર્ય વધારનારી, શરીરને પુષ્ટિ આપનારી, પિત્ત તથા વાયુને દૂર કરનારી, દાહ શોષ અને [1]અભિ ઘાતને હરે છે. ૧૫

## કેળાંના ગુણ.

वृष्यं श्लेष्मकरं तथा गुरुतरं रुच्यंचपित्तास्रजित्
किंचिच्छैत्ययुतं कषायमधुरं पक्वं कदल्याः फलम् ।
बल्यं ग्राहि कषायशीतलचलश्लेष्मापहं दुर्जरं
तत्पक्वेतरमेवमेव गदितं चारण्यरंभाफलम् ॥१६॥

પાકાં કેળા, વીર્યને વધારનાર, કફને કરનાર, ભારે, રુચિકર, પિત્તરક્તને મટાડનાર, જરા ટાઢાં, તૂરાં, અને મીઠાં છે.

કાચાં કેળાં બળ આપનાર, ઝાડાને રોકનાર, તૂરાં, ટાઢાં કફને મટાડનાર અને જલદીથી પચી જનાર છે.

જંગલી કેળાંનાં ગુણ કાચા કેળાં જેવાં જ છે. ૧૬

## ચારોળી, બોરની બીજ ને કરમદાંના ગુણ.

वृष्यं पित्तसमीरजिद्गुरुहिमं प्रोक्तं प्रियालोद्भवं
वृष्यः पित्तसमीरजिच्च मधुरो मज्जाप्रियालोद्भवः ।

---

૧. કચ્ચરમાર વાગ્યાથી થતો દુઃખાવો.

मज्जाकोलभवोपितद्गुणयुतस्तृट्छर्दिकासान् जयेत्
स्यादम्लं करमर्दकं रुचिकरं तृष्णापहं पित्तकृत् ॥१७॥

ચારોળીના ફળ વીર્યને વધારનાર, પિત્ત તથા વાયુને મટાડનાર, ભારે અને ટાઢાં છે.

ચારોળી વીર્યને વધારનાર, પિત્ત તથા વાયુને મટાડનાર અને મધુર છે.

બોરના ઠળિયામાંની મીજ ઉપરના જેવા જ ગુણવાળી છતાં તરસ, ઉલટી અને ઉધરસને હરનાર અને પિત્તને વધારનાર છે. ૧૭

## જાંબુ અને કોઠાંના ગુણ.

स्रोतोमूत्रपुरीषरोधनकरं कंठाहितं जांबवं
पित्तश्लेष्मानिषूदनं गुरुतरं स्याद्वातलं शीतलम् ।
सर्वं ग्राहि विषापहं तदितरं कण्ठाहितं दोषलं
हिक्काछर्दरुचित्रिदोषशमनं पक्वं कपित्थं स्मृतम् ॥१८॥

જાંબુ પરશેવા, પિશાબ અને ઝાડાને અટકાવનાર છે. કંઠને અહિત કરનાર છે, શ્લેષ્મને હરનાર છે, ભારે છે, તથા વાતકર અને ટાઢાં છે.

કાચાં અને પાકાં કોઠાં ઝાડાને રોકનાર તથા વિષદોષ હરનાર છે. કાચાં કોઠાં કંઠને અહિત કરનાર તથા દોષને ઉપજાવનાર છે; અને પાકાં કોઠાં વાધણી, ઉલટી, અરુચિ અને ત્રિદોષને શમાવનાર છે. ૧૮

## નારીએળના ગુણ.

स्निग्धं बस्तिविशोधनं समधुरं पित्तापहं शीतलं
वृष्यं बृंहणसर्पणं च गुरुच स्यान्नारिकेलीफलम् ।
स्निग्धं बस्तिविशोधनं समधुरं पित्तापहं शीतलं
वृष्यं तृट्चलहृल्लघु ज्वलनकृत्तोयं तदंतर्गतम् ॥१९॥

કોપરૂં સ્નિગ્ધ, મૂત્રને શુદ્ધ કરનાર, મધુર, પિત્તનાશક, શીતલ, ધાતુને વધારનાર, પુષ્ટિ આપનાર, તૃપ્તિ કરનાર, અને ભારે છે. નારીએળનું પાણી સ્નિગ્ધ, મૂત્રને શોધનાર, મધુર પિત્તને હરનાર, ટાઢું, ધાતુને વધારનાર, તરસ અને વાયુને હરનાર, હલકું અને અગ્નિને દીપન કરનાર છે.　　૧૯

## સેવફલ અને અંજીરના ગુણ.

**पित्तापहं ज्वरहरं कफनाशनं च रुच्यग्निपुष्टिजननं लघु सेवसंज्ञम् ।**
**सुस्वादु पाकरसयोर्गुरुशीतलं च श्लेष्मामवातकरमञ्जिरमग्निशत्रु ॥२०॥**

સેવ સંજ્ઞાવાળું ફળ પિત્તને હરનાર, જ્વર દૂર કરનાર, કફ નાશકરનાર, પુષ્ટિ કરનાર, હલકું અને અગ્નિને વધારનાર છે.

અંજીર સારા સ્વાદવાળું, પાકમાં મધુર, ભારે, ટાઢું, કફ અને આમવાત કરનાર છે,　　૨૦

**इतिश्रीमहाकविश्री लोलिम्बराजविरचिते वैद्यावतंसे आम्रादि फलवर्गे प्रथमोल्लासः ॥१॥**

——o——

## शाकवर्गः।

### પરવર, ઘિલોડાં અને રિંગણાંના ગુણ.

पाके स्वादु रुचिप्रदं कृमिहरं हृद्यं पटोलं स्मृतं
स्यात्कर्कोटकमप्यरोचकहरं स्वादु त्रिदोषापहम्।
वृंताकं कटु तिक्तमुष्णमधुरं क्षारं क्षुधादीपनं
हृद्यंरुच्यमपित्तलं कफमरुज्जित्सर्वशाकोत्तमम्॥२१॥

પરવર પાકમાં મધુર, રુચિકરનાર, કૃમિનાશક અને હૃદયને આનંદ આપનાર છે.

ઘિલોડાં, અરુચિને હરનાર, મધુર અને ત્રિદોષ નાશક છે.

વંત્યાક, તીખાં, કડુચાં, ગરમ, મીઠાં, ખારાં, ભૂખને વધારનારાં, હૃદયને આનંદદાયક, રુચિ કરનારાં પિત્તને રોકનારાં, કફ તથા વાયુને જીતનારાં, અને બધા શાકમાં ઉત્તમ છે. ૨૧

### કારેલાં અને ટીંડોરાં.

जयति जयिनमग्निं दुर्जराह्नेषु कर्तुं पटुसकटुकफघ्नाग्रेसरं कारवेल्लम्।
श्वसनकसनतृष्णायक्ष्मपित्तास्रपित्तज्वरदवथुकफघ्नं स्तन्यकृद्धिम्बमाहुः॥२२॥

કારેલાં જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અન્નમાં જલદીથી પચે છે. જરાક તીખાં અને કફને હરવામાં સારાં છે.

ટીંડોરાં શ્વાસ, કાસ, તૃષા, રાજયક્ષ્મા, પિત્ત, રક્તપિત્ત, તાવ, હાથે પગે થતી બળતરા અને કફને નાશ કરે છે તથા સ્રીના દૂધને વધારનાર છે. ૨૨

जांबूनदीयां प्रतिमां यदीयां वक्षःस्थले वामदृशो वहंति।
अशेषशाकावलिमंडनत्वं तत्कारवेल्लं न लभेत कस्मात्॥२३॥

વામનેત્રાઓ સોનાના ઘરેણા જેવી જેની પ્રતિમા કરીને વક્ષસ્થળ ઉપર ધારણ કરે છે તેવાં જે કારેલાં સર્વ શાકોમાં શ્રેષ્ઠત્વ કેમ ન મેળવી શકે? ૨૩

## ગલકાંનો ગુણ.

**पित्तानिलघ्नं कफजिद्विपाकात् पथ्यं ज्वरे स्वादु रसोपपन्नम्।**
**हुताशनोद्दीपनभेदनं च कोशातकं शाकवरं वदंति ॥२४॥**

ગલકાં પિત્ત–વાયુને હરનાર, પચ્યા પછી કફને દૂર કરનાર, તાવ ઉપર હિતકારક (એટલે તાવવાળાને ખાવાલાયક), મિહાશવાળાં અગ્નિને વધારનાર, અને ઝાડાને પાતળો કરનાર તથા બધા શાકમાં શ્રેષ્ઠ છે. ૨૪

## કોળાના ગુણ.

**शुक्रप्रदं बस्तिविशुद्धिहेतु जेतुं समर्थं पवमानपित्ते ।**
**कूष्मांडमुत्कृष्टमिहाफलानां वल्लीफलानां भिषजो वदंति ॥२५॥**

કોળું વીર્યને ઉપજાવનાર, બસ્તિને શુદ્ધ કરનાર, વાતપિત્તને જીતવામાં સમર્થ, તેમજ વેલા ઉપર થનારા બધી જાતના ફળોમાં શ્રેષ્ઠ છે એવું વૈદ્યો કહે છે. ૨૫

## કાકડી, તડબૂચ અને કરીરકના ગુણ.

**गुरुरूक्षमलांबुशीतलं रसयुक्तं त्रपुसं समूत्रलम् ।**
**मधुरं तुवरं सतिक्तकं मतमाध्मानकरं करीरकम् ॥२६॥**

કાકડી ભારે, રુક્ષ, અને ટાઢા પાણીથી ભરેલી છે.
ખડબુચ બહુ મૂત્ર કરે છે.
કરીરક મધુર, તૂરૂં, થોડું કડૂચું અને પેટને મોટું કરનાર છે. ૨૬

## ડુંગળીના ગુણ.

**पवमानहरोऽम्लपित्तकर्ता कटुतीक्ष्णो गुरुरीषदुष्णवीर्यः ।**
**कफवातगुदांकुरेषु शस्तस्तनुते श्लेष्मबलानलान् पलांडुः ॥२७॥**

ડુંગળી વાતનાશક, અમ્લપિત્ત કરનાર, તીખી, તીક્ષ્ણ, ભારે, થોડી ઉષ્ણ, વીર્ય, કફ-વાતથી થનાર મુલ વ્યાધિ-અરશ ઉપર અસર કરનાર તથા કફ, બળ અને જઠરાગ્નિને વધારનાર છે. ૨૭

## ચીલની ભાજીના ગુણ.

अर्शस्त्रिदोषारुचिजंतुहारी विस्रंसनं बुद्धिबलाग्निकारी ।
क्षारंविपाके कटु वास्तुकं स्यात्तद्वच्च चिल्ली लघुपत्रयुक्ता ॥२८॥

મોટા પાંદડાની ચીલની ભાજી અરશને હરનારી, ઝાડાને પાતળો કરનારી, બુદ્ધિ, બળ, તથા અગ્નિને વધારનારિ, અને વિપાક વખતે ખારવાળી અને તીખી હોય છે.

નાના પાનની ચીલની ભાજીના ગુણ મોટા પાનની ભાજી જેવાજ હોય છે. ૨૮

## ગળોની ભાજીના ગુણ.

संजीवनी कंठकृशाक्षिपथ्या रसायनी मस्करिणामपथ्या ।
जीवंत्यनुष्णा मधुरा च गुर्वी शाकेषु गुर्वी जयति त्रिदोषान् ॥२९॥

ગળોની ભાજી અથવા જીવંતી નામની ભાજી સંજીવની, કંઠને અહિત કરનારી, આંખને ફાયદો કરનારી, રસાયન રૂપ અને સંન્યાસિયોને અપથ્ય (એટલે સંન્યાસિયે નહિ ખાવાનો હેતુ છે.) ટાઢી મધુર, ભારે અને બધા શાકોમાં ઉત્તમ છતાં ત્રિદોષને નાશ કરનાર છે. ૨૯

## ટાંક વિગેરે ભાજીના ગુણ.

पालक्यामिति वर्णयंति सुधियो गुर्वी सरापिच्छला
शीता श्लेष्मकरी च चंचुकमपि ग्राही परंतु स्मृतम् ।
क्वौसुंभं गुरुपित्तकारि कथितं रूक्षाम्लमम्लं रसं
शाकं स्याच्चणकोद्भवं तु मधुरं पाके रसे दुर्जरम् ॥३०॥

ટાંકની ભાજી ભારે, મલ-મૂત્રને બરોબર લાવનારી, ચીકણી, ટાઢી, અને કફ કરનારી છે.

છૂંછની ભાજી ઝાડાને રોકનારી છે.

કસુંબીની ભાજી ભારે, પિત્ત કરનારી, રુક્ષ અને ખાટી છે.

ચણાની ભાજી ખાટી, પાક અને રસમાં મધુર તથા જલદીથી પચનારી છે. ૩૦

## લૂણી વિગેરે ભાજીના ગુણ.

**लोणीका कफवातहृल्लवणा स्वादुर्गुरुः शीतला**
**सूक्ष्मा मूत्रमलप्रवर्तनकरी विष्टभ्य जीर्णाभवेत् ।**
**स्वर्यामं निखिलं निकृंतति गुरूष्णं सार्षपं बद्धवि-**
**ण्मूत्रं दोषकरं सरामदहरा गुर्वी स्मृतोपोदकी ॥३१॥**

મોટાં પાનની લૂણીની ભાજી કફવાતને નાશ કરનારી, ખારાશવાળી, સ્વાદવાળી, ભારે અને ટાઢી છે.

નાના પાંનની લૂણીની ભાજી કફવાતને નાશ કરનારી, પેટને ચડાવી પચાવનારી તોતડાપણું આદિ વાણીના દોષને હરનારી અને આમને નાશ કરનારી છે.

સરસવની ભાજી ભારે, ગરમ, મળ-મૂત્રને રોકનારી, અને ત્રિદોષને હરનારી છે.

પોથીની ભાજી, શારક, મદહારક, અને ભારે છે. ૩૧

## વટાણાની ભાજી અને અગથીયાના ફુલના ગુણ.

**पवनकृत्कफपित्तनिषूदनं गुरुकलायजशाकमुदाहृतम् ।**
**मुनिमहीरुहजं तु निशांध्यनुत् किमपि शीतमशीतमपि स्मृतम् ॥३२॥**

વટાણાની ભાજી વાતહારક, કફ-પિત્તનાશક અને ભારે છે.

અગથિયાનાં ફુલ રતાંધળાપણું દૂર કરનાર, તથા કાંઈક ટાઢા ને ગરમ છે. ૩૨

## મેથીની ભાજી અને સરગવાના ફુલના ગુણ.

अश्वबला कथिता किल रूक्षा मूत्रमलानिलबंधनकर्त्री ।
पावकपुष्टिकरः कटु तीक्ष्णः शोथहरोथ सरो मधु शिग्रुः ॥३३॥

મેથીની ભાજી રુક્ષ, મલ, મૂત્ર અને વાયુને બંધકરનાર છે.

સરગવાના ફુલ અગ્નિને વધારનાર છે, કડવાં, તીખાં અને સોજાને હરનાર તથા દસ્ત સાફ લાવનાર છે. ૩૩

## શેકુની ભાજીના ગુણ.

गुदकीलहरा त्रिदोषजिन्मतिमुच्छेदयितु विचक्षणा ।
अतिसार हरारुचिप्रदा शतपुष्पाज्वरिणां प्रशस्यते ॥३४॥

શેકુની ભાજી અરશને હરનાર, ત્રિદોષને નાશ કરનાર, બુદ્ધિ આપનાર, અતિસારને હરનાર, રુચિકરનારી, અને તાવવાળાને હિતકરનાર–છે. ૩૪

## સૂરણના ગુણ.

रुचिकृत्कफकृद्विशदश्च लघुर्जठरस्य कृशानु कृशत्वहरः ।
अतिपथ्यतमो गुदकीलवतामिति कंदगुणानवदन्मुनयः ॥३५॥

સૂરણ રુચિકરનારૂં, કફ નાશ કરનારૂં, ઇંદ્રિય શુદ્ધિકરનારૂં, હલકું, જઠરાગ્નિ પ્રદીપ્તકરનાર, અને અરશના રોગવાળાને અત્યંત હિતકર છે.

મુનીયોયે બીજા કંદના ગુણ સૂરણ જેવાં જ કહેલાં છે. ૩૫

इतिश्रीमहाकविलोलिम्बराजविरचिते वैद्यावतंसे
शाकादिवर्गे द्वितीयोल्लासः ॥२॥

---

# अथ धान्यवर्गः

## સાઠી ચોખા, મગ અને વટાણાના ગુણ.

स्थिरहिममधुरो विड्बंधकृल्लघ्वरूक्षो जयति सकलदोषान्षष्टिको व्रीहिराजः ।
द्विदलवरमपीषद्वातलं मुद्गमाहुः प्रबलयति नितांतं भीमतातं कलायः ॥३६॥

સાઠી ચોખા શરીરની સ્થિરતા કરનારા, ટાઢા, મિઠાશવાળા, ઝાડાને રોકનારા, હલકા, રુક્ષ, અને બધા દોષને જીતનારા છે.

બે ફડસાલિયાંવાળા ધાન્યોમાં મગ શ્રેષ્ઠ છે ને જરાક વાયડા છે.

વટાણા વધારે વાતકોપ કરનાર છે. ૩૬

## ચણા અને તુવરના ગુણ.

रूक्षः क्षिणोति चलकृच्चणकोम्लपित्तं वातप्रकोपनकरी तुवरीतु किंचित् ।
पित्तं कफं हरति सैव घृतेन युक्ता भुक्ता समीरमपि संहरते हलेन ॥३७॥

ચણા રુક્ષ, વાયડા, અને અમ્લપિત્તનો ક્ષય કરનાર છે.

તુવર વાયડી છે પણ જો તેમાં ઘી મેળવીને ખાવામાં આવે તો પિત્ત, કફ અને વાયુનો ક્ષય કરે છે. ૩૭

## અડદ અને કોચબીજના ગુણ.

माषः स्निग्धो मारुतघ्नो गुरूष्णो वर्चः पित्तश्लेष्मकृत्तजहेतुः ।
शुक्राधिक्याद्रावकर्ता सरः स्यात् काकांडोलान्यात्मगुप्तापि तद्वत् ॥३८॥

અડદ સ્નિગ્ધ, વાયુનાશક, ભારે ગરમ, મળ, પિત્ત, અને કફને ઉત્પન્ન કરનાર છે. તેમ જ કાંતિ તથા વીર્યને વધારનાર અને દ્રાવ કરનાર તથા મૂત્રાદિ લાવનાર છે.

કૌચબીજ વિગેરેના ગુણ અડદ જેવા છે. ૩૮

## ચોળાના ગુણ.

रूक्षोगुरुर्बहु शकृद्बलकृन्मशिबी धान्याधमस्त्वमसि नागमएष मिथ्या।
हे राजमाष तव राजपदं प्रदत्तं माषं विहाय विधिना तददृष्टमेव ॥३९॥

સીંગમાંથી થતા અનાજ (ચોળા) રુક્ષ, ભારે, વધારે વિષ્ટાને લાવનાર અને વાયડા છે. આ ઠેકાણે ચોળાને કવિ કહે છે કે, 'હે રાજમાષ, તું શિંગમાંથી થનાર કઠોળમાં નિકૃષ્ટ છે એવું શાસ્ત્ર કહે છે તે ખોટું નથી. કારણ કે બ્રહ્માએ અડદ જેવા ગુણકર (કઠોળ)ને મુકી તને રાજપદ આપ્યું છે તે તારૂં નશીબ જ જાણવું. ૩૮

## ઘઉંના ગુણ.

संधानकृत्समधुरो गुरुशीतवीर्यो वृष्यः स्थिरत्वजननो जनजीवनश्च ।
स्निग्धः सरः पवनपित्तजये प्रयोज्यः कस्यप्रियो नसुमनः सुमनस्थलेपि ॥

ભાગી ગયેલા હાડકાંને સાંધનાર, મધુર, ભારે શિતવીર્ય, વીર્યને વધારનાર, સ્થિરતા કરનાર, જનોનું જીવન, સ્નિગ્ધ, અનુલોમન કરનાર, વાત–પિત્તરોગમાં યોજવામાં યોગ્ય એવા ઘઉં તે દેવલોકને પણ કેમ પ્રિય ન હોય? ૪૦

## તલના ગુણ.

उष्णस्त्वच्यः केश्यो मतिकफशुक्राग्निकृत्कटुः पाके ।
बल्योल्पमूत्रकारी शीतस्पर्शोगुरुस्तिलो ज्ञेयः ॥४१॥

તલ ગરમ, શરીરની ચામડીને સુંવાળી કરનાર વાળ, બુદ્ધિ, કફ, ધાતુ અને અગ્નિને વધારનાર, પાકમાં તીખા, બળદાયક, થોડા પિશાબને લાવનાર, સ્પર્શે શીતલ અને ભારે છે. ૪૧

इतिश्रीमहाकविलोलिम्बराजविरचिते वैद्यावतंसे
धान्यादिवर्गो तृतीयोल्लासः ॥३॥

# अथ मांसवर्गः

---

## પાડાના અને ડુક્કરના માંસના ગુણ.

निद्रादार्ढ्यं बृहत्त्वकृद्गुरुतरश्चोष्णो लुलायः स्मृतः
कोलस्तद्वदरोचकः श्रमहरः शुक्रं बलं वर्धयेत् ॥
मेधाशुक्रबलाग्निकृद्बहुमरुद्दोषत्रयघ्नः परं
वर्ण्योंग्राह्यपितित्तिरिर्हिततरो मत्स्याः परं श्लेष्मलाः ॥४२॥

પાડાનું માંસ નિદ્રા અને શરીરમાં દઢતા લાવનાર, મહત્વવાળું, ઘણું ભારે અને ગરમ છે.

ડુક્કરનું માંસ પાડાના માંસ જેવું છતાં અરુચિને હરનાર, શ્રમને દૂર કરનાર, ધાતુ અને બળને વધારનાર છે. ૪૨

## લાવા અને ચકલાના માંસના ગુણ.

सर्वदोषशमनस्तुलावकः पावकद्रढिमकृद्बलप्रदः ।
स्निग्धमारुतहृतश्च शुक्रलाः श्लेष्मलाश्च चटकाः प्रकीर्तिताः ॥४३॥

લાવાનું માંસ બધી જાતના દોષોને શમાવનાર છે.

ચકલાનું માંસ સ્નિગ્ધ, વાતનાશક, વીર્યને વધારનાર તથા કફને કરનાર છે. ૪૩

इतिश्री महाकविलोलिम्बराजविरचिते वैद्यावतंसे मांसवर्गे चतुर्थोल्लासः ॥४॥

---

# अथ क्षीरवर्गः

—:*:—

## ગાયના દૂધના ગુણ.

बलस्तन्यकृच्छ्वासकासार्तिक्षुत्तृट् क्षतक्षीणपथ्यं मरुत्पित्तहारि ।
पुराणज्वरे मूत्रकृच्छ्रेस्त्रपित्ते पिबेद्गव्यदुग्धं सरं जीवनीयम् ॥४४॥

मदश्रमभ्रमापहं विशेषशुक्रवर्धनम् ॥
प्रसादपुष्टिदं पयः पिबंति पुण्यकारिणः ॥४५॥

ગાયનું દૂધ બળ આપનાર સ્ત્રીઓના સ્તનમાં દૂધને વધારનાર, શ્વાસ, ઉધરસ, મનની વ્યથા હરનાર, ક્ષુધા તથા તૃષાને મટાડનાર, ઉરઃક્ષતથી ક્ષીણ થયેલાઓને હિતકાર વાયુ અને પિત્તને નાશ કરનાર તેમજ જીર્ણજ્વર, મૂત્રકૃચ્છ્ર અને રક્તપિત્તને મટાડનાર છે. એ મલને–એટલે ઝાડાને સાફ લાવનાર તથા જીવનીય છે. તેમજ મદ, શ્રમ, અને ભ્રમને હરનાર, વીર્યને અતિશે વધારનાર તથા મુખ ઉપર પ્રસન્નતા દેખાડનાર અને પુષ્ટિ કરનારૂં છે. આવા ગુણવાળું ગાયનું દૂધ પુણ્યશાળિયો પીએ છે.

## બકરી અને ભેંસના દૂધના ગુણ.

श्वसनज्वरयक्ष्मरक्तपित्तातिसृतिघ्नं लघु दुग्धमाजमाहुः ।
प्रबलानलनष्टनिद्रपथ्यं रसयुक्तं गुरु माहिषं हिमं स्यात् ॥४६॥

બકરીનું દૂધ શ્વાસ, તાવ, ક્ષય, રક્તપિત્ત અને અતિસારને હરનાર તથા હલકું છે.

ભેંસનું દૂધ, જેનો જઠરાગ્નિ તેજ હોય ને જેને ઊંઘ–આવતી ન હોય તેને હિત કરનાર તેમજ ભારે અને શીતળ છે.

## ઊંટણી તથા હાથણીના દૂધના ગુણ.

**औष्ट्रं लघिष्ठं कृमिक्षुत्क्षयार्शो वातश्लेष्मानाहशोफोदरेषु ।**
**हस्तिन्याः स्थैर्यकृद्गुरु रूक्षं किंचिदिष्टं देहदार्ढ्यं करोति ॥४७॥**

ઊંટણીનું દૂધ હલકું, કૃમિઘ્ન, ભૂખ, ક્ષય, અર્શ, વાયુ, કફ પેટનું ચઢવું સોજો અને પેટના દરદોને મટાડનાર છે.

હાથણીનું દૂધ શરીરની સ્થિરતા વધારનાર તથા થોડુંક રુક્ષ છે. આના સેવનથી શરીર દૃઢ થાય છે.   ૪૭

## ઘેટીના દૂધના ગુણ.

**उष्णं हृद्यं त्वाविकं वातरुघ्नं पित्तश्लेष्मश्वासहिक्काप्रदं स्यात् ।**
**स्रोतःस्रावि क्षीरमामं गुरु स्यात्पथ्यापथ्यं गोविदुग्धं घृतं च ॥४८॥**

ઘેટીનુ દૂધ ગરમ, હૃદયને હિતકર, વાતરોગને હરનાર, પિત્ત, કફ, શ્વાસ અને વાધણી ઉત્પન્ન કરનાર તથા શ્રોતશ્રવ કરનાર તથા ભારે છે.

ગાયનું દૂધ તથા ઘી પથ્ય છે અને ઘેટીનું દૂધ તથા ઘી કુપથ્ય છે.   ૪૮

## ઘોડી અને સ્ત્રીના દૂધના ગુણ.

**अम्लरसं लवणं लघु शाखा मारुतजिज्जडताकरमुष्णम् ।**
**एकशफं सुदृशां त्वभिघातासृक्चलपित्तगुदामयनुत्स्यात् ॥४९॥**

ઘોડીનું દૂધ, ખાટું, ખારૂં, હલકું, હાથ–પગમાં આવેલા વાને જીતનાર, જડ અને ગરમ છે.

સ્ત્રીનું દૂધ, [1]અભિઘાતને મટાડનાર, લોહીને સુધારનાર, વાત્ત, પિત્ત તથા અર્શને મટાડનાર છે.   ૪૯

---

૧. વાગવાથી થયેલું દરદ.

## દહિંના ગુણ.

**अम्लपाकरसमौष्ण्यभृद्गुरु ग्राह्यरोचकसमीरणापहम् ।**
**रक्तपित्तबलशुक्रपावकस्थौल्यशोफकफदं दधि स्मृतम् ॥५०॥**

દહિં ખાટું છે, પાચન ક્રિયા વખતે પણ ખાટું છે; ગરમ છે, ભારે છે, ઝાડાને રોકનાર છે, અજીર્ણ કરનાર છે, વાયુને હરનાર છે; રક્ત, પિત્ત, બળ, વીર્ય, અગ્નિ, સ્થૂલતા, સોજો અને કફને કરનાર છે. ૫૦

## છાશ અને દહિંના પાણીના ગુણ.

**तक्रतत्परतया सुधांधसः कुर्वते सुरभिसंग्रहं सदा ।**
**तत्समं सुलघु मस्तुशोधनं स्रोतसां चलमलानुलोमनम् ॥५१॥**

છાશને માટે સદા તત્પર એવા દેવ પણ ગાયને પાળે છે. તેના જેવું જ એટલે છાશના ગુણ જેવુ જ દહિંનું પાણી છે ( જેને **મસ્તુ** કહે છે. ) તે શોધક છે, તે અત્યંત લઘુ એવા શ્રોતની શુદ્ધિ કરનાર તથા વાયુ અને ઝાડાને સીધે રસ્તે લઇ જનાર છે. ૫૧

## છાશના ગુણ.

**अरुचिगरघृतावत्पांडुमूत्रावरोधग्रहणिगुदजगुल्मप्लीहशोफोदरेषु ।**
**चलकफहरमुष्णं रूक्षमम्लं कषायं पिबतपिबत तक्रं लघ्वलघ्वग्निकारि ॥५२॥**

અરુચિ, કૃત્રિમવિષ, વધારે ઘી ખાધાથી જે પીડા થાય છે તે પીડા, પાંડુરોગ, મૂત્રાવરોધ, સંગ્રહણી, અરશ, ગુલ્મ, પ્લીહોદર, અને શોફોદરઃ એટલા રોગથી પીડાતા રોગિયોએ છાશ પીવી. વાત અને કફને છાશ નાશ કરે છે. એ ગરમ, તૂરી, રુક્ષ, ખાટી, હલકી અને અગ્નિને પ્રદીપ્ત કરનારી છે.[1] ૫૨

---

૧. છાશનો ઉપયોગ કરનારે યાદ રાખવું કે આ બધા ગુણ તાજી છાશ માટે જ સમજવા.

## માંખણના ગુણ.

नवनीतमिदं नवमेव हितं हिमशुक्रबलानलकांतिकरम् ।
ग्रहणास्मकमर्दितपित्तमरुद्गुदजक्षतजक्षयकासहरम् ॥५३॥

માખણ તાજું હોય તોજ સારૂં જાણવું. તે ટાઢું, વીર્ય, બળ, અગ્નિ, અને કાન્તિને વધારનાર છે. ઝાડાને બંધ કરનાર છે. વાયુરોગથી જો મોઢું વાંકુ થયું હોય તો તે મટાડનાર છે. પિત્ત વાયુ, અર્શ, ઉરક્ષત, ક્ષય, અને કાસને નાશ કરનાર છે.　　૫૩

## ઘીના ગુણ.

आयुर्मतिस्मृतिधृतिद्युतिकारिबालवृद्धस्वरार्थिषु हितं बलशुक्रदायि
पुष्ट्यग्निकृत्पवनपित्तहृदक्षिशस्तं शीतज्वरापहमनंतगुणं घृतं स्यात् ॥५४॥

ઘી, આયુષ્ય, બુદ્ધિ, સ્મૃતિ, ધારણાશક્તિ, અને કાંતિને આપનાર છે. બાળક, વૃદ્ધ, અને (ગાયન કરનારાઓના) કંઠને હિત કરનાર, બળ અને વીર્યને વધારનાર, વાતપિત્તને નાશ કરનાર, આંખના દરદીને ઉપયોગી તથા ટાઢિયા તાવને દૂર કરનાર છે. આવા આવા ઘણા ગુણ ઘીમાં છે.　　૫૪

प्रक्कणद्वलयवल्गुहस्तया कांतया दयितभाजनेर्पितम् ।
येन नूतनघृतं न भक्षितं पापमेव खलु तेन भक्षितम् ॥५५॥

કંકણના રણકારવડે સુંદર હાથવાળી કાન્તાએ ભોજન સમયે પિરસેલું નૂતન–નવું–તાજું–ઘી જેમણે ખાધું નથી, તેમણે જન્મ પામીને કેવળ પાપનું જ ભક્ષણ કરેલું છે એમ સમજવું.　　૫૫

## ગ્રંથકર્ત્તાનો ખુલાસો.

वाग्भटस्य मतमस्ति समस्तं सुश्रुतस्य चरकस्य च किंचित् ।
तद्वदत्रितनयस्य विचित्रा वाग्विकासरचना मम तावत् ॥५६॥

આ ગ્રન્થમાં વાગ્ભટ્ટનો સંપૂર્ણપણે મત લીધો છે. ચરક અને સુશ્રુતનો પણ કિંચિત્ મત લીધો છે, તેમજ અત્રિસુતનો મત પણ લીધો છે, અને મારી તો આમાં એકલી વાગ્વિલાસરચના જ છે. ૫૬

## ગ્રન્થસમાપ્તિનું મંગળ.

**अधरन्यक्कृतबिंबा जितशशिबिंबा मुखप्रभया ।**
**गमनाविरलविलंबा विपुलनितंबा शिवा शिवं कुर्यात् ॥५७॥**

જેના અધરની રતાશ ચંદ્રના બિંબને પણ ધિક્કારે છે, તથા જેના મુખની કાન્તિ શશી–ચન્દ્રમા–ની કાન્તિનો પરાજય કરેલ છે, તથા જે ભારી નિતંબથી ગજ સમાન વિલંબથી ચાલે છે, એવાં શિવા-ભવાની, કલ્યાણ કરો. ૫૭

**समस्तपृथ्वीपतिपूजनीयो दिगंगनाश्लिष्टयशःशरीरः ।**
**गुणिप्रियं ग्रंथममुं व्यतानील्लोलिम्बराजः कविपातषाहः ॥५८॥**

સમસ્ત પૃથિવીપતિને પૂજવા યોગ્ય અને દિગંત પર્યન્ત જેની કીર્તિ પ્રસરી રહેલી છે; અર્થાત્ દિશારૂપ સ્ત્રીઓએ જેના કીર્તિરૂપ દેહને આલિંગન કરેલ છે એવા ગુણિજનોને પ્રિય અને કવિઓમાં મુકુટમણિ લોલિંબરાજે આ ગ્રન્થની રચના કરી છે. ૫૮

**इतिश्री महाकविलोलिम्बराजविरचिते वैद्यावतंसे क्षीरवर्गे पञ्चमोल्लासः ॥५॥**

**समाप्त.**

---

# वैद्यजीवन–औषधानुक्रम.

अक्ष–બહેડાં.
अग्नि–ચિત્રક.
अग्निमन्थ–અરણી.
अग्र्या–ત્રિફળા (હરડાં બહેડાં ને આંમળાં).
अजमोद–અજમોદ.
अजाजिका– } જીરૂં.
अजाजि– }
अतिविषा–અતિવિખ.
अनल–ચિત્રક, ભિલામાં.
अनन्ता–ધમાસો.
अनिलशत्रु–એરંડો.
अब्द–મોથ.
अब्धिकफ– } સમુદ્રફેણ.
अब्धिफेन– }
अभया–હરડે.
अमर– } દેવદાર.
अमतरु– }
अमत– } ગળો.
अमृतलता– }
अमृता– }
अम्बु–વિરણવાળો.
अम्बुद–મોથ.
अम्बुद्वय–ધોળો ને કાળો વાળો.
अम्भोद– } મોથ.
अम्भोधर– }
अम्ल– } અમ્લવેતસ.
अम्लवेतस– }
अय–લોખંડ.
अरलु–અરણી.
अरिष्ट–લીંબડો.
अरुणा–મજીઠ.
अरुष्कर–ભીલામું.
अर्क–રૂ; તામ્રભસ્મ (પાંચમાં ઉલ્લાસમાં આ શબ્દનો બીજોજ અર્થ કર્યો છે.)
अर्जुन–અર્જુનવૃક્ષ.
अल्ला–ધાણા.
अश्मजतु–શિલાજિત.
अश्मभेद–પાષાણભેદ.
आज्य–ઘી
अमलकी–આંમળાં.
आम्रफलास्थि–આંબાની ગોટલી.
आरग्वध–ગરમાળો.
आर्द्रक–આદું.
इक्षुर–એખરો.
इङ्गुदी–હિંગોળાનાં ફળ.

इन्द्रज—, इन्द्रबीज— } ઈંદ્રજવ.

इभकृष्णा—, इभपिप्पली— } ગજપીંપર.

उग्रगन्धा—, उग्रा— } વજ.

उच्चटा—ચણોઠી.

उत्तरणी—ઈંદ્રવારણાનું મૂળ.

उदक—, उदीच्य— } વાળો.

उपकुल्या—પીંપરી.

उपला—સાકર.

उशीर—વાળો.

उशीरकयुग्म—ધોળો ને કાળો વાળો.

ऊषण—મરી.

ऋबूक—, एरन्ड— } એરંડો.

एला—એલચી.

औषध—, औषधि— } સૂંઠ.

कटङ्कटेरी—દારૂ હળદર.

कटु—, कटुका—, कटुकी— } કડુ.

कटुत्रय—ત્રિકટુ (સૂંઠ, મરી ને પીંપર).

कटूतृण—રોહીસ ઘાસ.

कटूफल—કાયફળ.

कण—, कणा— } પિંપર.

कनक—ધંતુરો.

कबरी—આસંધ.

करक—દાડમના દાણા.

कर्चूर—શાકકચુરો.

कलशी—પીઠવણ.

कलिङ्ग—ઇન્દ્રજવ.

कलिद्रुम—બહેડાં.

काञ्जिक—કાંજી.

काश—ડાભ.

कासीस—હીરાકસી.

किरात—, किरातक— } કરિયાતું.

कुञ्जराशन—પિંપર.

कुलक—ઝેરકચોળું.

कुलत्थ—કુળથી.

कुश—ડાભ.

कुष्ठ—ઉપલેટ.

कुस्तुम्बरी—ધાણા.

कृमिघ्न—, कृमिध्वंसि—, कृमिशत्रु— } વાવડિંગ.

कृष्णा—પીંપર.

**कृष्णामूल**—પીંપરીમૂળ.

**कोल**—બોર.

**कोलिकाकाष्ट**—બોરડીનાં લાકડાં.

**कौन्ती**—પિત્તપાપડો.

**क्षारद्वंद्व**— } જવખાર અને શાજીખાર.
**क्षारद्वय**— }

**क्षीर**—દૂધ.

**क्षौद्र**—મધ.

**खंड**—સાકર.
**खदीर**—ખેર.

**खदीरसार**—કાથો.

**खर्पर**—ખાપરીયું.

**गन्ध**— } ગન્ધક.
**गन्धक**— }

**गरल**—વચ્છનાગ.

**गवाक्षी**—ઇન્દ્રવારણું.
**गिरिमृत**—ફટકડી.
**गुग्गुल**—ગૂગળ.

**गुड**—ગોળ.

**गुडूचिका**— } ગળો
**गुडूची**— }

**गौरिक**—ગેરૂ.

**गोक्षुर**—ગોખરૂં.

**गोपी**—સારીવા.

**गोस्तनी**—દ્રાક્ષ.

**ग्रन्थि**—પીંપરીમૂળ.

**घन**—મોથ.

**घुणदयिता**—અતિવિષ.

**घृत**—ઘી.

**चन्दन**—રતાંજળી અને સફેદ ચંદન.

**चपला**—પીંપર.

**चलदल**—પીંપળો.

**चव्य**— } ચવક.
**चविका**— }

**चित्रक**—ચિત્રો.

**चिरबिल्व**—બીલીના મરવા.

**चेतकी**—હરડે.
**छागण**—છાણુ.

**छागीसर्पिः**—બકરીનું ઘી.

**छिन्नरुहा**— } ગળો.
**छिन्ना**— }
**छिन्नोद्भवा**— }

**जतु**—લાખ.

**जन्तुजित्**— } વાવડિંગ.
**जन्तुशत्रु**— }

**जम्बु**—જાંબુના ઠળિયા.

**जया**—ભાંગ.

**जरण**—જીરૂ,

**जल**—કાળો ને ધોળો વાળો.

जलद—
जलधर— } મોથ.
जलवाह—

जवासा—ધમાસો.

जातिप्रवाल—જાઈનાં પાંદડાં

जीर—
जीरक— } જીરૂ.

जिरयुग्म—જીરૂં અને શાહજીરૂં.

टङ्कण—ટંકણખાર.

तक्र—છાશ.

तन्दुलवारि—
तन्दुलाम्भ— } ચોખાનું ધોવણ.

तन्दुलीयमूलम्—તાંદળજાનું મૂળ.

तन्दुलोदक—ચોખાનું પાણી.

तर्कारी—અરણી.

ताल—હડતાળ.

तिक्त—
तिक्तक— } કરિયાતું.

तिक्ता—કડુ.

तिन्तिडीक—આંબલીની અંતર્ છાલ.

तिलक—તલ.

तीक्ष्ण—મરી.

तुगा—વંશલોચન.

तुत्था—મોરથૂથૂ.

तेजवती—તેજબળ.

तैल—તલનું તેલ.

त्रायन्ती—ત્રાયમાણ.

त्रिकटु—સૂંઠ મરી ને પીંપર.

त्रिकंट—ગોખરૂ.

त्रिजात—તજ, તમાલપત્ર ને એલચી.

त्रिफला—હરડાં, બહેડાં ને આંમળાં.

त्रिवृत्—નસોતર.

त्र्यूषण—સૂંઠ, મરી અને પીંપર.

त्वक्—તજ.

दद्रुघ्न—વાવડીંગ, પુંવાડીયાંનાં બીજ.

दन्ती—દાંતી, જેપાળનું ઝાડ.

दन्तीबीज—નેપાળાનાં બીજ.

दशमूल—પાંચ લઘુ મૂળ ને પાંચ ગુરુ મૂળ મળીને દશ મૂળ.

दहन—ચિત્રક.

दाडिम—દાડમ.

दारु—દેવદારૂ.

दारुत्रियामा—
दार्वि— } આંબાહળદર.

दिप्या—અજમો.

दुग्ध—દૂધ.

दुरालभा—
दुःस्पर्श—
दुःस्पर्शा— } ધમાસો.

देव—
देवकाष्ठ—
देवतरु—
देवदारु— } દેવદાર.

देवदाली—કૂકડવેલના ફળ

देवधूप—રાળ.

दैत्येन्द्र—ગંધક.

द्राक्षा—દ્રાક્ષ.

द्विक्षार—શાજીખાર ને જવખાર.

द्विजरण—
द्विजीर— } જીરૂ અને શાહજીરૂ.

द्विनिशा—હળધર અને આંબા-
હળધર.

द्विपर्णी—શાલવણ અને પીઠવણ.

द्वियामिनी—હળધર અને આં-
બાહળધર.

द्व्यामलकी—આંમળી ને ભોંય-
આંમળી.

धत्तूर—ધંતુરો.

धन—
धना—
धनिका—
धनिष्ठा— } ધાણા.

धन्वयास—ધમાસો.
धातकी—ધાવડીના ફુલ.
धात्री—આંમળાં.

धान्य—
धान्यक— } ધાણા.

धाविनी— રિંગણી.
धाविनीयुग—બે જાતની રિંગણી
ઉભી અને બેઠી.

धूर्त—ધંતૂરો.

नलद—વાળો.

नवनीत—માખણ.

नाग—નાગકેસર.

नागर—સૂંઠ.
निम्ब—લીંબડો.

निशा—હળધર.

निर्गुंडिका—નિર્ગુંડી.

न्यग्रोधांकुर—વડની કુંળી ટીશીઓ.

पंचकोल—પીંપળી, પીંપળીમૂળ,
ચવક, ચિત્રક અને સૂંઠ.

पञ्चमूल (गुरु, बृहत्)-
पञ्चांघ्रि (गुरु, बृहत्)- } બીલી-
મૂળ,
અરણી-
મૂળ, પાડળમૂળ, મોટા
અરડુસાનું મૂળ, ને
શેવણનું મૂળ.

पञ्चमूल (ह्रस्व, लघु)-
पञ्चमूली-( ,, ,, )-
पञ्चांघ्रि. ( ,, ,, )- } ઉભી રીંગણી, બેઠી રીંગણી, શાલિપર્ણિ પૃષ્ટિપાણુ અને ગોખરૂનાં મૂળ.

पञ्चांघ्रियुग्म—એ જાતનાં પંચમૂળ.

पञ्चोषण—પિંપળી, પીંપળીમૂળ, ચવક, ચિત્રો અને સૂંઠ.

पटु—સિંધવ.

पटुत्रय—
पटुत्रिक— } સિંધવ, સંચળ અને બીડલૂણ.

पटुव्रज—પટુત્રય, ને ક્ષારદ્વંદ્વ એ પાંચ જાતનાં મીઠાં.

पटोल—કડવી આંખ ફુટામણી.

पथ्या—હરડે

पद्म—
पद्मक—
पद्माह्व— } પદ્મકાષ્ટ.

पय—વીરણવાળો.

पयोधर—મોથ.

पर्पट—પિત્તપાપડો.

पर्वतभित्—પાષાણભેદ.

पशुमूत्र—ગોમૂત્ર

पाञ्चाली—પીંપળી.

पाञ्चालीचरण—પીંપળીમૂળ.

पाठा—પહાડ.

पालिनी—નસોતર.

पाषाणभित्—પાષાણભેદ.

पिण्याक—શિલારસ. તલનો ખોળ.

पिप्पल—પીંપર.

पिप्पली—પીંપરી.

पिप्पलीमूल—પીંપળીમૂળ.

पिचुमन्द—કડવો લીંબડો.

पीयूष—ગળો.

पुनर्नवा—સાટોડી.

पुर—ગુગલ.

पुष्कर—એરંડો.

पौष्कर—એરંડાનું મૂળ.

प्रमदा—અતિવિખ.

फलत्रय—
फलत्रिक— } ત્રિફળા.

बकुल—બોરસળી,

बब्बूल બાવળ.

बला—બલબીજ.

बली—ગંધક.

बहल—સવા.

बाणपुंखा—શરપંખો.

बालबिल्वक—નાનાંબીલાં.

बाल्हीक—હિંગ.

बिड—બિડલૂણ.

बिभीतक—બહેડાં.

बिल्व—બીલાં.

बृहतिका—<br>बृहती— } રિંગણી.

बोल—બોળ.

ब्राह्मी—બ્રાહ્મી.

भया—હરડે.

भल्लात—<br>भल्ली— } ભિલામા.

भार्ङ्गी—ભારંગ.

भृंग—ભાંગરો.

भूतकेशी—નિર્ગુંડી.

भूनिम्ब—કરીયાતું.

मगधजा—પીંપર.

मथित—છાશ.

मदन—મીણ.

मदा—<br>मदाकुसुम— } ધાવડીનાં ફૂલ.

मदिरा—<br>मद्य— } મદ્ય.

मधु—મધ.

मधुक—જેઠીમધ, મીણ.

मधुर—લીંબડો.

मधूत्थ—જેઠીમધ.

मनःशिला—મનશીલ.

मरिच—<br>मरीच— } મરી.

मर्कटी—કૌચનાં બી.

महाभैषज्य—<br>महौषध—<br>महौषधि— } સૂંઠ.

मसूरा—મસૂરની દાળ.

माक्षिक—મધ, સોનામુખી.

मार्कव—ભાંગરો.

मातुलुङ्ग—બીજોરૂં.

मारीच—મરીયાં.

मिसि—વરીઆળી.

मुद्गयूष—મગનું યૂષ.

मुनि—અગથિયો.

मुर्वा—મોરવેલ.

मृगमद—કસ્તુરી.

मुस्तक—<br>मुस्ता—<br>मेघ— } મોથ.

मेघनाद—તાંદળજો.

मोचरस—મોચરસ.

यव—ઇંદ્રજવ.

यवागु—રાબડી, કાંજી.

यवानी—અજમોદ.

यष्टीमधु—જેઠીમધ.

यास—ધમાસો.

रविदुग्ध—આકડાનું દૂધ.

रस—બોળ, પારો.

रसज—રસાંજન.
रसना—રાસ્ના.
रसोन—લસણુ.
राजवृक्ष—ગરમાળો
रात्रि—હળધર.
रामठ—હિંગ.
रालक—રાળ.
रावणस्यसुत—બહેડાં.
रास्ना—રાસ્ના.
रिङ्गणी—રીંગણી.
रुक्—ઉપલેટ.
रुचक—સંચળ.
रेणु—પિત્તપાપડો.
रोध्र—લોધર.
रोहिणी—ઉભીરીંગણી.
लवङ्ग—લવંગ.
लवण—સિંધવ.
लाज—ડાંગરની ધાણી.
लुङ्ग—બીજોરૂં.
लोक—સૂંઠ
लोध्र—લોધર.
लोह—લોહભસ્મ.
लोहितचंदन—રતાંજલી.
वचा—ખોરાસાની વજ.
वटजप्ररोह—વડની ટીશીઓ.
वत्सक—કડાછાલ.
वत्सादिनी—ગળો.
वरा—ત્રિફળા.
वरुण—વાયવરણ.
वर्धमानपिप्पली—વર્ધમાન પીંપલી.
वह्निज—મરી.
वारिवाह—મોથ.
वालक—વાળો.
वासा—અરડુસો.
विकसा—મજીઠ.
विदारी—ભોંયકોળું.
विपुष—અરડુસો.
विश्व—
विश्वभेषज—
विश्वा—
विश्वौषध—
विश्वौषधि—
(ઉપરના બધા) સૂંઠ.
विषतिंदुक—ઝેરકુચોળાં
विषा—અતિવિખ.
वृकी—પહાડ.
वृक्षाम्ल—આંમલી, આમચુર.
वृश्चीव—ધોળી સાટોડી.
वृष—અરડુસો.
वेल्ल—વાવડીંગ.
व्यालकता—પાન.

व्योष—ત્રિકટુ

शठी—ષડકચૂરો.

शक्राह्व—ઈંદ્રજવ.

शम्याक—ગરમાળો.

शर्करा—સાકર

शिग्रु—સર્ગુવો.

शिलाजितु—શિલાજિત.
शिवा—આંમળાં.

शिशिर—
शीर— } ચંદન.

शृङ्गवेर—સૂંઠ
शृङ्गी—કાકડાશીંગી.
शुण्ठी—સૂંઠ.

शुल्ब—તામ્રભસ્મ.

शूलिबीज—પારો.

श्यामा—પીંપર, નસોતર, ભાંગ

श्री—બીલી; પિયંગુ.

श्रीखण्ड—સૂખડ.

श्रीफल—બીલી.

षट्कटु—પીંપર, પીંપળીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ અને મરી.
षड्ग्रन्थी—ઘોડાવજ.

षडूषण—પટકટુ.

सटी—કચૂરો.

समङ्गा—મજીઠ.

सर्पि—ઘી.

सर्षप—સરસવ.

सिता—સાકર.

सिन्दूर—સિંદૂર.

सिंधुवार—નિર્ગુંડી.

सिंहानन—
सिंहास्य— } અરડુસો.

सिंहिका—
सिंही— } રીંગણી.

सुर—
सुरदारु—
सुरपादप— } દેવદાર.

सुरराजयव—ઈંદ્રજવ.

सुरसा—તુળશી.

सुवर्णभवबीज—ધંતૂરાનાં બીજ.

सुषवी—કારેલી.

सेव्य—વીરણવાળો.

सैंधव--સિંધવ.

सौवर्चल—સંચળ.

स्तनयित्नु—મોથ.

स्थिर—
स्थिरा— } શાલવણ.

स्नुक्—થોર.

हरिद्रा—હળધર.

**हवि**—ઘી.

**हिङ्गु**—હીંગ.

**हिङ्गुक**—હિંગળોક.

**हिम**—સુખડ.

**हिमांशु**—કપૂર.

**हुतभुक्**—
**हुताश**— } ચિત્રક.

**हेम**—સોનું.

**ह्रीवेर**—વીરણવાળો.

